# ઇંગ્લેન્ડના ઇતિહાસનું
## પ્રથમ દર્શન

આચાર્ય

ધી ગુજરાત ઑરિએન્ટલ બુક ડીપો
અમદાવાદ.

# ઇંગ્લેન્ડના ઇતિહાસનું પ્રથમ દર્શન.

લેખક

**મહાશંકર પોપટભાઈ આચાર્ય,**

બી. એ. બી ટી. (ઑનર્સ)

ધી ગુજરાત ઓરિએન્ટલ બૂક ડીપો.

રીચીરોડ, અમદાવાદ.

કિં. રૂ. ૧-૦-૦

# પ્રસ્તાવના.

---

માધ્યમિક શાળાઓના અંગ્રેજી ચોથા અને પાંચમા ધોરણોના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે, એવા હેતુથી આ નાના પુસ્તકની યોજના કરવામાં આવી છે. આપણા વિદ્યાર્થીઓને ઈંગ્લેન્ડના ઇતિહાસનો પરિચય થાય છે, ત્યારે ત્યાંની અનેક સંસ્થાઓ વિષે તેમની માહીતી નહિ જેવી હોય છે, અને તેથી કરીને સંસ્કાર, પરિસ્થિતિ અને આચારવિચારમાં ભિન્ન એવી પ્રજાના ઇતિહાસને સમજવામાં તેમને સ્વાભાવિક અડચણ પડે છે. આ દૃષ્ટિથી વિચાર કરીને ઇતિહાસની ઝીણી વિગતોમાં ઉતર્યા વિના માત્ર તેના પ્રવાહનું સ્થૂલ દૃષ્ટિએ નિરૂપણ કરાવવું, એ ઉદ્દેશ ધ્યાનમાં રાખવામાં આવ્યો છે; અને તેમ છતાં જે હકીકત આપી હોય, તેનો સંપૂર્ણ કાર્યકારણસંબંધ વિદ્યાર્થીઓને સુગમ્ય થાય, એવા રૂપમાં મૂકવાનું યોગ્ય ધાર્યું છે. આ પ્રયત્નમાં કેટલી સફળતા મળી છે, તેનો નિર્ણય વાચકવર્ગજ કરી શકે.

આ કાર્યમાં મને સાદ્યંત સહાય કરનાર મારા સહૃદય સ્નેહી શ્રી હસસુખરામ ચુનીલાલ ત્રિવેદીનો મારે ઉપકાર માનવો જોઇએ; કેમકે તેમણે મને પ્રુફ તપાસી આપવા ઉપરાંત વારંવાર યોગ્ય સૂચનો કરીને મને તેમનો ઋણી બનાવ્યો છે. જે વિદ્યાર્થીઓના ઉપયોગને માટે આ પુસ્તક પ્રકાશ પામ્યું, તેમના આદરને પાત્ર એ નીવડો, એવી આશા સાથે આપણા પ્રાંતની ઉગતી પ્રજાને આ ગ્રંથ સાદર સમર્પણ કરૂં છું.

ભરૂચ.
મહા સુદ પડવો,
વિક્રમાર્ક ૧૯૮૫. } મહાશંકર પી આચાર્ય.

---

# અનુક્રમ.

## પ્રવેશક.

[ ઇ. સ. પૃ. ૫૫ થી ઇ. સ. ૧૪૮૫ ] પૃષ્ઠ.

## ટયૂડર વંશ.

[ ઇ. સ. ૧૪૮૫ થી ઇ. સ. ૧૬૦૩ ]



## સ્ટુઅર્ટ વંશ.

[ ઇ. સ. ૧૬૦૩ થી ૧૭૧૪ ]

## હેનોવર વંશ.

[ ઇ. સ. ૧૭૧૪ થી ઇ. સ. ૧૯૧૪ ]

## નકશા.



## ચિત્રો.

# નોર્મન—પ્લેજીન્ટેનેટ—લેંકેસ્ટર—યોર્ક વંશવૃક્ષ.

**ઇ. સ. ૧૦૬૬ થી ઇ. સ. ૧૪૮૫.**

**[નોર્મન વંશ] વિલિઅમ ૧ લો: ૧૦૬૬–૮૭**







એડવર્ડ ૧ લો: ૧૨૭૨–૧૩૦૭

એડવર્ડ ૨ જો: ૧૩૦૭–૨૭

**એડવર્ડ ૩ જો: ૧૩૨૭–૭૭**

**[યોર્ક વંશ] ૩ જો પુત્ર.** | શ્યામ યુવરાજ (મૃત્યુ: ૧૩૭૬) | **૪થો પુત્ર. [લેંકેસ્ટર વંશ.]**

લાયોનલ. | રિચર્ડ ૨ જો: ૧૩૭૭–૯૯ | જ્હૉન.

ફિલિપ્પા.

રોજર.

આન.

રિચર્ડ.

**એડવર્ડ ૪ થો: ૧૪૬૧–૮૩** | રિચર્ડ ૩ જો. (૧૪૮૩–૮૫)

એડવર્ડ ૫ મો: (૧૪૮૩)

**હેનરી ૪ થો.** (૧૩૯૯–૧૪૧૩)

હેનરી ૫ મો. (૧૪૧૩–૨૨)

હેનરી ૬ ઠ્ઠો. (૧૪૨૨–૬૧)

# પ્રવેશક.

## ૧

તમે આપણા દેશનો ઇતિહાસ વાંચ્યો. હવે તમારે આપણા દેશ ઉપર રાજ્ય કરનાર અંગ્રેજ લોકનો ઇતિહાસ વાંચવો છે ? એક નાના ટાપુમાંથી ઇંગ્લેન્ડનું રાજ્ય આજે પાંચે ખંડમાં વિસ્તાર પામ્યું છે, તે શી રીતે, અંગ્રેજ લોકોએ સ્વતંત્રતાની ખાતર કેવાં કેવાં કષ્ટો વેઠયાં છે, અને પ્રસંગે પ્રસંગે તેમણે કેવું શૌર્ય અને કેવું દેશાભિમાન બતાવ્યું છે, તે સર્વ જાણવા માટે તમારે ઇંગ્લેન્ડનો ઇતિહાસ વાંચવાની ખરેખરી જરૂર છે.

**અસલ વતનીઓ:** લગભગ બે હજાર વર્ષ પહેલાં આજે જે દેશ ઇંગ્લેન્ડ કહેવાય છે તે બ્રિટન કહેવાતો હતો, અને ત્યાંના વતનીઓ પણ બ્રિટનના નામથી ઓળખાતા હતા. તેઓ છેક જંગલી અવસ્થામાં હતા, અને દેશ પણ વેરાન અને ગાઢાં જંગલોથી છવાએલો હતો. લોકો શિકાર કરીને કે માછલાં પકડીને ગુજરાન ચલાવતા, અને જરૂર પડે ત્યારે પત્થરનાં હથિઆર વાપરતા. તેઓ છૂટાંછવાયાં ગામડાંમાં ટોળીઓ બાંધી પોતપોતાના સરદારના તાબામાં રહેતા. આ ટોળીઓમાં પરસ્પર અણબનાવ રહેતો હોવાથી તે લોકો શૂરવીર હોવા છતાં તેમના પર પરદેશીઓ ચઢી આવ્યા.

**રોમન અમલ:** ઇ. સ. પૂર્વે ૫૫ માં યૂરોપની દક્ષિણે આવેલા રોમનો સુપ્રસિદ્ધ સેનાપતિ જુલિયસ સીઝર એક નાનું લશ્કર લઈ દેશ પર ચઢી આવ્યો. દેશ જીતી સીઝર પાછો ગયો, ત્યાર પછી લગભગ સો વર્ષ સુધી બ્રિટનોનું કોઈએ નામ દીધું નહિ. પરંતુ ત્યાર પછી ફરીથી રોમનો ચઢી આવ્યા, અને બ્રિટનમાં તેમનું રાજ્ય સ્થપાયું. ઉત્તર તરફનો ડુંગરાળ મુલક અને વેલ્સનો પહાડી મુલક સ્વતંત્ર રહ્યા. બ્રિટનોએ રોમનોની સામે થવાનું તો ઘણુંએ કર્યું, પણ તેમનું કશું વળ્યું નહિ. રોમન અમલ ચારસો વર્ષ સુધી ટકયો. આ દરમિઆન બ્રિટનની ઉન્નતિ થઈ. સ્કૉટલેન્ડ, આયર્લેન્ડ અને જર્મનીના લૂટફાટ કરનારા લોકોથી બ્રિટનોનું રક્ષણ કરવા

માટે રોમનોએ ઠેરઠેર કિલ્લાઓ બાંધ્યા, અને દેશમાં પાકા અને સળંગ રસ્તા બંધાવી વેપારને ઉત્તેજન આપ્યું; તેમણે કાયદાઓ બાંધી દેશમાં શાંતિ આણી. આ ઉપરાંત તેમણે ભેજવાળી જમીન સૂકવી નાખી, ખાણો ખોદાવી અને કેટલાંક શહેરો વસાવ્યાં. ઉત્તરના રાની ચાંચીઆ રહેવાસીઓના હુમલા અટકાવવા માટે સોલ્વે ફર્થથી ટાઈન નદીના મુખ સુધી એક મજબુત દિવાલ રોમન અમલમાં બાંધવામાં આવી.



સીઝર.

ઈ. સ. ૪૧૦ માં ગૉથ અને બીજી કેટલીક યૂરોપની જંગલી જાતોએ રોમ ઉપર ધસારો કર્યો, એટલે જ્યાં જ્યાં રોમન સૈન્ય હતું, ત્યાં ત્યાંથી પાછું બોલાવી લેવામાં આવ્યું. આથી બ્રિટનોને પોતાનું રક્ષણ જાતે કરવાનો વખત આવ્યો.

**એંગ્લો–સેકસન લોકો**: રોમનોને ગયા જાણી ઉત્તર તરફના અને આયર્લૅન્ડના લૂટારાઓ તથા ઉત્તર મહાસાગરના ચાંચીઆઓ દેશમાં ઉતરી પડયા. રોમન રાજ્યની શીળી છાયામાં શુરાતન ગુમાવી બેઠેલા મોજીલા બ્રિટનોમાં તેમની સામે થવાનું બળ ન હતું, એટલે તેમણે પરદેશી લડવૈયાઓની મદદ માગી. બ્રિટનોના આમંત્રણથી જૂટ નામે લોકોની ટોળી આવી. તેણે બ્રિટનોના શત્રુઓને તો હરાવ્યા, પણ પછીથી તેમનાજ દુશ્મન બની તેમની જોડે લડયા, અને કેટલોક મુલક કબજે કર્યો. જૂટ લોકોની આ ફતેહથી લલચાઇને સેકસન જાતિની ટોળીઓ દક્ષિણ અને પૂર્વ કિનારાઓ ઉપર ધસી આવી, અને એંગલ જાતિની ટોળીઓએ નોર્ફોક અને સફોક પરગણાંમાં વસવાટ કર્યો, તેમજ ધીમે ધીમે ધસારા કરીને પગપેસારો કરવા

માંડયો. તેમણે બ્રિટનો પર જુલમ વરસાવીને તેમની કતલ કરી, કે તેમને પશ્ચિમમાં મારી હઠાવ્યા. બાપડા બ્રિટનોને વેલ્સ અને કૉર્નવૉલના પર્વતોમાં ભરાઈ બેસવું પડયું. આ નવા આવનારાઓને એંગલ એવા સામટા નામે ઓળખવામાં આવે છે. તેમના ઉપરથી દેશનું નામ એંગલલેન્ડ પડયું, અને તેનું પાછળથી રૂપાંતર થઈને ઈંગ્લેન્ડ થયું.

એંગલ લોકો શુરા, સાહસિક, આનંદી, ચંચળ અને ખંતીલા હતા. તેઓ ખેતરોમાં છૂટાછવાયા વસતા. તેમનામાં ઉંચી ઓલાદના એટલે અર્લ, અને હલકા એટલે ચર્લ એવા બે સામાજિક વિભાગ હતા. તેઓ પોતાનો રાજા પસંદ કરી લેતા; આ રાજા વિટનના નામથી ઓળખાતી ડાહ્યા લોકની સભાને પૂછ્યા વિના સ્વતંત્રપણે રાજ્યવહીવટ ચલાવી શકતો ન હતો.

આ લોકો ખ્રિસ્તી ધર્મ પાળતા ન હતા. તેઓ ગર્જનાના દેવ થોર, યુદ્ધના દેવ વોડન, સમુદ્રના દેવ ઇગિર, વગેરે ભયંકર દેવોને પૂજતા. છેક નવમા સૈકામાં સેંટ ઑગસ્ટાઈન નામે સાધુએ ઈંગ્લેન્ડમાં આવેલા કેન્ટ પરગણામાં આવી ખ્રિસ્તી ધર્મ ફેલાવવા માંડયો, અને ત્યારથી તે ધીમે ધીમે આખા દેશમાં ફેલાઈ ગયો.

એંગ્લો–સેક્સનોનાં નોર્થંબ્રિઆ, મર્સિઆ, અને વેસેક્સ નામે ત્રણ બળવાન રાજ્યો સ્થપાયાં. આ ત્રણે રાજ્યો વચ્ચે માંહોમાંહે સર્વોપરિ બનવાની હરિફાઈ ચાલતી. આખરે નવમા સૈકામાં ઇગ્બર્ટ નામે વેસેક્સના પ્રતાપી રાજાની હકુમત નીચે બધાં રાજ્યો આવી ગયાં. ઇગ્બર્ટ એક પ્રતાપી યોદ્ધો અને હોશિયાર રાજકર્તા હતો. તેણે યૂરોપનાં બીજાં રાજ્યો જોડે દોસ્તી બાંધી, રાજ્યમાં સારો બંદોબસ્ત કર્યો, અને ખ્રિસ્તી ધર્મને ઉત્તેજન આપ્યું. પરંતુ તેના મરણ પછી વેસેક્સના રાજ્યની પડતી આવી. હજુ આખા દેશની પ્રજા એકસંપીલી થઈ નહોતી, પણ થોડા વખતમાં તેમને ડેન લોકોના હુમલાની સામે થવા માટે એકસંપ થવાની જરૂર પડી.

**ડેન લોકઃ** આ નવા ચઢી આવનાર લોકો સ્વીડન, ડેન્માર્ક, નોર્વે, વગેરે ઉત્તર તરફના દેશોના ચાંચીઆઓ હતા. તેઓ ઇંગ્લેન્ડના કિનારા પર અચિંત્યા ચઢી આવી લૂટફાટ કરતા, ખૂનરેજી ચલાવતા, અને ખ્રિસ્તી મંદિરો બાળતા કે લૂટતા. ઇગ્બર્ટ પછીના રાજાઓ નબળા થયા, એટલે

નીડર અને સાહસિક લોકોને દેશમાં ધસી આવતા અટકાવનારી કોઈ પ્રતાપી સત્તા રહી નહિ. ઇ. સ. ૮૫૦ પછી તેઓ ઈંગ્લેન્ડમાંજ વસી ગયા. નોર્ધમ્બ્રિઆ અને બીજાં રાજ્યો તેમને હાથ પડયાં, અને ધીમે ધીમે તેમણે વેસેકસ ઉપર નજર નાખવા માંડી. જો વેસેકસનું રાજ્ય તેમને હાથ પડે, તો તેઓ આખા ઈંગ્લેન્ડના ધણી થાય તેમ હતું.

**મહાન્ આલ્ફ્રેડ:** આવા અણીના પ્રસંગે પ્રસિદ્ધ રાજા આલ્ફ્રેડે ધસી આવતા ડેન લોકોને ખાળી રાખ્યા. ઇ. સ. ૮૭૧ માં બાવીસ વર્ષની વયે તે ગાદીએ આવ્યો, ત્યાર પહેલાં તે ઘણી વાર ડેન લોકો જોડે લડયો હતો, એટલે ગાદીએ આવતાંજ તેણે આ ધાડપાડુઓની સામે થઈ ખ્રિસ્તી ધર્મનું રક્ષણ કરવાનો ઝુંડો ઉપાડયો. તેને ડેન લોકો જોડે ઘણાં યુદ્ધો કરવાં પડયાં, અને અનેક વેળા તે હાર્યો અને જીત્યો. ઘરબાર તજી તે ભિખારી હાલતમાં રખડયો, પરંતુ આખરે ઇ. સ. ૮૭૮ માં એક ખૂનખાર લડાઈમાં તેણે ડેનોને હરાવી શરણે આવવાની ફરજ પાડી. તેમનો સરદાર ખ્રિસ્તી થયો, અને તેણે આલ્ફ્રેડને ઉપરી તરીકે સ્વીકાર્યો. આલ્ફ્રેડે તેમને ઉત્તર અને પૂર્વમાં સલાહશાંતિથી રહેવા દઇ પોતાનું રાજ્ય દક્ષિણમાં જમાવ્યું.

આલ્ફ્રેડે પ્રજાહિતનાં ઘણાં કામ કર્યાં. તેણે દેશમાં અનેક પાઠશાળાઓ સ્થાપી, પંડિતોને આશ્રય આપ્યો, અને તે સમયની યૂરોપની મુખ્ય ભાષા લેટિનમાં રચાયેલા ઘણા ગ્રંથોનાં ભાષાંતર કર્યાં અને કરાવ્યાં. તેણે ઍંગ્લો-સેકસનોનો જુનો ઇતિહાસ શોધાવ્યો. તેણે લશ્કરની નવેસરથી વ્યવસ્થા કરી, અને ડેન લોકોના હુમલાથી બચવા માટે વિસારે પડેલા વહાણો બાંધવાના ઉદ્યોગમાં સુધારાવધારા કરી નૌકાસૈન્યને સારા પાયા ઉપર મૂકયું. આ ચંચળ, ન્યાયી, ઉદ્યોગી, પરાક્રમી અને કાર્યકુશળ રાજાને 'મહાન્' એવું જે વિશેષણ આપવામાં આવ્યું છે, તે દરેક રીતે યોગ્યજ છે. આલ્ફ્રેડ ઇ. સ. ૯૦૧ માં બાવન વર્ષની વયે મરણ પામ્યો.

**આલ્ફ્રેડના વંશજો:** આલ્ફ્રેડના ચતુર અને પરાક્રમી વંશજોએ તેને પગલે ચાલીને સેકસન સત્તા મજબુત કરી. ડેન લોકો એમની આણમાં રહેવા લાગ્યા, પણ ઇથલરેડ નામે કમઅક્કલ રાજા ગાદીએ આવતાં તેની નબળાઈનો લાભ લઈ ડેન લોકોનાં ધાડાં ફરીથી ચઢી આવવા લાગ્યાં.

ઈથેલરેડે તેમને લાંચ આપી પાછાં કાઢયાં, એટલે તેમનો ધનલોભ વધ્યો. આખરે કંટાળીને ઈથેલરેડે ઈંગ્લેન્ડમાં આવી વસેલા ડેન લોકોની કતલ કરવાનો હુકમ કર્યો. ડેન્માર્કનો રાજા આ કૃત્યનું વેર લેવા માટે જબરૂં લશ્કર લઈને ચઢી આવ્યો. નિર્માલ્ય રાજાથી કંટાળેલી પ્રજાએ તેને રાજા તરીકે સ્વીકારી લીધો, પરંતુ તે થોડાજ વખતમાં મરણ પામ્યો, (ઇ. સ. ૧૦૨૨). તેના પુત્ર પછી ગાદી સેકસન વંશમાંથી જતી રહી.

**ડેનિશ રાજાઓઃ** પછીનાં ત્રીસ વર્ષ સુધી ડેનિશ રાજાઓ ઈંગ્લેન્ડની ગાદીએ આવ્યા; તેમાં કેન્યૂટનું નામ સુપ્રસિદ્ધ છે. એ સર્વથી વધારે પરાક્રમી હતો. વીસ વર્ષ સુધી ન્યાયી રાજ્ય ચલાવી તેણે દેશમાં શાન્તિ આણી, લોકહિતનાં કામ કર્યાં, અને પ્રજાની પ્રીતિ મેળવી. તે ઈંગ્લેન્ડનો રાજા થયો, ત્યારે ડેન્માર્કનો રાજા તો હતોજ. આ ઉપરાંત તેણે નોર્વે, વગેરે મુલક જીત્યા અને સ્કૉટલેન્ડના રાજા પાસેથી ખંડણી ભરવાની કબુલાત લીધી, એટલે તે યૂરોપનો એક જોરાવર રાજા ગણાયો.

તેની પછી તેના બે પુત્રો પણ તરત મરણ પામતાં ગાદી પાછી સેકસન વંશમાં આવી, ( ઇ. સ. ૧૦૪૨ ). ઈથેલરેડના પુત્ર એડવર્ડને ગાદીએ બેસાડવામાં આવ્યો.

**એડવર્ડ ભગતઃ** એડવર્ડ ધર્મપરાયણ અને સાધુવૃત્તિનો હોવાથી તેનામાં રાજદ્વારી આવડત કે કુનેહ ન હતી. તેણે પોતાની બાલ્યાવસ્થા નોમડીમાં વીતાવેલી હોવાથી પોતાના નોર્મન મિત્રોને બોલાવી રાજ્યમાં તેમને મોટા અધિકાર આપ્યા; અને એમ પણ કહેવાય છે, કે નોર્મંડીના ઠાકોર વિલિઅમને પોતાની પાછળ ગાદીએ આવવા દેવાનું વચન પણ આપ્યું. અમીરો તેના આવા કૃત્યથી નારાજ થઇ તેની સામે થયા, અને અર્લ ગોડવિન નામે એક અમીર સર્વસત્તાધારી થઈ પડયો. એડવર્ડના મરણ પછી પરદેશીઓની આપદા દૂર કરવાની આશાથી લોકસભા–વિટને ગોડવિનના પુત્ર હેરોલ્ડને ગાદી આપી, ( ઇ. સ. ૧૦૬૬ ).

**વિલિઅમની ચડાઈઃ**—આ સમાચાર સાંભળી નોર્મંડીના વિલિઅમે ગાદીનો દાવો કર્યો, અને બળજોરીથી પોતાનો હક સાબીત કરવા માટે જબરૂં લશ્કર એકઠું કરી તેણે ઇંગ્લેન્ડ પર ચડાઈ કરી. હેરોલ્ડે પણ લશ્કર

એકઠુ કર્યું હતું, પરંતુ કમનસીબે તેનો ભાઈ ટોસ્ટિગ નોર્વેના રાજાની મદદ લઈ દેશ પર ચડી આવ્યો. હેરોલ્ડ તેની જોડે લડયો અને જીત્યો, પણ તે દરમિઆન ઈંગ્લેન્ડની દક્ષિણે વિલિઅમના લશ્કરને ઉતરી આવતાં તે અટકાવી શકયો નહિ. પોતાના થાકેલા લશ્કર સાથે ઇ. સ. ૧૦૬૬ માં તે હેસ્ટિંગ્સના યુદ્ધમાં વિલિઅમની સામો થયો, પણ તે માર્યો ગયો અને વિલિઅમ લડાઈમાં જય પામવાથી દક્ષિણ ઈંગ્લેન્ડનો ધણી થયો. સેકસન રાજ્યનો અંત આવ્યો, અને કાયમને માટે ઈંગ્લેન્ડમાં પરદેશીઓની સત્તા સ્થપાઈ. ઈંગ્લેન્ડ નોર્મનોના હાથમાં પડયું.

---

## ૨

**નોર્મન વિજયઃ**—આ નોર્મનો ફ્રાન્સના ઉત્તર પ્રાન્તમાં વસનારા લોકો હતા. તેઓ અસલ તો સ્વીડન અને નોર્વેની ઉત્તરમાં વસનારા ચાંચીઆઓ હતા, પણ ફ્રાન્સમાં વસીને તેઓ ફ્રેન્ચ રીતભાત અને સુઘડતા શીખ્યા, ફ્રેન્ચ ભાષા બોલવા લાગ્યા, અને આખા યૂરોપમાં ચતુર, સુઘડ, બુદ્ધિશાળી, સંસ્કારી, અને સુધરેલા તરીકે પ્રખ્યાત થયા. શરૂઆતમાં તો તેઓ ઈંગ્લેન્ડના વતનીઓ ઉપર તુચ્છકારની નજરે જોતા, પણ તેમણે દેશમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યાં. તેમણે ગરીબ કે તવંગરનો ભેદભાવ રાખ્યા વિના સર્વ દેશીઓને સરખી રીતે રંજાડવા માંડયા, એટલે પ્રજામાં પણ ભ્રાતૃભાવની લાગણી ઉત્પન્ન થઈ. નોર્મનોના આવવાથી ઈંગ્લેન્ડ યૂરોપના સંસર્ગમાં આવ્યું. વેપારીઓ, કારીગરો, અને સાધુસંતો ઈંગ્લેન્ડમાં નવી વિદ્યા લાવ્યા. નોર્મનોના આવવાથી અંગ્રેજી ભાષામાં અનેક નવા શબ્દો ઉમેરાયા. આમ એકંદરે નોર્મન વિજયથી ઈંગ્લેન્ડને લાભ થયો.

**વિલિઅમ ૧ લોઃ** હેસ્ટિંગ્સના યુદ્ધમાં જીતનાર વિલિઅમને લોકસભાએ રાજા તરીકે કબુલ રાખ્યો. તેણે બીજા પ્રદેશો તાબે કર્યા, અને પોતાની સામે લડવા આવનારની જાગીરો જપ્ત કરી પોતાનાં માણસોને આપી નોર્મન સત્તા મજબુત કરી. તેણે બધી જમીન રાજાની માલકીની ઠરાવી, અને પોતાને માટે થોડી રાખી બાકીની પોતાના સરદારોમાં વફા-

દાર રહેવાની અને ભીડ પડે ત્યારે રાજાને લશ્કરી મદદ આપવાની પ્રતિજ્ઞાના બદલામાં વહેંચી આપી. આ સરદારો પાછા એજ સરતોએ નાના જાગીરદારોને પોતાની જમીન આપી શકતા, અને આ જાગીરદારો વળી નાના વતનદારોને એની એજ સરતે આપતા. દરેક વતનદાર કે જાગીરદારને પોતાના ઉપરી અને રાજાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરવી પડતી હતી. આ પદ્ધતિને ફ્યૂડલ પદ્ધતિ કહે છે.



વિલિઅમ ૧ લો.

આ પદ્ધતિથી અંગ્રેજોની પુરી દુર્દશા થઈઃ મોટી જાગીરો પરદેશી અમીરોના હાથમાં જઈ પડી, અને તેમની દાદફરિયાદ સાંભળનાર હવે કોઈ રહ્યું નહિ. આથી દેશમાં અસંતોષ થયો અને કેટલેક ઠેકાણે બંડ પણ ઉઠયાં, પરંતુ વિલિઅમે તે મજબુત હાથે દબાવી દીધાં, અને દેશીઓને ધાકમાં રાખવા માટે પોતાના નોર્મન સરદારોને ઠેકાણે ઠેકાણે કિલ્લાઓ બાંધી તેમાં લશ્કર સહિત પડાવ નાખવાનું ઉત્તેજન આપ્યું.

તેણે કેટલીક વિશાળ જમીન શિકારને માટે અલગ રાખી તેની સંભાળને માટે જંગલના આકરા કાયદા બનાવ્યા. આ ઉપરાંત તેણે દેશની તસુએ તસુ જમીનની માપણી કરાવી તેની ઉપજ, તેના માલીકનું નામ, તેની પાસે માણુસોની સંખ્યા, વગેરે ઝીણામાં ઝીણી વિગતોની પાકી નોંધ તૈયાર કરાવી. આ દફતરને ચિત્રગુપ્તનો ચોપડો (ડુમ્સ ડે બુક) કહી શકાય.

ઇ. સ. ૧૦૮૭ માં વિલિઅમ મરણ પામ્યો. તે કડક, નિર્દય, અને રાજ્યલોભી હોવા છતાં ન્યાયી, ચતુર, દૂરંદર્શી અને પ્રજાનું ભલું કરવાની ઇચ્છાવાળો હતો.

વિલિઅમને ત્રણ પુત્રો હતા. મોટા રૉબર્ટને નોર્મંડીનું રાજ્ય મળ્યું, અને બીજો વિલિઅમ તે ઇંગ્લેન્ડનો રાજા થયો. ત્રીજા પુત્ર હેનરીને નાણું આપી સંતોષવામાં આવ્યો.

**વિલિઅમ ૨ જો:** તે પણ પિતાના જેવો શુરો અને પરાક્રમી હોવા છતાં અધર્મી, નિર્દય, અને લોભી હોવાથી પ્રજામાં અકારો થઈ પડયો. પોતાના ભાઈ રૉબર્ટને પવિત્ર લડાઈમાં જવા માટે નાણાં જોઈતાં હતાં, તે તેણે નોર્મંડી કબજે રાખીને આપ્યાં. તેણે વેલ્સનો કેટલોક મુલક જીત્યો અને સ્કૉટ લોકોના રાજાને હરાવ્યો, છતાં જ્યારે તે કોઈનાં બાણથી ઓચિંતો વિંધાઈ મુઓ, ત્યારે કોઈ એ તેનો શોક કર્યો નહિ, (ઇ. સ.૧૧૦૦). તેના નાના ભાઈ હેનરીએ રૉબટની ગેરહાજરીનો લાભ લઈને પોતાને રાજા તરીકે સ્વીકારાવી લીધો. પાછળથી તેણે રૉબર્ટને હરાવી નોર્મંડી જીતી લીધું.

**હેનરી ૧ લો:** તે જમાનામાં હેનરી વિદ્વાન્ ગણાતો હોવાથી તે બોકલેર એટલે પંડિત કહેવાતો હતો. તેણે જુના સેકસન કાયદા પ્રમાણે ચાલવાનું વચન આપીને તથા સેકસન રાજકુળની કન્યા જોડે લગ્ન કરીને પ્રજાની પ્રીતિ મેળવી લીધી. તેણે દેશમાં સુધારા દાખલ કર્યા, અને રાય કે રંકને એકસરખો ન્યાય આપવા માંડયો. એના સમયમાં નોર્મનો અને અંગ્રેજો વચ્ચેનો ભેદભાવ ઓછો થવા લાગ્યો, અને નોર્મનો અંગ્રેજી બોલવા લાગ્યા. સાધુઓના પ્રયત્નથી ધર્મ અને વિદ્યાને ઉત્તેજન મળ્યું.

**અંધાધુંધી:** હેનરીનો એકનો એક પુત્ર અંગ્રેજી ખાડીમાં ડૂબી જવાથી તેની ઇચ્છા પોતાની પુત્રીને ગાદી આપવાની થઈ. તેના અમીરોએ રાજકુંવરી મૅાડને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા કરી, પણ ઇ. સ. ૧૧૩૫ માં તેના મરણ પછી એક સ્ત્રી રાજ્ય ચલાવે તે ઘણા અમીરોને ગમ્યું નહિ, એટલે તેમણે હેનરીના ભાણેજ સ્ટીફનનો પક્ષ લીધો. ગાદી માટે મૅાડ અને સ્ટીફન વચ્ચે ૧૯ વર્ષ સુધી લડાઈ ચાલી, અને દેશ બેહાલ થઈ ગયો. આ અંધાધુંધીનો લાભ લઈ અમીરોએ મજબુત કિલ્લા બાંધી લઇ લોકો પર કેર વર્તાવી મૂકયો. આખરે મૅાડનો પરાક્રમી પુત્ર હેનરી લશ્કર લઈ ચઢી આવ્યો, ત્યારે જીવતાં સુધી સ્ટીફન ગાદી ભોગવે અને તેના પછી

હેનરી રાજા થાય એમ ઠરાવવામાં આવ્યું. સ્ટીફન બીજેજ વર્ષે મરણ પામ્યો, ( ઇ. સ. ૧૧૫૪ ).

---

## ૩

સ્ટીફનના મરણથી નોર્મન વંશનો અંત આવ્યો. મૉડ આંજુ નામે ફ્રાન્સના એક પ્રાન્તના અમીર જોડે પરણી હતી, એટલે હવે નવો વંશ શરૂ થયો. જો કે મૉડ સેક્સન કુળની હોવાથી આ રાજાઓ પરદેશી ગણાય નહિ. આ નવા વંશના રાજાઓ આંજવીન કે પ્લેન્ટેજીનેટ વંશના રાજાઓ કહેવાય છે.

**હેનરી ૨ જો:** ઇંગ્લેન્ડની ગાદીએ આવવાથી હેનરી ફ્રાન્સમાં આવેલા પોતાના મુલક ઉપરાંત બીજા ઘણા મુલકનો માલીક થયો. તે કડક સ્વભાવનો છતાં ચતુર, પરાક્રમી, અને બુદ્ધિમાન્ હતો, એટલે તેણે દેશનું ભલુંજ કર્યું છે. ઉમરાવોને દાબમાં આણી તેણે ફરી શાંતિ ફેલાવી. દેશમાં પ્રવાસ કરી ન્યાય આપનાર અમલદારો નીમવામાં આવ્યા. આરોપીને ન્યાય મળે તે માટે નિષ્પક્ષપાત અને ડાહ્યા માણસોનું પંચ નીમવાનો ધારો દાખલ થયો. લશ્કરી નોકરીના બદલામાં રોકડ નાણું આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ સર્વમાં તેનો હેતુ મગરૂર બનેલા ઉમરાવોની સત્તા કમી કરી રાજાની સત્તા બળવાન બનાવવાનો હતો.

**બેકેટનો વધ:** દેશમાં ધર્મગુરુઓનું જોર બહુ વધી ગયું હતું. તેમને માટે અદાલતો જુદી હતી; તેમને દેહાંતદંડની સજા થઇ શકતી નહિ, એટલે ગમે તેવા ભારે ગુનાહની પણ હલકી સજા પામી તેઓ છૂટી જતા. હેનરીને આ અન્યાય લાગવાથી તેણે ધર્મગુરુઓને પોતાની સત્તા નીચે આણવાનો પ્રયત્ન કર્યો. તેણે પોતાના માનીતા મિત્ર અને મંત્રી ટોમસ બેકેટને મુખ્ય ધર્મગુરુ બનાવ્યો. પરંતુ રાજા છેતરાયો. બેકેટે તો ધર્મગુરુઓનો પક્ષ લીધો. બંને વચ્ચે ઘણા વખત સુધી તકરાર ચાલી, અને આખરે બેકેટને દેશ તજી જતા રહેવું પડયું. છ વર્ષે સમાધાન થયું, બેકેટ પાછો આવ્યો, પણ તેણે પોતાનો આગ્રહ તજ્યો નહિ. આથી રાજા બેકેટ વિરુદ્ધ કંઈ બોલ્યો હશે, તે સાંભળી કેટલાક સરદારોએ બેકેટનું ખૂન કર્યું, ( ઇ. સ. ૧૧૭૦ ). તેની હત્યાના સમાચાર સાંભળી રાજાને શોક થયો, અને તેની કબર પાસે

તેણે પોતાની પીઠ પર કોરડા મરાવ્યા. ધર્મમાં સુધારા કરવાના રાજાના મનોરથ મનમાંજ રહ્યા.

**આયર્લેન્ડની જીતઃ** હેનરીને રાજ્યલોભ પણ હતો. તેણે વેલ્સનો કેટલોક ભાગ કબજે કર્યો હતો, સ્કૉટલેન્ડ ઉપર અનેક વેળા ચડાઈ કરી હતી, અને ત્યાંના રાજા પાસેથી ખંડણી ભરવાનું વચન લીધું હતું. હવે તેણે આયર્લેન્ડ તરફ નજર દોડાવી. ત્યાંના સરદારો વચ્ચે ઝગડા ચાલતા હતા, તેનો લાભ લઈ હેનરી ત્યાં ગયો. બધા સરદારોએ તેને ઉપરી માન્યો. ઘણા નોર્મનો અને અંગ્રેજો ત્યાં વસવા ગયા. આયર્લેન્ડના લોકો અને તેમના વિચાર, રહેણીકરણી, વગેરે જુદાં હોવાથી બંને વચ્ચે કંકાસ શરૂ થયો.

**છેલ્લાં વર્ષો:** આવા ડાહ્યા અને પરાક્રમી રાજાનાં છેલ્લાં વર્ષો દુઃખમાં ગયાં. તેના ચારમાંથી બે મોટા પુત્રો તો તેની હયાતીમાં મરણ પામ્યા હતા. બીજા બે રિચર્ડ અને જ્હૉને તેની સામે બળવા કર્યા, અને ઘણા અમીરોએ તેમનો પક્ષ લીધો. બંડ તો શમાવી દેવામાં આવ્યાં, અને હેનરીએ ઉદારતાથી બળવાખોરોને માફી આપી, તો પણ તેઓ સામા થયા, એટલે પાંત્રીસ વર્ષ રાજ્ય ચલાવ્યા પછી નિરાશ અને વૃદ્ધ થએલા રાજાએ ક્લેશમાં પ્રાણત્યાગ કર્યો.

હેનરીના વખતમાં નોર્મન અને અંગ્રેજ લોકો પરસ્પરનાં વેર વીસરી મિત્રાચારીથી રહેવા લાગ્યા.

**રિચર્ડ ૧ લો:** હેનરી પછી ગાદીએ આવનાર તેનો પુત્ર રિચર્ડ અણઘડ, ઉતાવળીઓ, અને પરાક્રમી હતો. તેને ધાર્મિક યુદ્ધો લડવામાં ખૂબ રસ પડતો, તેથી તેણે ઈંગ્લેન્ડની બહુ દરકાર ન કરી. દસ વર્ષના અમલ દરમિઆન ભાગ્યેજ સાત માસ તે ઈંગ્લેન્ડમાં રહ્યો હશે. ખ્રિસ્તીઓનું પવિત્ર ધામ જેરૂસલેમ મુસલમાનોના કબજામાંથી છોડાવવા માટે યૂરોપના રાજાઓ એકઠા થઈ ધર્મયુદ્ધ (ક્રુઝેડ) કરવા ગયા હતા, તેમાં રિચર્ડ પણ ગયો હતો. તેની બહાદુરીને લીધે તેને સિંહ—હૃદયનો (લાયન—હાર્ટેડ) કહેવામાં આવે છે.

**જ્હૉન:** ઇ. સ. ૧૧૯૯ માં નિઃસંતાન રિચર્ડનું મરણ થવાથી તેનો કપટી અને દુરાચારી ભાઈ જ્હૉન ગાદીએ બેઠો. ફ્રાન્સના રાજાએ જ્હૉનની ફ્રાન્સમાં આવેલી જાગીરો જપ્ત કરી લીધી, અને ફ્રાન્સનું સઘળું

રાજ્ય આ નામર્દ રાજા ગુમાવી બેઠો. આથી ઈંગ્લેન્ડને તો લાભજ થયો છે; કેમકે હવે ઈંગ્લેન્ડ નોર્મંડીનું ઉપરાજ્ય મટી ગયું, તેનો પૈસો નોર્મંડી જતો બચ્યો, અને નોર્મનો ઈંગ્લેન્ડને સ્વદેશ માની તેની પ્રજા જોડે છૂટથી ભળવા લાગ્યા, તથા દેશના કલ્યાણના પ્રશ્નમાં એકસરખો રસ લેવા લાગ્યા.

જ્હૉન પોતાનાં દુરાચારી કામો વડે થોડાજ વખતમાં અકારો થઈ પડયો. તેને ખ્રિસ્તીઓના વડા ધર્મગુરુ પોપ જોડે પણ ઝગડો થયો. કેન્ટરબરીનો ધર્માધ્યક્ષ મરણ પામ્યો, એટલે તેની જગાએ કોને નીમવો એ વિષે પોપ અને જ્હૉન વચ્ચે મતભેદ થયો. પોપે જ્હૉનને ધર્મ બહાર મૂકી તેને પતિત અને પદભ્રષ્ટ જાહેર કર્યો, અને ફ્રાન્સના રાજાને ઈંગ્લેન્ડ ઉપર ચઢાઇ લઈ જવાની આજ્ઞા કરી. જ્હૉન ગભરાયો અને પોપને નમી પડયો.

હવે જ્હૉને પ્રજા ઉપર ત્રાસ વર્તાવવામાં મણા રાખી નહિ. પ્રજાનો દરેક વર્ગ તેનાથી ત્રાસી ગયો. ઉમરાવો, ધર્મગુરુઓ, અને લશ્કર સંપી ગયાં, અને સંપીલી પ્રજાએ પોતાના સામટા બળથી રાજા પાસે પોતાના હકની માગણી કરી. રાજાએ નમી જવામાં ડહાપણ માન્યું, અને ઇ. સ. ૧૨૧૫ માં તેણે રનીમીડના ટાપુમાં પ્રજાની માગણીના પત્ર ઉપર સહી કરી આપી. આ હકપત્રને મોટો પટ્ટો ( મેગ્નાકાર્ટા ) કહેવામાં આવે છે.



રાજા જ્હૉન મેગ્નાકાર્ટા ઉપર સહી કરે છે.

આ પટ્ટામાં ઘણી કલમો તો જુની છે. જેમાં બે મુખ્ય છે: (૧) મહાન્ સભાની મંજુરી વિના રાજા કોઈ પ્રકારના કર ઉઘરાવી શકે નહિ; (૨) કોઈ પણ

માણસને રાજા પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે શિક્ષા કરી શકે નહિ. ગુનેહગારની તપાસ તેના સમોવડીઆ કરે.

આ ઉપરાંત કોઇ જાતનો જુલમ ન કરવા બાબત, ઇન્સાફ આપવાની ના ન કહેવા બાબત, શહેરોની સ્વતંત્રતા ખંચવી ન લેવા બાબત પણ કલમો હતી. સહી તો કરી આપી, પણ તે પ્રમાણે પાળવાની જ્હૉનની ઇચ્છા ન હતી. હવે અમીરો વીફર્યા. તેમણે ફ્રાન્સના રાજકુંવરને ઈંગ્લેન્ડમાં આવી તાજ પહેરવાનું આમંત્રણ આપ્યું. જ્હૉન ગભરાયો અને ફ્રેન્ચ રાજકુમારને આવતો અટકાવવા દોડયો. પરંતુ રસ્તામાંજ તે ફીકર, ચિન્તા, અને દુઃખના તાવથી ઓચિન્તો મરણ પામ્યો, ( ઇ. સ. ૧૨૧૫ ). જ્હૉન ગયો અને મોટો પટ્ટો રહ્યો. આજ સુધી અંગ્રેજોની સ્વતંત્રતા આ હકપત્રકથી રક્ષાતી આવે છે.

જ્હાન પછી તેનો બાળપુત્ર હેનરી નવ વર્ષની વયે ગાદીએ આવ્યો.

---

## ૪

**હેનરી ૩ જો:** નવો રાજા હેનરી ૩ જો ઇ. સ. ૧૨૧૬ માં ગાદીએ આવ્યો, ત્યારે માત્ર નવ વર્ષની વયનો હોવાથી અમીરોની સભાને મનમાન્યો રાજ્યવહીવટ ચલાવવાનો લાગ મળ્યો. પુખ્ત વયે પહોંચીને પણ તેણે કારભાર પોતાને હસ્તક લીધો, ત્યારે પારકાની બુદ્ધિએ ચાલવાના તેના સ્વભાવને લીધે અનેક પ્રકારની અવ્યવસ્થા ઉભી થવા લાગી. તેનામાં આવી જોખમદાર પદવીને માટે જોઈતી શક્તિ કે ગુણ કંઈ ન હતું. તે બિચારો ભલો, ભોળો, અક્કલહીણો, હઠીલો, તરંગી, ઉડાઉ, અને વિલાસી સ્વભાવનો હોવાથી તેના પરદેશી માનીતાઓ ફાવી ગયા, અને પ્રજાને પીડી પોતાનાં ગજવાં ભરવા લાગ્યા. વળી પોપ તો દર વર્ષ ઈંગ્લેન્ડમાંથી અઢળક નાણું ખેંચી જતો અને તેનો લાભ પ્રજાને મળતો નહિ, એટલે પણ પ્રજાને અકળામણ થવા લાગી. અમીરોએ સ્વચ્છંદી બનેલા રાજાને કાબુમાં આણવાનો નિશ્ચય કર્યો.

અમીરોનો આગેવાન એક દેશપ્રેમી, ચતુર, ને દૂરંદર્શી સાઇમન ડી મોન્ટફર્ડ નામે હતો. તે રાજાનો બનેવી થતો હતો, છતાં તેણે દેશહિતને

હૈયે રાખી પ્રજાનો પક્ષ લીધો. અમીરોની સભા મળી; તેમાં રાજાના કામ-કાજ ઉપર દેખરેખ રાખવા માટે ૨૪ અમીરો નીમવામાં આવ્યા. હેનરીને આ વ્યવસ્થા સ્વીકારવી તો પડી, પરંતુ થોડાજ સમયમાં એ મિથ્યાવચની રાજાએ આપેલા વચનનો ભંગ કરવા માટે પોપની રજા મેળવી લીધી. અમીરોને હવે લડવા વિના છુટકો રહ્યો નહિ. સાઇમન અને તેના પક્ષનું સન્ય રાજસૈન્ય કરતાં નાનું અને નબળું હતું, છતાં સાઇમનની યુદ્ધકુશળતાથી તેઓ જય પામ્યા. રાજપુત્ર એડવર્ડને પકડી કેદ કરવામાં આવ્યો.

**પાર્લમેન્ટનાં બીજ:** સાઇમનને બળવાખોર ગણીએ, તોપણ એ મહાપુરુષ હતો એ નક્કી. તેની ઇચ્છા તો દેશમાં સારૂં રાજ્ય સ્થાપવાની હતી. તેણે પાર્લમેન્ટ બોલાવી. આજ સુધી જે લોકસભા મળતી, તેમાં અમીરો અને ધર્મગુરુઓ બેસતા; પ્રજાનો રાજ્યતંત્રમાં અવાજ ન હતો. સાઇમને આટલેથી સંતોષ ન માનતાં પ્રજાના પ્રત્યેક વર્ગને રાજકાજમાં ભાગ આપવાના શુભ હેતુથી દરેક કસ્બામાંથી બે ગરાસીઆ ( નાઇટ ) અને દરેક શહેરમાંથી બે શહેરીઓને પણ આ સભામાં આવવા માટે નોતર્યા, (ઇ. સ. ૧૨૬૫). આજે આપણે જેને આમની સભા કહીએ છીએ, તેમાં બેસનારા લોકપ્રતિનિધિઓ ઇતિહાસમાં પહેલીજ વાર આવ્યા. આ સભાને પાર્લમેન્ટ નામ આપવામાં આવ્યું. પાર્લમેન્ટ શબ્દનો અર્થ વિચાર કરનારી સભા એવો થાય છે. અર્વાચીન પાર્લમેન્ટનાં બીજ રોપીને સાઇમન અમર કીર્તિ પામ્યો છે.

**છેલ્લાં વર્ષ:** સાઇમને આ પ્રમાણે રાજ્ય તો સારૂં ચલાવ્યું, પરંતુ ઇર્ષાખોર અમીરો તેની સત્તા સાંખી શક્યા નહિ. અમીરોની પરસ્પર તકરારનો લાભ લઈ એડવર્ડે કેદમાંથી નાસી જઇ બળવાન સૈન્ય એકઠું કર્યું, અને ઇવશામના યુદ્ધમાં સાઇમનને મારી હેનરીની સત્તા ફરી સ્થાપી. છેલ્લાં સાત વર્ષ હેનરીએ એવાં શાંતિમાં ગાળ્યાં કે તેના મરણ સમયે એડવર્ડ ક્રૂઝેડમાં ગયો હતો, છતાં તેની આણ ફેરવવામાં આવી, (ઇ. સ. ૧૨૭૨).

**એડવર્ડ ૧ લો:** નિર્બળ પિતાના આ પ્રતાપી પુત્રની ગણના આલ્ફ્રેડ અને હેનરી ૨ જા જેવા મહાન રાજાઓમાં થાય છે. એડવર્ડ દયાળુ, દીર્ઘદષ્ટિવાળો, ચતુર, ઉદાર, અને પ્રજાવત્સલ હતો. તે પ્રવીણ રાજદ્વારી

અને સમર્થ સેનાપતિ હતો. તેના સદ્ભાગ્યે તેની રાણી પણ પરમ સાધ્વી અને પતિવ્રતા હતી.

તેણે ગાદીએ આવતાંજ રાજસત્તા મજબુત બને તેવા સુધારાએ કરવાનું માથે લીધું. તેણે જુના ધારાઓનો કડક અમલ કરીને અને બીજા નવા ઘડીને પણ અમીરોની સત્તા નબળી કરી નાખી. અત્યાર સુધી રાજાઓને અમીરોનાં સૈન્યો ઉપર આધાર રાખી બેસી રહેવું પડતું હતું. આવી પરાધીનતા દૂર કરવા માટે એડવર્ડે દરેક સ્વતંત્ર પ્રજાજનને હથિઆરોનો ઉપયોગ શીખી લેવાનું ઉત્તેજન આપવા માંડયું. આ ઉપરાંત કોઇ પણ જમીનદારે પોતાની જાગીર મઠને કે મંદિરોને આપી જવી નહિ એવું પણ ફરમાન કાઢયું; કેમકે એથી ધર્મગુરુઓનું દેશમાં પ્રબળ વધતું જતું હતું એટલુંજ નહિ, પરંતુ એ પ્રમાણે ધર્માદાની થઇ ગએલી જમીનનું મહેસુલ ભરાતું નહિ, અને રાજ્યને એટલી ખોટ જતી. પાદરીઓને આ કાયદો રુચ્યો તો નહિ, પરંતુ તેઓનો આગળ જેટલો પ્રતાપ હવે રહ્યો ન હતો. પોપ પ્રત્યે લોકોનો આદરભાવ ઓછો થતો જતો હતો. હેનરી ૨ જા અને જહૉનને નમાવી દેનારા પાદરીઓ આ પ્રતાપી રાજા સામે આંગળી પણ ઉંચી કરી શકયા નહિ. આ ઉપરાંત ઇ. સ. ૧૨૯૫ માં સાઇમનના જેવીજ તેણે પાર્લમેન્ટ મેળવી તેનું સ્વરૂપ કાયમને માટે નક્કી કરી નાખ્યું. આથી તેને આદર્શ પાર્લમેન્ટ કહેવામાં આવે છે. અલબત્ત, તે દિવસની અને આજની પાર્લમેન્ટની સત્તા, કીર્તિ, અને કાર્યપદ્ધતિમાં ઘણો ફેર છે, છતાં એટલું તો ખરૂં કે જ્યારે દેશમાં કંઈ સુધારા દાખલ કરવા હોય, કોઈ મદોન્મત્ત રાજાને પદભ્રષ્ટ કરવો હોય કે કાબુમાં આણવાનો હોય, ત્યારે પ્રજાની દૃષ્ટિ પાર્લમેન્ટ પ્રત્યે વળતી. એડવર્ડ તો સર્વ કાયદાઓ જાતેજ કરતો; પાર્લમેન્ટ માત્ર તેને સલાહ આપતી.

**વેલ્સની જીતઃ** એડવર્ડનો મનોરથ તો આખા ગ્રેટબ્રિટનના ચક્રવર્તી રાજા થવાનો હતો. તેની દૃષ્ટિ વેલ્સ પર પડી. સેકસનોએ દેશમાંથી હાંકી કાઢેલા બ્રિટનો વેલ્સમાં જઇ વસી પોતાની સ્વતંત્રતા જાળવી રહ્યા હતા. નોર્મનોએ એ પહાડી પ્રદેશનો કેટલોક ભાગ જીતી લીધો હતો, અને બાકી રહેલા મુલકમાં નોર્મન રાજાઓના ખંડીઆ થઈ રહેલા નાના તાલુકદારો રાજ્ય કરતા હતા. આમાંના લુવેલીન નામે એક તાલુકદારે

એડવર્ડને ઉપરી સ્વીકારવાની ના પાડી, એટલે એડવર્ડ તો જબરૂં લશ્કર લઇ તેના ઉપર ચઢી ગયો. લુવેલીન હાર્યો અને મરાયો, એટલે વેલ્સને ખાલસા કરી ઈંગ્લેન્ડ જોડે જોડી દેવાનો એડવર્ડે નિશ્ચય કર્યો.

ઈંગ્લેન્ડના ધારા દાખલ કરીને, કેટલાક પ્રાચીન દેશી રિવાજ જાળવીને, અને કેટલીક વહીવટી સ્વતંત્રતા આપીને એડવર્ડે વેલ્સમાં શાંતિ સ્થાપી, અને પોતાના વડા રાજકુમારને વેલ્સનો રાજકુમાર એવું નામ આપ્યું. આજ પર્યંત ઈંગ્લેન્ડનો યુવરાજ એ પદને સાચવી રહ્યો છે.

**સ્વતંત્ર સ્કૉટલેન્ડ:** વેલ્સમાં આ પ્રમાણે સરળતાથી જય પામેલો એડવર્ડ સ્કૉટલેન્ડમાં સફળ થયો નહિ. સ્કૉટલેન્ડના રાજાઓએ વિલિઅમ ૧ લા અને હેનરી ૨ જાના સમયમાં ઈંગ્લેન્ડનું ઉપરીપણું સ્વીકાર્યું હતું, છતાં એકંદર રીતે એ દેશ સ્વતંત્રજ હતો. ઇ. સ. ૧૨૯૦ માં સ્કૉટલેન્ડના રાજકુટુંબમાં એક સાત વર્ષની કન્યા વિના બીજું કોઇ રહ્યું નહિ. ચતુર એડવર્ડે લાગ સાધી સ્કૉટલેન્ડ હાથ કરવાની આશાએ તે રાજકુમારીનાં લગ્ન પોતાના યુવરાજ જોડે કરવાની પેરવી કરી. પરંતુ નાનાં રાણી મરી ગયાં, અને એડવર્ડની આશા મનમાંજ રહી.

હવે રાજકુટુંબ જોડે સગપણ કાઢી ગાદી માટે ત્રણ દાવાદારો નીકળ્યા. એડવર્ડે પંચ તરીકે જહૉન બેલિયલ નામે એકને પસંદ કર્યો. બેલિયલ ગાદીએ તો બેઠો, પરંતુ પરદેશી રાજાની ગુલામી સ્વીકારનાર રાજાને સ્કૉટ લોકો ફિટકાર દેવા લાગ્યા. એડવર્ડનું પણ બેલિયલ ઉપર દબાણ વધતું ચાલ્યું, એટલે ક્રોધે ભરાએલો બેલિયલ એડવર્ડની સામે થઇ ગયો, (ઇ. સ. ૧૨૯૫). એડવર્ડે તેને હરાવી પદભ્રષ્ટ કર્યો, અને સ્કૉટલેન્ડનો વહીવટ કરવા એક અંગ્રેજ સુબાને નીમ્યો.

દેશાભિમાની અને બહાદુર સ્કૉટ એમ નમી જાય તેવા નહોતા. સર વિલિઅમ વૉલેસ નામે એક નીડર અને સાહસિક નરે સ્વતંત્રતાનો ઝુંડો ઉપાડયો.

એડવર્ડ ચુનંદા યોદ્ધાઓ લઇ વૉલેસની સામે ગયો. ફૉલ્કર્કના યુદ્ધમાં વૉલેસ હાર્યો, પણ નમ્યો નહિ. આખરે એક દેશદ્રોહીએ ભારે ઇનામની લાલચે વૉલેસને પકડાવી દીધો, એટલે પ્રજામાં ધાક બેસાડવા માટે એડવર્ડે

તેનો વધ કર્યો, અને તેના શરીરના કકડા કરી કિલ્લાના દરવાજા ઉપર લટકાવી દીધા. પરંતુ આમ કરવાથી એડવર્ડ નિષ્કંટક રાજ્ય ભોગવી શક્યો નહિ. દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને રૉબર્ટ બ્રુસ નામે એક પરાક્રમી વીરની આગેવાની નીચે અમીરો આળસ તજી એકઠા થઈ ગયા. પરંતુ એડવર્ડની તાલીમ પામેલી અંગ્રેજ સેના પાસે તેમનું ચાલ્યું નહિ; બ્રુસના માણસો વીખરાઇ ગયા; એડવર્ડ તેમને પકડી પકડી કતલ કરવા માંડ્યા, અને હરેક પ્રકારે તેમના પ્રત્યે સખતાઇ વાપરવા માંડી. પરંતુ રાજાને વૃદ્ધાવસ્થા આવતી હતી, અને તેની કાયા કાયલી થઈ ગઈ હતી. ઇ. સ. ૧૩૦૭ માં સ્કૉટલેન્ડ જીત્યા વિનાજ એ મરણ પામ્યો.

**એડવર્ડ ૨ જો:** સ્કૉટલેન્ડ જીતવાની એડવર્ડ ૧ લાની ઉત્કંઠા એટલી તીવ્ર હતી, કે તેણે મરતી વખતે પોતાના પુત્રને યુદ્ધ ચલાવવાની આજ્ઞા આપી હતી; પરંતુ એ પ્રતાપી પિતાનો નમાલો પુત્ર પ્રમાદી, વિલાસી, આળસુ, અને આવડત વિનાનો હતો. તે પોતાનું નાણું નાલાયક માનીતાઓમાં ઉડાવી દેતો હતો.

સાત વર્ષ સુધી તેણે સ્કૉટલેન્ડ સામું પણ જોયું નહિ, અને બ્રુસ તો એક પછી એક શહેરો અને કિલ્લાઓ તડામાર સર કરતો કરતો આખરે લગભગ આખા સ્કૉટલેન્ડનો ધણી થઇ પડ્યો. હવે તો નમાલા એડવર્ડને પણ શુરાતન ચઢ્યું. તેણે સ્કૉટલેન્ડ પાછું લેવાનો પ્રયત્ન કર્યો પણ બૅનૉકબનના યુદ્ધમાં તે હાર્યો, (ઇ. સ. ૧૩૧૪). સ્કૉટલેન્ડ સ્વતંત્ર થયું.

એડવર્ડની બેવફા રાણી પોતાના માનીતા રોજર મોર્ટિમર નામે અમીરની સાથે ઇંગ્લેન્ડમાં ઉતરી આવી. પાર્લમેન્ટે રાજાને નાલાયક ગણી પદભ્રષ્ટ કર્યો. પાછળથી તેને નિર્દય રીતે મારી નાખવામાં આવ્યો.

**એડવર્ડ ૩ જો:** બાળક એડવર્ડ ગાદીએ આવ્યો ત્યાર પછી કેટલોક વખત તેની મા અને મોર્ટિમરના હાથમાં રાજ્યવહીવટ રહ્યો. એડવર્ડે સત્તા મેળવી, ત્યાર પછી તેણે સ્કૉટલેન્ડ જીતવા તરફ લક્ષ લગાડ્યું. બ્રુસ મરણ પામ્યો હતો, અને તેનો પુત્ર બાળક હતો એટલે તેણે બેલિયલના પુત્રનો પક્ષ લઇ યુદ્ધ જાહેર કર્યું. પણ સ્કૉટલેન્ડમાં કાયમી જીત મળી નહિ. રાજ્યલોભી રાજાએ પોતાની નજર ફ્રાન્સ ઉપર માંડી.




એડવર્ડ ૩ જાનું ફ્રાન્સનું રાજ્ય.




હેનરી ૨ જાનું ફ્રાન્સનું રાજ્ય.

**સો વર્ષનો વિગ્રહ:**—ફ્રાન્સનો રાજા અપુત્ર મરણ પામ્યો હતો. એડવર્ડની મા તેની બેન થતી હતી, એટલે તેણે ગાદીનો દાવો કર્યો. દીકરીના વંશમાં ગાદી જાય નહિ, એવો ફ્રાન્સમાં કાયદો હોવાથી એડવર્ડનો હક સ્વીકારવામાં આવ્યો નહિ, એટલે તેણે ફ્રાન્સ જોડે નિરર્થક લડાઇ માંડી. ઇ. સ. ૧૩૩૮ થી ૧૪૫૩ સુધી પાંચ અંગ્રેજ રાજાઓના રાજ્યવહીવટ દરમિઆન આ વિગ્રહ ચાલ્યા કર્યો, તેથી તેને સો વર્ષનો વિગ્રહ કહેવામાં આવે છે. આ વિગ્રહથી બેમાંથી એક પણ દેશને લાભ થયો નથી.

અંગ્રેજ લશ્કરે ક્રેસીની ધાર આગળ એક જીત મેળવી ( ઇ. સ. ૧૩૪૬ ), અને કેલે બંદર જીતી લીધું. બસો વર્ષ સુધી આ બંદર અંગ્રેજોના હાથમાં રહ્યું. આ યુદ્ધમાં એડવર્ડના પાટવી કુંવરે ભારે પરાક્રમ બતાવ્યું. તે પોતાના લોખંડી બખતરને લીધે શ્યામ યુવરાજ કહેવાતો હતો. પોયટીયર્સની લડાઇમાં અંગ્રેજોએ જબરી જીત મેળવી અને ફ્રેંચ રાજાને કેદ પકડવામાં આવ્યો, એટલે સુલેહના કરારો કરવામાં આવ્યા. એડવર્ડે ફ્રાન્સમાંનો થોડા મુલક મેળવ્યો; પણ જયની ભરતીને પણ ઓટ આવી, અને એજ રાજ્યમાં અંગ્રેજો મેળવેલો મુલક ખોવા લાગ્યા. શ્યામ યુવરાજ મરણ પામ્યો, અને માત્ર કેલે અને થોડો પ્રદેશ અંગ્રેજોની પાસે રહ્યાં. છેવટના વખતમાં પ્રજામાં અકારો બનેલો રાજા ઇ. સ. ૧૩૭૭માં મરણ પામ્યો.

એડવર્ડના વખતમાં ઈંગ્લેન્ડમાં કાળી મરકી ફાટી નીકળવાથી અસંખ્ય જાનોની ખુવારી થઈ.

**જહૉન વિકલીફ:** આ રાજ્યમાં વિકલીફ નામે એક પંડિતે ધર્મમાં સુધારો કરવાનો ઝુંડો ઉપાડયો. તે વખતના ઘણાખરા પાદરીઓ એશઆરામી, મોજીલા અને સ્વચ્છંદી બની ગયા હતા, અને તેમની સત્તા વધી પડી હતી. વિકલીફે ગરીબ રહેવાનું વ્રત લેનારા ઉપદેશકો તૈયાર કર્યા, ધર્મગુરુઓના ઢોંગ ખુલ્લા પાડવા માંડયા, તેમજ સરળ અને મરોડદાર અંગ્રેજી ભાષામાં બાઇબલનો તરજુમો કરી પાદરીઓની મદદ વિના ધર્મશાસ્ત્ર જાતે વાંચી લેવાનો લોકોને સુયોગ કરી આપ્યો. તેના અનુયાયીઓની સંખ્યા ઝડપથી વધવા લાગી. તેઓ લોલાર્ડ કહેવાતા. વિકલીફના મરણ પછી લોલાર્ડ વિરૂદ્ધ સખત કાયદા કરવામાં આવ્યા, અને ઇ. સ. ૧૪૦૧ માં તેમને

જીવતા બાળી મૂકવાની સજા કરવાનો કાયદો કરવામાં આવ્યો. આથી તેમની સંખ્યા ઘટી ગઇ, પરંતુ તેમણે આણેલી ધર્મની જાગૃતિ પ્રજામાં રહી ગઇ.

---

## ૫

**મધ્યયુગમાં લોકજીવનઃ**—આપણે જે જમાના વિષે વાંચીએ છીએ તે મધ્યયુગ કહેવાય છે. તેરમા સૈકાના આરંભ પહેલાંનો સમય સાધારણ રીતે અંધકારનો યુગ ગણાય છે. એ યુગમાં સેકસન, ડેન, અને નોર્મન પ્રજાઓ લૂટફાટ અને મારફાડ કરતી હતી. પરંતુ જેમ જેમ તેઓ ઠરીઠામ થતા ગયા, તેમ તેમ જીવન શાંતિભર્યું થતું ગયું, અને લોકોને પણ શાંતિના વખતમાં કરવાનાં કાર્યોની સૂઝ પડતી ગઈ. મધ્યયુગમાં પણ આપણે અનેક વિગ્રહો વિષે વાંચી ગયા, પરંતુ તેમાં જોઈ શકાશે કે સેકસન કે ડેન પ્રજાની પેઠે કોઈ આખી પ્રજા ભટકતી કે લૂટફાટ કરતી નથી. મધ્યયુગના વિગ્રહોમાં માત્ર રાજાઓ અને અમીરો ભાગ લે છે.

જેમ જેમ શાંતિ પ્રસરતી ગઈ તેમ તેમ પ્રજાની સ્થિતિમાં સુધારો થતો ગયો. મઠમાં વસનારા ખ્રિસ્તી સાધુઓએ પ્રજાના સંસ્કાર કેળવવામાં સારો ભાગ લીધો. આશ્ચર્યની વાત તો એ છે, કે ક્રુઝેડનાં ધર્મયુદ્ધોએ પણ દેશમાં સુધારો આણ્યો. ધર્મઝનૂની અને રણશુરા લોકોને લડવાનું મળતાં એઓ યુદ્ધમાં ગયા, એટલે પાછળ વર્તેલી શાંતિમાં દેશની આબાદી વધવા લાગી. રિચર્ડ ૧લા જેવા રાજાએ તો યુદ્ધમાં જોઈતાં નાણાં મેળવવા માટે કેટલાક અગત્યના હકો વેચવા માંડયા. આ ઉપરાંત પૂર્વના લોકો જોડેનો પરિચય થતાં તેમની વિદ્યા, કલા અને હુન્નર જોવા અને જાણવાનો પણ પશ્ચિમને લાભ મળ્યો, અને તેમની જોડે વેપાર કરવાનો પ્રસંગ મળ્યો. હિંદુસ્તાનથી આવેલા તેજાનાઓ પર તો યૂરોપની પ્રજા આફરીન થઈ ગઈ; કેમકે તે જમાનામાં શ્રીમંતોનું ભોજન પણ સાદું અને શણગાર વિનાનું હતું.

ગરીબોને રહેવા માટે તો તૂટીફાટી ઝુંપડીજ હતી. સામાન્ય લોકોનાં ઘર નાનાં અને સાદાં તેમજ ઘણું કરીને લાકડાં કે માટીનાં બાંધેલાં હતાં. અમીરો તેમના ભવ્ય કિલ્લાઓમાં રહેતા, અને આસપાસના વનમાં શિકાર

કરવામાં કે યુદ્ધ કરવામાં પોતાનો સમય વીતાવતા. તેમનાં ઘરોમાં પણ સગ કે શોભાનું તો નામ ન હતું. ઘરનો શણગાર થોડો ને વાસણો લાકડાનાં, અને ખાવાનું હાથવતી. તેમનાં કપડાં ખરબચડાં અને મુખ્યત્વે ઊનનાં બનેલાં રહેતાં: ગરીબો તો ચામડાનાં વસ્ત્રોથીજ નીભાવતા.

**ખેડુતો**:—સેકસનો આવીને છુટાંછવાયાં ગામડાંમાં વસીને આસપાસની સીમમાં આવેલાં ખેતરો ખેડતા. બધી જમીન સરખી ફળદ્રુપ હોય નહિ, તેથી સર્વ ખેડુતો જમીનના ટુકડા કરી ખેડતા અને ઉપજ વહેંચી લેતા. નોર્મન લોકો આવ્યા પછી દેશની ઘણીખરી જમીન નવા ગરાસીઆઓને મળી, એટલે તેઓ તો ધણી થઈ પડયા. જે સેકસન ખેડુતો જમીન ખેડી શકતા તેમને પણ ઉપજમાંથી નવા શેઠને ભાગ આપવો પડતો, અને પ્રસંગે પ્રસંગે વધારાની ભેટ પણ મોકલવી પડતી. કેટલાક ખેડુતોની સ્થિતિ તો શૂદ્ર જેવી થઈ ગઈ. તેઓને પોતાના માલીકના ખેતરમાં વેઠ કરવી પડતી. આ પ્રમાણે એકજ દેશમાં સ્વતંત્ર અને શૂદ્ર ખેડુતો જોડાજોડ રહેવા લાગ્યા.

પરંતુ ધીમે ધીમે એ સ્થિતિ પલટાવા લાગી. ખેતરના ઉત્પન્નમાંથી ભાગ આપવાને કે વેઠ કરવાને બદલે નાણું આપવાની પ્રથા દાખલ થઈ, એટલે જમીનદાર રોજી આપીને મજુર રાખવા લાગ્યા. વળી સર્વ મનુષ્યોને સમાન ગણવાની આજ્ઞા કરનારા ખ્રિસ્તી ધર્મના પાદરીઓ ફરી ફરીને માલીકોને ઉપદેશ આપવા લાગ્યા, એટલે શૂદ્રોની સ્થિતિ સુધરવા લાગી.

**કાળી મરકીનો કેર**: એડવર્ડ ૩જાના સમયમાં ચાલેલી કાળી મરકીએ દેશમાં ઘણા ફેરફારો કરી નાખ્યા. તેમાં સંખ્યાબંધ માણસો મરી ગયાં, અને દેશમાં એવો કાળો કેર વર્તાઈ રહ્યો, કે ખેતરોમાં પાક લણનાર કે મજુરી કરનાર મળવા મુશ્કેલ થઈ પડયા. દેશમાં મોંઘવારી થઈ ગઈ. થોડા ઘણા જીવતા રહેલા માણસો સસ્તા દરે મજુરી કરે, અને જમીનદારો વધારે રોજી આપે નહિ. જાગીરદારોની આવક ઘટવા લાગી, એટલે પાર્લ-મેન્ટે કાયદો કરી મજુરોની રોજી ઠરાવી, અને મજુરોએ પોતાના માલીકનું ખેતર છોડી બીજે જવું નહિ એવો કાયદો કર્યો; પણ કાયદો પાળે કોણ ? ઘ ગરજાઉ જમીનદારો મોંઘા દરો આપીને પણ કામ કરાવી લેવા

લાગ્યા. બીજા કેટલાક જમીનદારો ધાન્યની અછત અને મજુરીની મોંઘવારીને લીધે પાક વાવવાનું બંધ કરી પોતાની જમીન ઘેટાં ઉછેરવાના ઉપયોગમાં લેવા લાગ્યા. આ પ્રમાણે ઈંગ્લેન્ડમાં ઊનનો ઉદ્યોગ દાખલ થયો. અંગ્રેજો પોતે કપડાં વણી જાણતા ન હોવાથી આ ઊન અંગ્રેજી વહાણોમાં ભરીને ફ્લાન્ડર્સ મોકલવામાં આવતું.

---

## ૬

**હેનરી ૪ થો**: એડવર્ડ ૩જાનો મોટો કુંવર તેની હયાતીમાંજ મરણ પામ્યો હતો, એટલે તેનો પૌત્ર રિચર્ડ ગાદીએ આવ્યો. પરંતુ તે નિર્બળ મનનો હોવાથી તેણે આપઅખત્યાર અને સખતાઈ વાપરી પ્રજાનાં દીલ દુભવ્યાં. એડવર્ડ ૩જાના પુત્ર ડ્યૂક ઑવ્ લૅંકેસ્ટરના પુત્ર હેનરીએ અમીરો અને પાર્લમેન્ટની મદદથી તેને પદભ્રષ્ટ કરી તેને મરાવી નંખાવ્યો. ઇ. સ. ૧૩૯૯ માં હેનરી ગાદીએ આવ્યો, ત્યારથી લૅંકેસ્ટર વંશ શરૂ થયો કહેવાય છે.

તેના વખતમાં વેલ્સ, સ્કૉટલેન્ડ અને ફ્રાન્સે તેની સામે શત્રુવટ બતાવી; પરંતુ હેનરી તે સર્વને પહોંચી વળ્યો, અને પોતાના વંશમાં ગાદી ટકાવી શક્યો.

જે પાર્લમેન્ટે તેનો ગેરવાજબી હક સ્વીકારી તેને ગાદી લેવામાં મદદ કરી હતી, તેને રીઝવવા માટે હેનરીને અનેક વેળા તેના કહ્યામાં રહેવું પડતું. પાર્લમેન્ટે પોતાની સત્તા મજબુત બનાવી અસલી હક સ્થાપિત કરી લીધા. રાજા જ્યાં સુધી પોતાની દાદ સાંભળે નહિ ત્યાં સુધી તેને નાણાં આપવાં નહિ, એવો તેણે આગ્રહ રાખવા માંડયો. લોલાર્ડોને જીવતા બાળી મૂકવાનો કાયદો આ રાજ્યમાં કરવામાં આવ્યો હતો.

**હેનરી ૫ મો**: હેનરી ૪થાનું શરીર રોગીલું હોવાથી તેના રાજ્યનાં છેલ્લાં ચાર વર્ષ તેના પુત્ર હેનરીએ રાજ્યવહીવટ ચલાવ્યો હતો. ઇ. સ. ૧૪૧૩ માં તે હેનરી ૫મા તરીકે ગાદીનશીન થયો ત્યાર પહેલાં

તેણે કુશળ રાજદ્વારી અને પ્રવીણ સેનાપતિ તરીકે નામના મેળવી લીધી હતી. તેણે પણ લોલાર્ડને રીબાવ્યા.

તે વખતે ફ્રાન્સનો રાજા ગાંડો થઈ ગયો હતો, અને દેશમાં અવ્યવસ્થા ચાલતી હતી તેનો લાભ લઈ હેનરીએ ફ્રાન્સની ગાદીનો જુનો દાવો તાજો કરી તે દેશ પર ચઢાઈ કરી હાર્ફ્લ્યૂર નામે બંદર હાથ કર્યું, અને આઝંકૂરના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યનો ધાણ વાળી નાખ્યો, (ઇ. સ. ૧૪૧૫). આખરે ઇ. સ. ૧૪૨૦ માં ફ્રાન્સ જોડે સલાહ થઈ. તેમાં ફ્રાન્સનો રાજા મરણ પામ્યા પછી હેનરી ગાદીએ આવે, અને ત્યાં સુધી તે રાજ્યનો પાલક રહે એમ ઠરાવવામાં આવ્યું. હેનરી ફ્રાન્સની રાજકુંવરી જોડે પરણ્યો, અને ત્યાર બાદ ફ્રાન્સના રાજાની પહેલાં તે પાંત્રીસ વર્ષની વયે એક બાળક પુત્ર મૂકી મરણ પામ્યો, ( ઇ. સ. ૧૪૨૨ ).

**હેનરી ૬ ઠ્ઠોઃ** હેનરી ૫માના મરણ સમયે તેનો પુત્ર બાર મહીનાનો એ ન હતો, છતાં એ હીણભાગી રાજાએ લાંબા કાળ સુધી રાજ્ય કરી બાપદાદાઓએ મેળવેલાં રાજ્ય અને પ્રતિષ્ઠા ખોયાં. તે નરમ, ઓછી અક્કલનો અને નબળા મગજનો હોવાથી તે જમાનામાં રાજપદને માટે છેક નાલાયક હતો.

રાજાની બાલ્યાવસ્થામાં તેના રક્ષક તરીકે કામ કરતા તેના કાકાએ ફ્રાન્સમાં અંગ્રેજોનો પગ મજબુત કર્યો હતો, પરંતુ હવે બાજીનો રંગ બદલાવા માંડયો હતો. ફ્રાન્સનો દિવાનો રાજા અને હેનરી ૫મો એકજ વર્ષમાં મરણ પામ્યા. ફ્રાન્સના રાજાનો પાટવી કુંવર ગાદીએ બેઠો, એટલે અંગ્રેજોએ ફરી લડાઈ માંડી. અંગ્રેજ સૈન્ય ઓર્લીઅન્સને ઘેરો ઘાલી પડયું હતું, ત્યાં ફ્રાન્સને અણચિંતવી મદદ મળી. જોન આવ્ આર્ક નામે એક નમ્ર, દયાળુ, સરળ અને ધાર્મિક હૃદયની કોમળ ખેડુત કન્યાનો આત્મા દેશમાં ચાલી રહેલો જુલમ જોઇને કકળી ઉઠયો. તે સ્વપ્નો જોવા લાગી, અને સંતોની પ્રેરણાના ગેબી અવાજો સાંભળવા લાગી, કે “ ઊઠ, ફ્રાન્સનાં સૈન્યને વિજય અપાવ, અને ફ્રેન્ચ રાજાનો રીમ્સમાં રાજ્યાભિષેક કર. ” રીમ્સ તો અંગ્રેજોને તાબે હતું, એટલે તેણે રાજા પાસે જઇને પોતાની પ્રેરણાની

વાત કરી. તેણે ખુશીથી તેને પોતાનું સૈન્ય આપ્યું. જોન સૈન્યને લઈ ઓર્લીઅન્સ ગઈ. આ અદ્‌ભુત બાળાના પરાક્રમથી સ્તબ્ધ થએલા અંગ્રેજોને આખરે ઘેરો ઉઠાવી લેવો પડયો. પછી જોને રીમ્સમાં ચાર્લ્સનો રાજ્યાભિષેક કર્યો. જોનની સરદારી નીચેના ફ્રેન્ચ લશ્કર સામે અંગ્રેજોને ટકી રહેવું ભારે થઇ પડયું. તેઓ એક પછી એક કિલ્લાઓ ખોવા લાગ્યા. બે વર્ષ પછી જોન અંગ્રેજોને હાથ કેદ પકડાઈ, એટલે તેમણે એ બહાદુર અને દેશપ્રેમી બાળાને ડાકણ ગણી જીવતી બાળી મૂકી. હવે જાણે અંગ્રેજોનું ભાગ્ય રૂઠયું. તેઓ એક પછી એક મુલક ખોવા લાગ્યા, અને આખરે તેમના હાથમાં કેલે વિના બીજું કશું રહ્યું નહિ. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે ત્યાર પછી ઘણા વિગ્રહો થયા છે. પરંતુ કોઈ અંગ્રેજ રાજાએ ફ્રાન્સના કોઈ પણ પ્રદેશ પર રાજ્ય કર્યું નથી.



જોન ઑવ્ આર્ક.

ઇ. સ. ૧૪૫૩ માં સો વર્ષના નિરર્થક વિગ્રહના અંતની જોડે યુરોપમાં મુલક મેળવી રાજ્યવિસ્તાર કરવાનો ઈંગ્લેન્ડની ઇચ્છાઓનો પણ અંત આવ્યો. આપણે જોઈશું કે હવે તેણે સમુદ્રમાર્ગે નવી દુનિયામાં પગપેસારો કરવાની યોજનાઓ કરવા માંડી, પરંતુ તેમ થઈ શકે તે પહેલાં દેશમાં લોહી તરસ્યા અમીરો વચ્ચે ભયંકર આંતરવિગ્રહ સળગી ઉઠયો.

---

## ૭

**અમીરોમાં ખટપટઃ**—ભલો હેનરી રાજા કરતાં સાધુ થવાને યોગ્ય હતો. દેશમાં અમીરોની ખટપટ વધી પડી. પાર્લમેન્ટમાં સડો પેઠો અને

રાજ્યવહીવટમાં અવ્યવસ્થા થવા લાગી, એટલે તેના પાસેના સગા યોર્કના ઠાકોર રિચર્ડની દાઢ સળકી. એટલામાં દૈવયોગે નિર્બળ મનનો હેનરી ગાંડો થઈ ગયો, એટલે રિચર્ડને રાજરક્ષક નીમવામાં આવ્યો. રાજા તો થોડા સમયમાં સાજો થઈ ગયો, એટલે યોર્કને રજા આપવામાં આવી. હેનરીની રાણી માર્ગરેટે એક પુત્રને જન્મ આપવાથી રિચર્ડની સર્વ આશાઓ ભાગી પડી. હવે તેણે ખુલ્લી રીતે હકની રૂએ ગાદીનો દાવો કર્યો, અને અનેક અમીરો તેના પક્ષમાં જઈ મળ્યા. દેશમાં રાજાનો એટલે લેંકેસ્ટરનો અને રિચર્ડનો એટલે યોર્કનો એમ બે પક્ષ પડી ગયા, અને તેમની વચ્ચે વિગ્રહ ચાલ્યો.

**ગુલાબનો વિગ્રહ:** ત્રીસ વર્ષ સુધી ચાલેલા આ વિગ્રહને ગુલાબનો વિગ્રહ કહેવામાં આવે છે; કેમકે લેંકેસ્ટર પક્ષવાળાઓએ પોતાના વાવટા પર રાતા ગુલાબનું, અને યૉર્ક પક્ષવાળાઓએ સફેદ ગુલાબનું ચિહ્ન રાખ્યું હતું. આથી આ વિગ્રહને ગુલાબનો વિગ્રહ કહેવામાં આવે છે. રાજાની નબળાઇને લીધે વધી ગએલા પ્રજાના અસંતોષને આગળ કરીને આ વિગ્રહનો આરંભ કરવામાં આવ્યો, છતાંએ




ગુલાબનો વિગ્રહ.

આખરે તો અમીરો અને તેમનાં માણસો પરસ્પર લડયાં કર્યાં.

મદમાતા અમીરો કિલ્લા બાંધી, પોતાનાં સૈન્ય રાખી, કાયદો કોરાણે રાખી સ્વચ્છંદે વર્તવા લાગ્યા. તેમને વશ રાખી શકે એવી કોઇ પ્રબળ સત્તા દેશમાં રહી નહિ. આવા સમયમાં પણ ખેડુતો અને વેપારીઓ જાણે કશું બનતુંજ નથી, તે પ્રમાણે પોતાનું રોજનું કામ શાન્તિથી કર્યે જતા હતા.

વિગ્રહનાં પહેલાં પાંચ વર્ષમાં (ઇ. સ. ૧૪૫૫–૧૪૬૦) યૉર્ક અને લૅંકેસ્ટર પક્ષવાળાની વારાફરતી હારજીત થતી. ઇ. સ. ૧૪૬૦ માં રાજા કેદ પકડાયો, અને રિચર્ડ થોડો સમય રાજરક્ષક રહ્યો. પરંતુ હેનરીની શુરી રાણીએ નિરાશ ન થતાં પોતાના પુત્રને નામે યુદ્ધ ચાલુ રાખી યૉર્ક પક્ષને હરાવ્યો. રિચર્ડ મરાયો એટલે તેના પુત્ર એડવર્ડે ગાદી ઉપર પોતાનો હક રજુ કર્યો, અને યૉર્ક પક્ષની આગેવાની લીધી. પાર્લમેન્ટે એડવર્ડનો લંડનમાં રાજ્યાભિષેક કર્યો. આ પ્રમાણે લૅંકેસ્ટર વંશનો અંત આવ્યો, અને હવે ગાદી યૉર્ક વંશમાં ગઈ.

**એડવર્ડ ૪ થો**: ગાદી તો મળી, પરંતુ એડવર્ડથી જંપીને બેસાય એમ ન હતું; કેમકે હજુએ હેનરીની રાણી પોતાના પુત્રની ખાતર જોસબંધ લઢી રહી હતી. ઇ. સ. ૧૪૬૧ માં ટાઉટનના યુદ્ધમાં તે હારી. બીજા એક યુદ્ધમાં લૅંકેસ્ટર પક્ષનો ઘાણ નીકળી ગયો. હેનરીનો પુત્ર મરાયો, અને રાજાને કેદ કરી તેને છૂપી રીતે મારી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે પોતાનો પગ મજબુત કરી એડવર્ડે ઘણોજ કડક અમલ ચલાવી પ્રજાની અપ્રીતિ વહોરી લીધી. પોતાના મૃત્યુસમયે તે બાળક પુત્રો મૂકતો ગયો, અને પોતાના નાના ભાઇ રિચર્ડને રાજરક્ષક નીમતો ગયો. (ઇ. સ. ૧૪૮૩). ખુંધો અને ઠીંગણો રિચર્ડ રાજલોભી અને ખંધો હતો. તેણે પોતાના ભત્રીજા એડવર્ડ ૫માની જગાએ આવવાની નીચ પેરવી કરવા માંડી; પોતાની લુચ્ચાઇ પાર પાડવા માટે તેણે બંને નિર્દોષ રાજકુમારોને તુરંગમાં પુરી દીધા. પછી તે ઘણા ઠાઠમાઠથી ગાદીએ આવ્યો. એમ કહેવાય છે કે ગાદી કાયમ રાખવા માટે તેણે રાજકુમારોને મરાવી નાખ્યા.

**રિચર્ડ ૩ જો**: પ્રજામાં તો તેના તરફ અવિશ્વાસ અને અણગમો આવી ગયો, અને દેશમાં ચોમેર દંગો થવા લાગ્યો. આવા પ્રસંગનો લાભ

લઇ લેકેસ્ટર પક્ષવાળાઓએ રિચમંડના ડાકોર હેનરી ટ્યૂડરને પોતાનો અગ્રેસર બનાવી ગાદી ફરી મેળવવાની તજવીજ કરવા માંડી. હેનરી દેશવટો ભોગવતો હતો ત્યાંથી પાછો ઇંગ્લેન્ડમાં આવ્યો, અને રિચર્ડના શત્રુઓ તેને જઇ મળ્યા. બોસવર્થના યુદ્ધમાં રિચર્ડ મરાયો (ઇ. સ. ૧૪૮૫), અને તેની જોડે યૉર્ક વંશનો પણ અંત આવ્યો. છળકપટ અને પ્રપંચથી ભરેલો ગુલાબનો વિગ્રહ ત્રીસ વર્ષે પુરો થયો.

**ગુલાબના વિગ્રહની અસરઃ**—સો વર્ષનો વિગ્રહ લડી લડીને યુદ્ધના રસીઆ થઈ ગએલા અનેક અમીરોનાં કુટુંબો નાશ પામ્યાં અને તેમની સત્તા નરમ પડી. કેટલાએ અમીરો નિર્વંશ ગયા, અને કેટલાએ ફાંસીને લાકડે લટક્યા. આવી લડાઇઓથી ત્રાસેલી પ્રજાને લાગ્યું કે આવા દંગા અટકાવવા હોય, તો રાજસત્તા પ્રબળ અને પ્રતાપી હોવી જોઇએ. એડવર્ડ ૪થાએ પાર્લમેન્ટ વગરજ રાજ્ય કર્યું હતું, અને આપણે જોઇશું કે હવે પછી આવનાર ટ્યૂડર રાજાઓ પણ આપઅખત્યારી થઈ પડયા હતા, પણ તેમાં પ્રજાની સંમતિ હતી; કેમકે દેશમાં ફરી ગુલાબના વિગ્રહો થએલા જોવાની તેની ઇચ્છા ન હતી.

ઉમરાવોના આ વિગ્રહ દરમિઆન દેશમાં વેપારની વૃદ્ધિ થઈ અને પૈસો વધ્યો.



# ટ્યૂડર વંશાવળી.

હેનરી ૭ મો.

(૧૪૮૫-૧૫૦૯)



## ૧. નવી વિદ્યા અને ધર્મસુધારો.

**અર્વાચીન ઈતિહાસ:** ઇંગ્લેન્ડમાં ટ્યૂડર રાજાઓનો અમલ બેઠો ત્યારથી તેનો અર્વાચીન ઇતિહાસ શરૂ થયો ગણાય છે; કેમકે ઇંગ્લેન્ડ જ્યારે ગુલાબના વિગ્રહમાં પડ્યું હતું, ત્યારે યૂરોપમાં ભવિષ્યના ઇતિહાસ પર બળવાન અસર કરનારા કેટલાક બનાવો બની રહ્યા હતા. અંદર અંદરના યુદ્ધમાં જકડાએલા ઇંગ્લેન્ડનો આ બનાવોમાં નહિ જેવો ભાગ હતો, છતાં તેનો લાભ તો તેણે ઘણો ઉઠાવ્યો છે.

મધ્યયુગનો અંત આવી નવો યુગ બેસતો હતો. સાહસિક વાસ્કો-ડી-ગામાનાં વહાણોએ કેપ-ઓવ્-ગુડ હોપની પ્રદક્ષિણા કરી છેક હિંદુસ્તાનના બંદરમાં લંગર નાખ્યાં હતાં; ચતુર અને ધીરજવાળા કોલંબસે અજાણ્યા સમુદ્રની સફર કરી અમેરિકા ખંડની શોધ કરી હતી. પૃથ્વીના આકાર અને કદ વિષેના લોકોના જ્ઞાનમાં જબરી ઉથલપાથલ થઈ ગઈ હતી; દુનિયા જાણે હતી તેથી બેવડી બની ગઈ હતી. સાહસ અને પરાક્રમની વાતો સાંભળી યૂરોપી પ્રજાનાં મન ચંચળ બની ગયાં હતાં. પરમુલકમાં જઈ પોતાનો હાથ બતાવવા સહુ તલસતું હતું.

દારૂગોળાની શોધ થવાથી પ્રાચીન યુદ્ધવિદ્યા છેક નકામી થઈ પડી હતી. મધ્યયુગમાં માતેલા થઈ ગએલા અમીરોના દિવસ ભરાઈ ગયા હતા; તેમનાં ભારે લોખંડી બખતરો કે કિલ્લાઓ હવે કામના રહ્યા ન હતા. બંદુકવાળા પાયદળ પાસે બખતરીઆ ઘોડેસવાર કે તીરંદાજ કોઈનું કંઈ ચાલે તેમ ન હતું.

છાપવાની કળાની શોધ થવાથી આજ સુધી ધર્મગુરુઓ અને પંડિતોની પાસે ભરાઈ રહેલું જ્ઞાન હવે સર્વને મળવું સહેલ થઈ પડ્યું. સર્વ પોતે વાંચીને વિચારી શકે અને અભિપ્રાય આપી શકે તેવી સ્થિતિ આવી. આ કળાના સર્વ શોધકો જર્મન હતા. ઇંગ્લેન્ડમાં વિલિઅમ કેક્સ્ટન નામના માણસે પહેલવહેલું છાપખાનું એડવર્ડ ૪થાના સમયમાં આણ્યું.

આ અને આવાં અન્ય કારણોથી દેશમાં કેટલાક જબરા ફેરફાર થઈ ગયા.

જુનાં અમીર કુટુંબો તો નાશ પામ્યાં હતાં. પરંતુ જે રહ્યાંસહ્યાં હતાં, તેમની સત્તા મોળી પડી ગઈ; રાજાઓને તેમની પરવા રહી નહિ. તેઓ આપઅખત્યારીથી વર્તવા લાગ્યા.

**ધર્મસુધારો:**—ધર્મગુરુઓની પણ પ્રતિષ્ઠા ઝાંખી પડી ગઈ. વિકલીફ

અને તેના અનુયાયીઓએ પોપ અને પાદરીઓની કરેલી ફજેતી વિષે આપણે વાંચી ગયા છીએ. પરંતુ ત્યાર પછી પણ અસંખ્ય ખ્રિસ્તીઓએ પોપની આજ્ઞા માનવાની ના પાડી, અને પોતાનો જુદો પંથ સ્થાપ્યો. પોપની સામે પોકાર ઉઠાવવાની ચળવળને ધર્મસુધારો કહેવામાં આવે છે, અને જેઓએ પોપનો વિરોધ કર્યો, તેઓ પ્રોટેસ્ટન્ટ એટલે વિરોધકો કહેવાય છે.

વિકલીફે કરેલા બંડના પડઘા શમી ગયા, પરંતુ ધર્મમાં સુધારો કરવાની જરૂર વિષે લોકોના મનમાં બળવાન લાગણી કાયમ રહી ગઈ. માર્ટિન લ્યૂથર નામે વિદ્વાન્ ધર્મપ્રિય જર્મન પંડિતે ધર્મસુધારણાનો પોકાર ઉઠાવ્યો. તેણે બાઈબલનો સ્વતંત્ર અભ્યાસ કરીને જોઈ લીધું કે બાઈબલની અને પોપની આજ્ઞાઓમાં ઘણો ફરક હોય છે; ધર્મગુરુઓનાં આચરણ અને ઉપદેશ એક હોતાં નથી, અને ધર્મને નામે પુષ્કળ અનાચાર અને ઢોંગ ચાલી રહ્યાં છે; લોકો પણ ખરી ઈશ્વરભક્તિ કરતાં માત્ર બહારનાં કર્મકાંડ અને ધર્મનાં નિર્જીવ ખોખાંને વળગી રહ્યા છે, અને સત્ય અને શુદ્ધ ધર્મની તો કોઈને પડી નથી. તેણે સમજી લીધું કે વૈભવી, કુછંદી અને આળસુ બનેલા ધર્મગુરુઓ લોકોને ધર્મમાર્ગે દોરવાને બદલે અવળે માર્ગે ચઢાવી રહ્યા છે. તેણે સખત અને કડક લખાણો કરી પોપ અને સાધુસાધ્વીઓનાં દુરાચરણની ઝાટકણી કાઢવા માંડી; તેણે કહેવા માંડયું, કે દરેકને જાતે બાઈબલ વાંચી, સમજી તે પ્રમાણે વર્તવાનો હક છે; બાઈબલ એકજ પ્રમાણ છે, અને તેમાં ન હોય તે કરવાનો ઉપદેશ કરનાર ગમે તે હોય, તોપણ તેની સામે થવામાં પાપ નથી, અને ઈશ્વરભક્તિ કરવામાં દલાલની જરૂરજ નથી; ખરા અંતઃકરણની ભક્તિથી ઈશ્વર રીઝે છે; પોપને ઉપરી થઈ બેસવાનો જરાએ હક નથી; ઉલટું ધર્મગુરુઓને નમ્ર અને ધાર્મિક વૃત્તિ રાખી લોકસેવક બની જવાનું છે.

એવામાં દૈવયોગે એવું બન્યું કે પોપનાં માણસો જર્મનીમાં માફીપત્રો વેચવા આવ્યાં. એ માફીપત્રોમાં દરેક પાપની કિંમત ઠરાવેલી હતી, અને જે લોકો પોતાનાં પાપની ઠરાવેલી કિંમત આપી એ માફીપત્ર ખરીદે, તેમનાં પાપ માફ થઇ જાય છે એમ પોપ કહેતો. અજ્ઞાન અને ભોળા લોકો આ વાતને ખરી માનતા. લ્યૂથરે આ જુઠાણાને હસી કાઢયું, એટલે પોપ તેના પર કોપ્યો અને તેને ખ્રિસ્તી ધર્મમાંથી બહાર મૂકયો. પરંતુ લ્યૂથર તેથી

ડગી ગયો નહિ; તેણે તો પોપની સામે થવાનું ચાલુજ રાખ્યું. આ પ્રમાણે ધર્મસુધારાનું કાર્ય આગળ ચાલ્યું.

લ્યૂથર સિવાય બીજા દેશોમાં પણ કેટલાક જાણીતા સુધારકો હતા.

આપણે જોયું કે લ્યૂથરે દરેક માણસને જાતેજ બાઇબલ વાંચવાનો આગ્રહ કર્યો; છાપખાનાની શોધથી આ વાત તો સાવ સહેલી થઈ પડી હતી, એટલે તમે જોઇ શકશો કે છાપવાની કળાએ પણ ધર્મસુધારાના કાર્યમાં અગત્યનો હિસ્સો આપ્યો છે.

પરંતુ જમાનાઓ થયાં, પોપમાં આંધળી શ્રદ્ધા રાખવાને ટેવાઇ ગએલા લોકોને આ નવો ઉપદેશ એકદમ કેમ રુચે? એટલું તો ચોક્કસ કે ધર્મ-ખાતામાં ખૂબ સડો પેઠો હતો, અને પાછળથી પોપને પોતાને પણ તેમાં સુધારા કરવાની જરૂર પડી હતી; પરંતુ લ્યૂથરને આવાં થીંગડાં પરવડે એમ ન હતું. તેણે તો પોપનો પંથ તજી પોતાનો નવો સુધારેલો પંથ સ્થાપ્યો, અને તેમાં જે ભળ્યા તે પ્રોટેસ્ટન્ટ કહેવાયા. રોમના પોપને માનનારાઓ રોમન કેથોલિક કહેવાયા.

એકંદર જોતાં ઉત્તર યૂરોપ અને જર્મન સંસ્થાનો લ્યૂથરની જોડે ભળ્યાં, અને ઈટલી, સ્પેન, ફ્રાન્સ, ઇત્યાદિ દક્ષિણ યૂરોપના દેશો પોપને વળગી રહ્યા. ધર્મમાં સુધારાને નામે આ બે પંથ વચ્ચે અનેક વર્ષો સુધી દ્વેષ અને ઈર્ષા રહ્યાં અને લોહીની નદીઓ પણ વહી. સદ્‌ભાગ્યે ઇંગ્લેન્ડને તેના છાંટા ઉડયા નહિ.

**નવી વિદ્યા:** પંદર અને સોળમા સૈકામાં યૂરોપમાં બીજો પણ જબરો ફેરફાર થઇ રહ્યો હતો. રોમન સામ્રાજ્ય ફના થઇ ગયું, અને રોમન સુધારો મરી ગયો, ત્યારથી લગભગ આખા યૂરોપમાં ગ્રીક અને રોમન સાહિત્ય વિસારે પડયું હતું. અલબત ધર્મગ્રંથોમાં અને કર્મકાંડમાં લેટિન ભાષાનો વાપર થતો હતો, પણ તે તો અશુદ્ધ અને નિર્જીવ. પરંતુ પંદરમા સૈકાના અંત ભાગમાં લડાયક તુર્કોએ કોન્સ્ટન્ટીનોપલ કબજે કર્યું. ત્યાં ગ્રીક ભાષા બોલાતી, અને ગ્રીક અને લેટિન ગ્રંથોનો અભ્યાસ થતો. પરંતુ તુર્કોના વિજય પછી ત્યાં વસેલા ગ્રીક ફિલસુફો અને પંડિતો પોતાની વિદ્યા લઇને ત્યાંથી નાઠા અને યૂરોપના દેશોમાં વેરાઇ ગયા, અને ત્યાં પોતાની વિદ્યાનો પ્રચાર કરવા લાગ્યા. યૂરોપની પ્રજાઓમાં પ્રાચીન સાહિત્ય પ્રત્યે પ્રેમ પ્રકટયો;

ઇતિહાસ,કાવ્ય અને તત્ત્વજ્ઞાનના પ્રાચીન ગ્રંથો હોંસે હોંસે વંચાવા લાગ્યા. શાળા-ઓમાં ગ્રીક અને લેટિન દાખલ થયાં. યૂરોપમાં જાણે નવું જોબન આવી ગયું.

એ પ્રાચીન વિદ્યાનો પ્રેમ નવા સ્વરૂપમાં જન્મ્યો, માટે એ બનાવને વિદ્યાનું પુનરુજ્જીવન અથવા નવી વિદ્યા કહે છે. પ્રાચીન સાહિત્ય જોડે શિલ્પ પ્રત્યે પણ આદરભાવ ઉત્પન્ન થયો.

ઇંગ્લેન્ડમાં પણ આ નવી વિદ્યાનો ફેલાવો થયો. પ્રથમ તો ત્યાંના લોકોને ગ્રીક અને લેટિન ભાષામાં લખાએલું બાઇબલ વાંચવું પડતું હતું, પરંતુ છાપવાની કળાની શોધ થવાથી અને બાઇબલનો અંગ્રેજીમાં તરજુમો થવાથી લોકો પોતાની મેળે વાંચી વિચારતા થયા. જૉન કોલેટ નામના વિદ્વાન ધર્મગુરુએ સેન્ટ પોલની પ્રખ્યાત પાઠશાળા સ્થાપી તેમાં ગ્રીક ભાષાનો અભ્યાસ દાખલ કર્યો. વિંચેસ્ટરના ધર્માધ્યક્ષ રિચર્ડ ફૉકે ઑક્સફર્ડમાં ગ્રીક, લેટિન અને હિબ્રુ સાહિત્યનો અભ્યાસ કરવા માટે મહાવિદ્યાલય સ્થાપ્યું. સર ટોમસ મોરે સુંદર ગદ્ય લખાણો કરી નવા વિચારો પ્રજામાં ફેલાવ્યા.

આમ સોળમો સૈકો જાગૃતિનો છે. જુની દુનિયાના લોકોના જીવનમાં મોટા ફેરફારો થઇ ગયા, અને જાણે તેમને નવોજ જન્મ મળ્યો. નવા વિચાર, નવી ઇચ્છા, નવી આશા, નવાં સાહસો અને નવું સાહિત્ય પ્રજા-ઓમાં ઉછળી રહ્યું. નવી દુનિયાની શોધ થવાથી ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલા દેશોની મહત્તા ઓછી થઇ ગઇ, અને આટલાંટિક મહાસાગરને કાંઠે આવેલા દેશો વેપારનું મુખ્ય મથક થઇ પડયા, અને એ વેપારમાંથી મુખ્ય લાભ ઉઠાવવા માટે સ્પેન, પોર્ટુગલ, ફ્રાન્સ, હોલેન્ડ અને ઇંગ્લેન્ડ વચ્ચે હરિફાઇ ચાલવા લાગી.

---

## ૨. હેનરી ૭ મો.

### ઇ. સ. ૧૪૮૫–૧૫૦૯.

**દેશની સ્થિતિ**: બોસ્વર્થના યુદ્ધમાં રિચર્ડ ૩ જાને હરાવનાર ટયૂડર કુળના હેનરીને પ્રજાએ હરખથી રાજા તરીકે સ્વીકારી આવકાર આપ્યો, અને તેનો ગાદી ઉપર હક નહિ જેવો છતાં તેને અને તેના વંશજોને કાયદે-સર હકદાર વારસ ઠરાવ્યા. ઇંગ્લેન્ડની સ્થિતિ તે વખતે ઘણી દયાજનક

હતી. ફ્રાન્સમાં હવે તેનું રાજ્ય રહ્યું ન હતું. આયર્લેન્ડમાં તેની સત્તા નામની થઈ ગઈ હતી, અને સ્કૉટલેન્ડ તો છેકજ સ્વતંત્ર થઈ ગયું હતું. યૂરોપનાં રાજ્યોમાં ઇંગ્લેન્ડની કંઈ ગણતરી ન હતી; અંદર અંદર ચાલી રહેલી અમીરોની લડાઇને લીધે દેશ નબળો પડી ગયો હતો, અને ફ્રેન્ચ અને સ્કૉટ લૂટારાઓ તેની સરહદ ઉપર આવી લૂટફાટ ચલાવી જતા, તેમને સજા કરવાની પણ તેનામાં શક્તિ રહી ન હતી. દેશમાં ઉદ્યોગધંધો નરમ પડી ગયો હતો, અને ખૂનામરકી, ચોરી, લૂટફાટ એ સાધારણ બનાવ થઈ પડયા હતા. આવી અવ્યવસ્થા અને અંધાધુંધીમાં દેશને કોઈ બળવાન રાજાની જરૂર હતી. માતેલા અમીરો દેશમાં ફરી આવું તોફાન મચાવી ન શકે, તેવી રીતે તેમને દબાવી દેનાર કોઈ જબરી રાજસત્તાની દેશમાં ઘણી જરૂર હતી. હેનરી આવો બળવાન નીવડશે એવી આશાએ લોકોએ તેને રાજા તરીકે સ્વીકાર્યો.

**હેનરી ૭ મો:** હેનરી ટયૂડર હેનરી ૭મો નામ ધારણ કરી ગાદીએ આવ્યો. પોતે લૅંકેસ્ટર વંશનો છે,[1] માટે ગાદી મળે તો લૅંકેસ્ટર અને યૉર્ક વંશ વચ્ચેના કંકાસનો અંત આણી દેવાનું તેણે પાર્લમેન્ટને આપેલું વચન પાળ્યું, અને યૉર્ક વંશના એડવર્ડ ૪થાની કુંવરી ઇલિઝાબેથ જોડે તેણે લગ્ન કર્યું. પરંતુ પોતાની રાણીના હકથી રાજ્ય મળ્યું છે એમ કોઈ ન કહે, માટે તેણે ગાદીએ આવ્યા પછી લગ્ન કર્યું. રાણી રૂપાળી, નમ્ર અને વિવેકી હોવા છતાં હેનરીએ તેના તરફ સ્નેહ બતાવ્યો ન હતો.

---

૧. હેનરી કેવી રીતે લૅંકેસ્ટર વંશનો હતો, તે જોવા માટે નીચેની વંશાવળી જુઓ:—

લૅંકેસ્ટર વંશ. — વેલ્સનો ઓવન ટયૂડર. (હેનરી ૫માની વિધવા જોડે પરણ્યો.)

લૅંકેસ્ટર વંશ → જ્હૉન બૉફોર્ટ. → માર્ગરેટ:

વેલ્સનો ઓવન ટયૂડર → એડમંડ ટયૂડર.

માર્ગરેટ: લગ્ન: એડમંડ ટયૂડર.

→ હેનરી ૭મો.

બંડઃ દેશની આવી નબળી હાલતમાં ગાદીએ આવનાર હેનરીને પોતાનો અમલ બેસાડવામાં ઘણી ખબરદારી રાખવી પડતી હતી. હેનરીના ગાદી ઉપરના નજીવા હકનો લાભ લઈ ગાદી માટે દાવાદારો દેશમાં ફૂટી નીકળ્યા; તેમાં લેમ્બર્ટ સિમ્નલ અને પર્કિન વૉર્બેક એ બે મુખ્ય હતા. લેમ્બર્ટ સિમ્નલ ઑક્સફર્ડના એક ભઠિઆરાનો છોકરો હતો, છતાં તેણે દાવો કર્યો કે હું તો ટાવરગઢમાં પૂરેલો રાજકુમાર અર્લ ઑવ્ વૉરિક છું, અને ગાદી ઉપરનો હક મારો છે. આયર્લૅન્ડ યૉર્ક કુળનો પક્ષ લેનારૂં હોવાથી લેમ્બર્ટને ત્યાં આશ્રય મળ્યો, અને ત્યાંથી તે લશ્કરની મદદ મેળવી સ્ટોક આગળ રાજાના સૈન્ય સામે લડાઇમાં ઉતર્યો, પણ હાર્યો અને કેદ પકડાયો, (ઇ. સ. ૧૪૮૭). રાજાએ લેમ્બર્ટને રસોડામાં હલકા નોકરની જગા આપી.



હેનરી ૭ મો.

બીજા બંડખોર પર્કિન વાર્બેકે રાજાને ઘણાં વર્ષ સુધી જંપવા દીધો નહિ. તે માછીમારના છોકરાએ એવી વાત ચલાવી, કે એડવર્ડ ૪થાનો ટાવરગઢમાંથી ગૂમ થએલો તરુણ પુત્ર રિચર્ડ હુંજ છું. એ વેશધારી રાજકુમારને આયર્લૅન્ડ અને ફ્લાન્ડર્સમાંથી ખૂબ મદદ મળી, અને સ્કૉટલેન્ડના રાજાએ તો તેની જોડે પોતાના સગાની છોકરી પરણાવી તેને દરબારમાં આદરમાન સાથે બોલાવ્યો. કૉર્નવૉલમાં પણ તેને થોડીઘણી મદદ મળી, અને ૧૪૯૨ થી ૧૪૯૭ સુધી આ લેભાગુ રાજકુંવરે હેનરીને સુખે બેસવા દીધો નહિ. આખરે તે હાર્યો અને કેદ પકડાયો. ઇ. સ. ૧૪૯૯ માં તેના પર કેદમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કરવાનો આરોપ મૂકી તેને મારી નાખવામાં આવ્યો.

**તારાગૃહની અદાલત:** આ પ્રમાણે પોતાની સત્તા નિષ્કંટક અને બીનહરીફ કરી હેનરીએ દેશની અંદરના વહીવટમાં ખૂબ ધ્યાન આપવા માંડયું. ગુલાબના વિગ્રહમાં ઘણા અમીરો મરી ખૂટયા હતા. પરંતુ જે રહ્યા-સહ્યા બચ્યા હતા, તેમને દબાવી દઈ પોતાની સત્તા સર્વોપરિ કરવાના તેણે અનેક ઉપાયો કરવા માંડયા. તેણે અમીરોના વંશપરંપરાના કેટલાક હક પર તરાપ મારનારા કાયદાઓ પસાર કરી તેનો અમલ કડક રીતે કરવા માંડયો. તેણે કાયદો કર્યો કે અમીરોએ ઠરાવેલી સંખ્યાથી વધારે માણસો રાખવા નહિ, કે તેમને પોતાનો ખાસ પોશાક આપવો નહિ. આ કાયદો તોડનારા અમીરોની તપાસ ચલાવવા માટે તેણે એક ખાસ અદાલત સ્થાપી તેમાં પોતાના સલાહકારોને ન્યાયાધીશ તરીકે નીમ્યા. આ અદાલત રાજાના મહેલના એક ઓરડામાં બેસતી; તે ઓરડાની છત ઉપર તારાઓનાં ચિત્ર હોવાથી તેને તારાગૃહની અદાલત ( સ્ટાર ચેમ્બર કોર્ટ ) કહેવામાં આવે છે. હેનરી ૭માના વખતમાં તો આ અદાલતે સારું કામ કર્યું: સાધારણ ન્યાયાધીશો જેને સજા કરતાં ડરે, એવા મોટા બળવાન અમીરોની તપાસ પણ આ અદાલતમાં ચાલતી, અને તેમને કાયદા પ્રમાણે વર્તવાની ફરજ પડતી.

રાજાએ બીજી રીતે પણ અમીરોને નરમ પાડયા. ગુલાબના વિગ્રહમાં મરી ગએલા અમીરોની જાગીરો જપ્ત કરી રાજાએ પોતાના માનીતાઓને અને મધ્યમ વર્ગના માણસોને આપી દીધી. આ નવા જાગીરદારો રાજાના કહ્યાગરા થઈ રહે તેમાં શી નવાઈ? રાજાએ પોતાના સલાહકાર અને પ્રધાનો પણ મધ્યમ વર્ગમાંથી નીમ્યા. અમીરોના દિવસ ભરાઈ ગયા. તેમની સત્તા નબળી પડી ગઈ, અને પહેલાંની પેઠે રાજાની સામે થવા જેટલું તેમનું જોર રહ્યું નહિ.

**પરદેશના મામલા અને લગ્નસંબંધ:** ઇંગ્લેન્ડની તે સમયે યૂરોપમાં કશી ગણના ન હતી. તે સમયનાં બળવાન રાજ્યો ફ્રાન્સ અને સ્પેન હતાં. પોતાના પાડોશી રાજાઓને બળવાન જોઈ હેનરીને પણ તેમના જેવા થવાનું મન થયું. તે યૂરોપની રાજ્યખટપટમાં સારો ભાગ લેતો.

તેણે પોતાના મોટા પુત્ર આર્થરનો વિવાહ સ્પેનની રાજપુત્રી કેથેરિન જોડે ઇ. સ. ૧૫૦૧ માં કર્યો. આર્થર તરતજ મરણ પામ્યો, એટલે બંને રાજાઓની સંમતિથી કેથેરિનનો વિવાહ હેનરીના બીજા પુત્ર હેનરી જોડે કરવામાં આવ્યો. આ પ્રમાણે રાજાએ ફ્રાન્સને પડતું મકી સ્પેન જોડે ખાસ સંબંધ કેળવ્યો. બીજું લગ્ન રાજાએ પોતાની પુત્રી માર્ગરેટનું સ્કૉટલેન્ડના રાજા જેમ્સ ૪થા જોડે કર્યું ( ઇ.સ.૧૫૦૩ ), અને હંમેશના શત્રુ સ્કૉટલેન્ડને સગપણસંબંધથી મિત્ર બનાવી દીધું, અને એક સૈકા પછી થનારી ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડની એકતાનું બીજ રોપ્યું.

આયર્લેન્ડમાં ચાલતી અશાંતિ અને અવ્યવસ્થા દાબી દેવા માટે હેનરીએ ત્યાં પોતાનો પ્રતિનિધિ મોકલ્યો, અને એવા કાયદો પસાર કરાવ્યો કે ઇંગ્લેન્ડના બધા ધારા આયર્લેન્ડને લાગુ પડે, અને રાજાની રજા સિવાય આઇરિશ પાર્લમેન્ટ નવા ધારો પસાર કરી શકે નહિ.

આ ઉપરાંત હેનરીએ કેટલાક દેશો જોડે વેપારી કોલકરાર કર્યા, અને ઇંગ્લેન્ડની પ્રતિષ્ઠા વધારી.

**હેનરીનો સ્વભાવ અને રાજ્યઅમલ:** આ બુદ્ધિશાળી અને ચતુર રાજા ઇ. સ. ૧૫૦૯ માં મરણ પામ્યો, ત્યારે ધનનો અઢળક ભંડાર મકી ગયો હતો. ધનલોભ એ તેનો ખાસ દુર્ગુણ હતો. રાજસત્તા બળવાન બનાવી દેવા માટે તેણે યોગ્ય અને અયોગ્ય રસ્તે નાણાં એકઠાં કરવા માંડયાં હતાં. તેણે પ્રજા પાસેથી ઉઘરાણાં, નજરાણાં, અને ઉધાર નાણાં લઈ રાજભંડાર ભર્યો હતો. તારાગૃહની અદાલતમાં અમીરોને દંડ કરવાનો એક પણ પ્રસંગ જવા દેવામાં આવતો ન હતો. રાજ્યનાં જુનાં લેણાં લોકો પાસે કાઢી તેને સખતાઈથી વસુલ કરવામાં આવતાં. પોતાના ધનલોભથી અને ધન મેળવવા માટે કરવામાં આવતા કાવાદાવાથી હેનરીના રાજ્યના પાછલા ભાગમાં પ્રજા એટલી તો કંટાળી ગઈ હતી, કે તેણે દેશમાં સુવ્યવસ્થા આણી, અમીરોને નમાવ્યા, ઇંગ્લેન્ડની આબરૂ વધારી, અને વધારે કરવેરા નાખ્યા વિના તેણે રૂડી રીતે અમલ ચલાવ્યો, તેની પણ કદર કરવા તે તૈયાર ન હતી. તેણે રાજસત્તા બળવાન અને દૃઢ બનાવી.

હેનરીએ દેશના વેપારને ઉત્તેજન અને રક્ષણ આપ્યું; વહાણ બનાવવાના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે નવું વહાણ બનાવી સફર કરનાર વહાણવટીની જકાત માફ કરી. કેબટ નામે સાહસિક વહાણવટીને અમેરિકા તરફ શોધખોળ કરવામાં તેણે મદદ આપી.

---

## ૩. ઇંગ્લેન્ડમાં ધર્મસુધારો.

**હેનરી ૮ મો:** (ઇ.સ. ૧૫૦૯-૧૫૪૭) હેનરી ૭માનો પુત્ર ગાદીએ આવ્યો, ત્યારે અઢાર વર્ષનો હતો. મોજીલો હેનરી ૮મો ખુશમિજાજી, ખુલ્લા દીલનો, ખરચાળ સ્વભાવનો, હોંસીલો તરુણ હતો. તે દરેક મરદાની રમતમાં, કસરતમાં અને શસ્ત્રો વાપરવામાં પ્રવીણ હતો. ઘોડેસવારી ને શિકારનો તેને શોખ હતો. વિશેષમાં તે વિદ્વાન હતો, અને ફ્રેન્ચ, લેટિન, અને સ્પેનિશ ભાષાઓ બોલી જાણતો. ગાદીએ આવતાંજ તેણે પિતાએ એકઠો કરી રાખેલો પૈસો મોજમઝામાં ઉડાવી નાખ્યો.

**પરદેશના મામલા:** હેનરી ગાદીએ આવ્યો, ત્યારે યૂરોપમાં ફ્રાન્સ અને સ્પેન એ બે રાજ્યો બળવાન અને એકમેકનાં હરીફ હતાં. સ્પેનનો શહેનશાહ તે વખતે એકલા સ્પેન ઉપર નહિ, પરંતુ હાલના હોલેન્ડ અને બેલ્જીયમ ઉપર પણ રાજ્ય કરતો હતો. ફ્રાન્સ ઇટલી પચાવી પાડવાના પ્રયત્નો કરતું હતું. તેની સત્તા વધી ન પડે તેટલા માટે સ્પેન તેની સામે ઉઠવાનો લાગ જોઇ રહ્યું હતું. હેનરીએ પોતાના સસરા સ્પેનના શહેનશાહ જોડે મળી ફ્રાન્સ સાથે યુદ્ધ આદર્યું, અને ઇ. સ. ૧૫૧૩માં ફ્રેન્ચ લોકોને ફ્લેલે પાસે હરાવ્યા. આ યુદ્ધથી ઇંગ્લેન્ડને કંઈ પણ લાભ ન થયો. સ્પેનના રાજાએ તો ફ્રાન્સ જોડે છુપી સંધિ કરી લીધી હતી, એટલે હેનરીએ પણ લાગ જોઈ ઇ. સ. ૧૫૧૪ માં ફ્રાન્સ પાસેથી મોટી રકમ લઈ તેની જોડે સંધિ કરી લીધી, અને પોતાની બેનનાં લગ્ન ફ્રાન્સના રાજા જોડે કર્યાં.

ઈંગ્લેન્ડ જ્યારે ફ્રાન્સ જોડે લડાઈમાં પડયું હતું, ત્યારે ફ્રાન્સનો મિત્ર સ્કૉટલેન્ડનો રાજા જેમ્સ અંગ્રેજી રાજકુંવરીને પરણેલો હોવા છતાં ઈંગ્લેન્ડ

 પર ચડી આવ્યો હતો, પરંતુ અંગ્રેજોએ તેને ફ્લોડનના યુદ્ધમાં સખત હાર ખવરાવી, (ઇ.સ. ૧૫૧૩). સ્કૉટ લશ્કરની જબરી ખુવારી થઈ, અને તેમનો રાજા તથા અસંખ્ય માણસો યુદ્ધમાં માર્યાં ગયાં. ફ્રાન્સની જોડે સુલેહ કરવામાં આવી, અને ઇ. સ. ૧૫૨૦ માં ફ્રાન્સ અને ઇંગ્લેન્ડના રાજાઓ કૅલે પાસે એકબીજાને પૂર ઠાઠમાઠ સાથે મળ્યા. બંને દેશોએ પોતાના ભપકાથી સામા રાજાને આંજી નાખવાની આશામાં પુષ્કળ પૈસો ખર્ચ્યો હોવાથી તે સ્થાનની શોભા અદ્ભુત થઈ રહી હતી. તે સ્થાનને 'કિનખાબનું મેદાન' ( ધ ફીલ્ડ આવ્ ક્લાથ ઑવ્ ગોલ્ડ ) કહેવામાં આવે છે.

હેનરીના બાકીના વખતમાં ખાસ અગત્યનું યુદ્ધ થયું નથી. હેનરી ૭માની રાજનીતિથી ઇંગ્લેન્ડની પ્રતિષ્ઠા યુરોપમાં વધવા પામી હતી, તેથી ફ્રાન્સ અને સ્પેન એ બંને દેશો ઇંગ્લેન્ડ જોડે મિત્રાચારી બાંધવા માટે આતુર હતા. હેનરીએ પોતાના ચતુર પ્રધાન વુલ્સીની સલાહ પ્રમાણે તટસ્થ રહી કોઈ પણ રાજ્યને બળવાન થઈ પડવા ન દેવાની નીતિ રાખી; અને જે દેશને ઇંગ્લેન્ડની વધારે ગરજ હોય તેને મોંઘાસોંઘા થઈ મદદ આપવાનો નિયમ રાખ્યો. હેનરીની પાછલી જિંદગીમાં હંમેશ તેને એ વિચાર કરવો પડતો, કે ફ્રાન્સ જોડે જોડાવું કે સ્પેનના મદદગાર બનવું. આવી નીતિનું પરિણામ એ આવ્યું કે બંને દેશના રાજાઓ ઇંગ્લેન્ડ ઉપર અવિશ્વાસની નજરે જોવા લાગ્યા.

**વુલ્સીઃ** હેનરીના પ્રધાનોમાં તેનો સર્વથી માનીતો ટોમસ વુલ્સી નામે એક ચતુર, પ્રવીણ અને કાબેલ મુસદ્દી હતો. સામાન્ય માતાપિતાને ત્યાં જન્મ લઇ તે પોતાની હોશિયારીથી રાજ્યમાં આગળ વધતો ગયો હતો, અને ઇ. સ. ૧૫૧૪ માં તે યૉર્કનો મુખ્ય ધર્માધિકારી થયો હતો. બીજે વર્ષે પોપે તેને કાર્ડિનલ[1]ની પદવી આપી. રાજકાજમાં પણ પોતાની ચાલા-

---

૧. રોમન કેથોલિક ધર્મમાં દરેક પરગણામાં સર્વ પાદરીઓનો ઉપરી એવો એક ધર્માધિકારી હોય છે. તે બિશપ કહેવાય છે. આમાંથી જેને કાર્ડિનલની પદવી મળે, તેને પોપની પસંદગી વખતે મત આપવાનો હક મળે છે. જ્યારે પોપ મરણ પામે, ત્યારે બધા કાર્ડિનલ એકઠા મળી નવા પોપની પસંદગી કરે છે. કાર્ડિનલ કીરમજી રંગનો ઝબ્બો અને ટોપી પહેરે છે.

ફીથી તે હેનરીનો જમણો હાથ થઇ પડયો. રાજ્યમાં વુલ્સીની સત્તા ખૂબ વધી પડી. ઇ. સ. ૧૫૧૪ થી ૧૫૨૯ સુધીનાં પંદર વર્ષો દરમિઆન તે હેનરીનો મુખ્ય અને માનીતો પ્રધાન અને સલાહકાર રહ્યો. તેનીજ સલાહને અનુસરી હેનરીએ ફ્રાન્સ અને સ્પેન જોડે ઉપર કહી તેવી નીતિ સ્વીકારી. બંને રાજાઓએ વુલ્સીને ભેટ, નજરાણાં અને વર્ષાસન આપ્યાં હતાં. વુલ્સીની મોટામાં મોટી ઇચ્છા પોપ થવાની હતી. બંને રાજાઓએ તેને પોપ થવામાં મદદ કરવાનાં પણ વચન આપ્યાં હતાં, પણ બેમાંથી કોઇએ તે પાળ્યાં નહિ. વુલ્સીની આશા મનમાંજ રહી ગઇ.

**પોપ જોડે તકરારઃ** વુલ્સીના દિવસો ભરાઈ ગયા હતા. યૂરોપમાં લ્યૂથર પોપની પ્રતિષ્ઠાના કાંકરા કરતો હતો, અને તેના દંભ અને ઢોંગ ઉઘાડા પાડતો હતો, તેના પડઘા ઇંગ્લેન્ડમાં પણ સંભળાયા.

હેનરી ૮માનાં લગ્ન સ્પેનની રાજકુંવરી કેથેરિન જોડે થયાં હતાં. કેથેરિનનો વિવાહ પ્રથમ તો હેનરી ૮માના મોટા ભાઈ જોડે થયો હતો, પરંતુ ગાદીએ આવ્યા પહેલાંજ તે રાજકુમાર મરણ પામ્યાથી પોપની ખાસ સંમતિ લઈ તેનાં લગ્ન હેનરી ૮મા જોડે કરવામાં આવ્યાં હતાં. રાણી માંદી-સાજી રહેતી, અને તેને મેરી નામે પુત્રી સિવાય બીજું બાળક ન હતું. રાજાને પુત્રની ઇચ્છા હતી. અઢાર વર્ષ પરણેલી જિંદગી ગાળ્યા પછી રાજા પતિવ્રતા કેથેરિનથી કંટાળ્યો, એટલે તેણે છૂટાછેડા કરવા માટે પોપની રજા મેળવી આપવાનું કામ પોતાના માનીતા મંત્રી વુલ્સીને સોંપ્યું.



હેનરી ૮મો વુલ્સીને રજા આપે છે.

વુલ્સીએ ધાર્યું હશે તેટલું સહેલું એ કામ ન હતું. કેથેરિનનો ભત્રીજો સ્પેનનો રાજા ઘણો બળવાન હતો, એટલે તેને છંછેડવાની પોપની ઇચ્છા કે શક્તિ ન હતી. વળી જે લગ્ન કરવાની તેણે પહેલાં રજા આપી હતી, તે રદ કરી પણ શી રીતે શકાય? પોપે છુટાછેડા કરવાની હેનરીને રજા ન આપી. પોતાનું ધાર્યું થએલું જોવાની ટેવવાળા રાજાએ પોતાનો રોષ વુલ્સી ઉપર ઠાલવ્યો. તેનો અધિકાર છીનવી લીધો, તેનાં માલમિલ્કત જપ્ત કરી લીધાં, અને તેના પર રાજદ્રોહનો આરોપ મૂક્યો. આવી કૃતઘ્નતાથી તેનું હૃદય ભાગી ગયું, અને તે નિરાશ થએલો સમર્થ મહાપુરુષ એક મઠમાં મરણ પામ્યો, (ઇ.સ. ૧૫૩૦).

હવે હેનરીએ પોપ સામી ઉઘાડેછોગ તકરાર માંડી. તેણે ટામસ ક્રોમ્વેલ નામના એક જબરા અને લુચ્ચા સૈનિકને પોતાનો મંત્રી નીમ્યો, અને તેની સલાહથી પોપની સત્તાનો ઈન્કાર કરી તેણે જાહેર કર્યું, કે ઇંગ્લેન્ડનું ધર્મખાતું છેક સ્વતંત્ર છે, અને પોપને તે જોડે કશી લેવાદેવા નથી. પોપને કર તરીકે ભરવામાં આવતાં નાણાં મોકલાતાં બંધ કરવામાં આવ્યાં; પોપે કરેલી નિમણુંકો ગેરકાયદેસર ઠરાવવામાં આવી, અને છેવટે કાયદો કરવામાં આવ્યો કે ઇંગ્લેન્ડનો રાજા એજ ધર્મખાતાનો ઉપરી છે. આ કાયદાને સર્વોપરિપણાનો કાયદો કહેવામાં આવે છે, ( ઇ. સ. ૧૫૩૪ ). જે ધર્મગુરુઓ આ કાયદો માને નહિ, તેમના પર રાજદ્રોહનો આરોપ મૂકી તેમને દેહાંતદંડની શિક્ષા થવા લાગી. હેનરીએ પોતે નીમેલા ધર્માચાર્યોએ કેથેરિન જોડેનાં રાજાનાં લગ્ન રદ ગણી તેને નવું લગ્ન કરવાની રજા આપી. રાજા એન બુલીન નામે રાજમહેલની એક દાસી જોડે પરણ્યો.

**મઠોનો નાશઃ** પોપની જોડે ઇંગ્લેન્ડના સંબંધની એકેએક કડી તોડી નાખવાના ઇરાદાથી હેનરીએ મઠો બંધ કરવા માંડ્યા. એ મઠોમાં રહેનારા સાધુઓ વિલાસી, દંભી, આળસુ અને અનાચારી થઇ ગયા હતા, અને તેમને મળતાં નાણાંનો તેઓ દુરુપયોગ કરતા હતા. પરંતુ ખરી અને મુખ્ય વાત તો એ હતી, કે એ સાધુઓ પોપનેજ પોતાનો ઉપરી માનતા હતા. વળી મઠનું લખલૂટ નાણું જોઇ પૈસેટકે ખુવાર થઇ ગએલા રાજાનો જીવ હાથ રહે તેમ ન હતું. એ મઠોની જાગીરો જપ્ત કરી થોડી રાજાએ

પોતાને માટે રાખી લીધી, અને બાકીની પોતાના મિત્રોમાં વહેંચી આપી. આનું પરિણામ એ આવ્યું કે નવા બનેલા જાગીરદારો રાજાના પક્ષમાં રહ્યા; કેમકે તેઓ તો પોતાની જાગીર પોતાની પાસેજ રહે એટલા સ્વાર્થી હેતુસર ઈંગ્લેન્ડમાં પોપની સત્તા પાછી ન સ્થપાય એમજ ઇચ્છતા હતા. ગરીબોનો તો મઠો બંધ થતાં આશરો તૂટયોઃ મઠની દયાવૃત્તિ પર નિભાવ કરી રહેલા અનેક અનાથ ઘરબાર કે રોટલા વિના રઝળી પડયા. રાજાએ કરેલા પોપના તિરસ્કારથી, મઠોના નાશથી, અને મઠની જાગીરો પર ચલાવેલી લૂટથી ઉત્તર પરગણાના લોકો તો એવા ઉશ્કેરાયા કે તેમણે બંડ ઉઠાવ્યું, પરંતુ તેને સખતાઈથી બેસાડી દેવામાં આવ્યું, અને તેમાં ભાગ લેવાના આરોપસર કેટલાક નિર્દોષ સાધુઓને ફાંસીએ ચડાવવામાં આવ્યા.

**ધર્મસુધારાનું મૂળ:** પરંતુ પોપની સત્તાનો આટલો વિરોધ કરવા છતાં રાજા લ્યૂથરનો અનુયાયી ન હતો. ધર્મ સંબંધે તેનો અભિપ્રાય તો બદલાયોજ ન હતો. લ્યૂથરની સામે લખાણ કરવા માટે પોપે તેને ધર્મરક્ષકનો ખિતાબ આપ્યો હતો. યરોપના બીજા દેશો અને ઈંગ્લેન્ડમાં થએલા ધર્મસુધારામાં મોટો ફરક એ છે, કે ઈંગ્લેન્ડમાં માત્ર રાજદ્વારી કારણસર અને પોતાનો ખાનગી સ્વાર્થી હેતુ પાર પાડવાની ઇચ્છાથીજ રાજાએ પોપસામે તોફાન મચાવ્યું હતું. તે લ્યૂથરના સિદ્ધાન્તોમાં માનતો ન હતો, તેમજ પોતાની પ્રજામાંથી કોઇ પ્રોટેસ્ટન્ટ થાય તે એને રુચતું ન હતું. તેણે તો કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ બંનેનો સરખો ઘાણ વાળવા માંડયો; કેમકે કેથોલિક પંથીઓ પોપ સિવાય બીજાને ધર્મનો ઉપરી માને નહિ, અને પ્રોટેસ્ટન્ટ લોકો ધર્મખાતાના ઉપરી તરીકે રાજાએ કરેલી આજ્ઞા પાળે નહિ. આમ જો કે ઇંગ્લેન્ડનું ધર્મખાતું પોપથી સ્વતંત્ર થયું, તો પણ તે હજુ પ્રોટેસ્ટન્ટ ન હતું. હજુ ધર્મના સિદ્ધાન્તોની ખાતર જુલમ થતો નહોતો. હેનરી તો પોતાની સ્વાર્થી અને ખાનગી ઇચ્છા પાર પાડવા માટેજ પોપની સામે થયો હતો.

આમ છતાં પ્રોટેસ્ટન્ટ પંથનો પ્રચાર તો થયોજ. રાજાએ બાઇબલના ભાષાંતરમાં સુધારાવધારા કરાવી લોકોને વાંચવા માટે દરેક દેવાલયમાં તેની એક નકલ રાખવાની આજ્ઞા કરી. પછી તો છાપખાનાંઓને

સીધે બાઇબલ સોંઘી કિંમતે મળવા લાગ્યાં, એટલે ઘણા લોકોએ તો પોતાના ઘરમાં પણ વસાવ્યાં. લ્યૂથરે બાઇબલને મુખ્ય પ્રમાણ તરીકે માનવાનો ઉપદેશ આપ્યો હતો. હવે બાઇબલ ઘેરઘેર વંચાતું થયું, એટલે લોકો પોતાની મેળેજ સત્ય શું તેનો નિર્ણય કરી લેવા લાગ્યા. પોપ કે બીજા કોઇ વચલા દલાલની જરૂર ઓછી થઇ, એટલે તેનું માહાત્મ્ય પણ ઓછું થયું.

**પાર્લમેન્ટ અને રાજા:** હેનરીનો સમય એ બીનજવાબદાર ને આપ-અખત્યારીનો સમય હતો. તે કેથોલિક અને પ્રોટેસ્ટન્ટોનો સામટો ઘાણ વાળતો હતો: તેણે વુલ્સીની અપકીર્તિ કરી હતી, અને તેના પછી આવનાર મંત્રી ક્રોમ્વેલનો શિરચ્છેદ કરાવ્યો હતો. તે છ રાણીઓ પરણ્યો હતો; તેમાંથી તેણે બેના છુટાછેડા કર્યા, અને બેને ફાંસીને લાકડે લટકાવી દીધી હતી; પોતે જેના ઉપર નારાજ થયો હોય એવા અનેક અમીરોની તેણે હત્યા કરાવી હતી, છતાં તેને કોઈ પૂછનાર ન હતું; તેણે પિતાને પગલે ચાલી અમીરોને દબાવી દઇ તેમના પરસ્પર ટંટા બંધ કર્યા હતા, એટલે પ્રજામાં હેનરીનો અમલ પ્રિય થઈ પડયો હતો; વળી પોપ પ્રત્યે અંગ્રેજોનો જરાએ ચાહ ન હોવાથી રાજાના ધાર્મિક સ્વચ્છંદને પણ સાંખી રહેવા તે ખુશી હતા: અને ગમે તેવો તો પણ હેનરી ચતુર હતો. કયાં નમી જવું એ તે સારી પેઠે જાણતો. પાર્લમેન્ટની રજા વિના તે લોકો પાસેથી કર ઉઘરાવતો નહિ, એટલે પાર્લમેન્ટ પણ તેને મનધાર્યું કરવા દેતી હતી, અને પાર્લમેન્ટમાં પ્રાણજ કયાં હતા? અમીરો તો અંદરઅંદરની લડાઇઓમાં નબળા પડી ગયા હતા, અને હેનરીએ તેમની પ્રતિષ્ઠા ખૂબ હીણી કરી નાખી હતી. જે મધ્યમ વર્ગના માણસો પાર્લમેન્ટમાં આવતા, તેઓ તો દરબારી કામકાજના અનુભવ વિનાના અને દેશમાં શાન્તિ માટે રાજા ઉપર આધાર રાખનારા હતા.

**છેલ્લાં વર્ષો:** હેનરીનાં છેલ્લાં ૧૫ વર્ષોમાં તેણે દેશમાં ભય અને ત્રાસ વર્તાવી મૂકયાં હતાં. તેની ઇચ્છામાં જે કોઈ આડે આવે તેને ફાંસીએ લટકાવી દેવામાં રાજાને જરા પણ સંકોચ થતો નહિ; પછી તે પોતાની રાણી હોય, પ્રધાન હોય, કે ઉમરાવ હોય. આપણે જોઈ ગયા કે પાર્લમેન્ટ

તો તેની ઇચ્છા પ્રમાણેજ ચાલતી હતી, એટલે તમામ રાજ્ય એની મરજી પ્રમાણે ચાલે તેમાં શી નવાઇ ? છતાં તે વિદ્યાકળાનો શોખીન હતો, અને દેશનું ભલું કેમ થાય તેની હંમેશ ચિન્તા રાખનારો એક જબરો રાજદ્વારી પુરુષ હતો. તેણે ઇંગ્લેન્ડની યૂરોપનાં મહારાજ્યોમાં ગણતરી કરાવી.

હેનરી ઇ. સ. ૧૫૪૭ માં મરણ પામ્યો, ત્યારે તેને ત્રણ સંતાનો હતાં. કેથેરિનથી થએલી પુત્રી મેરી; બીજી રાણી એન બુલીનથી થએલી ઇલિઝાબેથ, અને ત્રીજી રાણી જેન સીમૂરથી થએલો પુત્ર એડવર્ડ. પ્રથમ તો રાજાએ છોકરીઓને ગાદીના હકમાંથી પાર્લમેન્ટ પાસે બાતલ કરાવી હતી, પરંતુ પાછળથી પોતાનો વિચાર ફેરવી તેણે એવો કાયદો કરાવ્યો હતો, કે પોતાની પાછળ એડવર્ડ ગાદીએ આવે, અને તે જો નિઃસંતાન હોય તો તેની પાછળ અનુક્રમે મેરી અને ઇલિઝાબેથ ગાદીએ આવે.

હેનરીના રાજ્યમાં અંગ્રેજી નૌકાસૈન્ય રચવાનો આરંભ થયો. લગભગ ૪૬ આરમાર તેના રાજ્યકાળમાં બાંધવામાં આવી હતી.

હેનરીના રાજ્યમાં બિચારા ગરીબોની દુર્દશા બેઠી. કાળી મરકી પછી મજુરીના દર વધતાં તેમની સ્થિતિ સુધરવા લાગી હતી. પરંતુ ધીમે ધીમે ઇંગ્લેન્ડનો ફ્લાન્ડર્સ જોડે ઊનનો વેપાર ખીલતો જતો હતો, એટલે ઘણા જમીનદારોએ પાક ઉગાડવાનું તજી દઇ પોતાનાં ખેતરમાં ઘેટાં ઉછેરવા માંડયાં. ઘેટાં ઉછેરવામાં કેટલાં માણસો જોઇએ ? ગામની ગૌચર જમીન પણ વાળી લઈ તેમાંએ ઘેટાં ઉછેરવામાં આવવા લાગ્યાં, એટલે તો બાપડા ખેડુતોની પણ દશા કફોડી થઈ પડી. તેમાં વળી મઠો બંધ કરી તેમની જાગીરો જપ્ત કરવામાં આવી, એટલે તો દાઝયા ઉપર ડામ જેવું થયું. અનેક નિરાધાર માણસો રોજી વિના રઝળી પડયા.

આટલું દુઃખ જાણે પુરતું ન હોય, તેમ પિતાની પુંજી ઉડાવી દઇ નિર્ધન બનેલા રાજાએ સિક્કામાં ભેળસેળ કરવા માંડી. રાજા પાસેથી તો સૌને નાણું લેવું પડે, પરંતુ લોકો અંદરઅંદરના વ્યવહારમાં તો તે સિક્કામાં જેટલું રૂપું હોય તેટલી કિંમત તેની આંકતા, એટલે વસ્તુઓના ભાવ મોંઘા આપવા પડતા. આમાં બિચારા ગરીબોની બહુ દુર્દશા થઈ. તેમનામાં ચોરી, લુચ્ચાઇ, અને ગુના વધી પડયા. ટોમસ મોર નામે એક દયાળુ હૃદયના

પંડિતે તેમના વિષે લખાણ પણ કર્યાં; પરંતુ તે કેથોલિક હતો, અને તેણે રાજાને ધર્મનો ઉપરી ગણવાની ના પાડી હતી, એટલે રાજાએ તેનો શિરચ્છેદ કરાવ્યો હતો.

---

## ૪. પ્રોટેસ્ટન્ટ ઇંગ્લેન્ડ.

**એડવર્ડ ૬ ટ્ઠો:** ( ઇ. સ. ૧૫૪૭–૧૫૫૩ ) ગાદીએ આવ્યો ત્યારે એડવર્ડનું વય દસ વર્ષનું હતું. તે ચપળ, બુદ્ધિમાન અને માંદલો છતાં તીવ્ર ધર્મભાવનાવાળો હતો. બાલ્યાવસ્થામાંથીજ તે ચુસ્ત પ્રોટેસ્ટન્ટોમાં ઉછર્યો હતો. તેના કારભારીઓ પણ અડગ પ્રોટેસ્ટન્ટ હતા, એટલે ધર્મસુધારાનું કાર્ય હવે વેગથી ચાલવા લાગ્યું. રોમન કેથોલિક ધર્મનાં આડંબરી કર્મકાંડનો ત્યાગ કરવામાં આવ્યો; દેવાલયોમાં રહેલાં ચિત્રો, છબીઓ અને નકસી-કામને મૂર્તિપૂજાનાં ચિહ્નો ગણી તોડીફોડીને ફેંકી દેવામાં આવ્યાં; પાદરી-ઓને લગ્ન કરવાની રજા આપવામાં આવી, અને જુની લેટિન ભાષાની ન સમજાય તેવી નીરસ પૂજાવિધિ કહાડી નાખી સરળ અંગ્રેજીમાં નવી વિધિ દાખલ કરવામાં આવી. પ્રાર્થનાનું એક પુસ્તક તૈયાર કરી દરેક મંદિરમાં તેનોજ ઉપયોગ કરવાની આજ્ઞા કરવામાં આવી. કેટલાક આગેવાન કેથોલિક પાદરીઓને તો કેદમાં પણ પૂરવામાં આવ્યા.

આવા સુધારાના કાર્યમાં સૌ એકમત ન હોય. દૂર ગામડાંમાં વસતા અજ્ઞાન અને ભોળા માણસો એકદમ જુના સંસ્કાર અને ચાલતી આવેલી રુઢિનો એકદમ ત્યાગ કરી ન શકે. તેમાં વળી હેનરી ૮માના સમયથી સામાન્ય વર્ગને કેટલું દુઃખ પડતું હતું તે આપણે જોઈ ગયા છીએ. મઠો બંધ કરવામાં આવ્યાથી ગરીબોનો બેલી કોઇ રહ્યો નહિ; સાધુસંતો તરફથી મળતી રોજગારી કે સહાય તો બંધ થઇ. તેમને ભણાવનાર કે મંદવાડમાં તેમની માવજત કરનાર કોઈ રહ્યું નહિ. એટલામાં વળી દેશમાં રોગ ફાટી નીકળ્યો, એટલે ધુંધવાઇ રહેલો પ્રજાનો અસંતોષ ભભૂકી ઉઠયો. દેશમાં કેટ-લેક સ્થળે બંડ થયાં, પરંતુ તે સર્વ ભાડુતી પરદેશી સિપાઇઓની મદદથી મુશ્કેલીથી શમાવી દેવામાં આવ્યાં.

**ગાદીવારસો:** એડવર્ડની નબળી તબીયત દિવસે દિવસે લથડતી જતી હતી, એટલે તેના પછી ગાદીએ કોણ આવે એ પ્રશ્ન ઉત્પન્ન થયો. ગાદી ઉપરનો વાજબી હક તો હેનરી ૮મા અને કેથેરિનની પુત્રી મેરીનો થતો હતો. પરંતુ કેટલાકને ભય પેઠો કે એ તો ચુસ્ત કેથોલિક છે, એટલે કદાપિ એ ગાદીએ આવશે તો ધર્મસુધારાનું કામ કથળી જશે; આથી તેઓએ હેનરીની દૂરની સગી લેડી જેન ગ્રે નામે એક નરમ સ્વભાવની ભલી અને ભણેલી સ્ત્રીને ગાદીવારસ ઠરાવવાની પ્રપંચી ખટપટ કરી. પરંતુ તેમના હાથ હેઠા પડયા; પ્રજાએ તેનો સ્વીકાર કર્યો નહિ. મેરીએ ગાદીએ આવી લેડી જેન ગ્રેને બંદીખાને નાખી, અને તેના સ્વાર્થી મિત્રોને યોગ્ય શિક્ષા કરી.

**મેરી:** ( ઇ. સ. ૧૫૫૩–૧૫૫૮ ) ઈંગ્લેન્ડની ગાદી ઉપર આવનાર આ પહેલી રાણી ૩૯ વર્ષની વયે ગાદીએ આવી. તે સાધારણ દેખાવની અને નબળા બાંધાની હતી, પણ ટયૂડરોનું દૃઢ મનોબળ અને અડગ ધીરજ તેનામાં હતાં. ગાદીવારસા માટે તેને લેડી જેન ગ્રે જોડે લડવું પડયું અને આખરે તેમાં તે ફાવી. પોતાની માતા જોડે તે દુઃખ, એકાંત અને બંદીખાનામાં ઉછરી હતી. રાણી ચુસ્ત કેથોલિક ધર્મ પાળતી હોવાથી ગાદીએ આવતાંજ તેણે તો ઈંગ્લેન્ડ ઉપર પોપની ધાર્મિક સત્તા ફરી સ્થાપવાના પ્રયત્નો કરવા માંડયા. તેણે કેથોલિક ધર્મની બંધ કરવામાં આવેલી ધર્મક્રિયાઓ ફરી દાખલ કરી, અને ધર્મગુરુઓની સત્તા પ્રથમ જેટલીજ વધારી મૂકી. આ ઉપરાંત તેણે પોતાના કાર્યમાં વધારે સિદ્ધિ મેળવવા માટે ધર્માંધ અને અડગ કેથોલિક તરીકે જાણીતા થએલા સ્પેનના રાજા ફિલિપ જોડે લગ્ન કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો, એટલે પ્રજાની તો રહીસહી આશા પણ ધૂળમાં મળી ગઈ. ફિલિપ પરદેશી અને ધર્માંધ હતો; કેથોલિક ધર્મનો પ્રચાર કરવા માટે તેણે જે કડક અને અન્યાયી ઉપાયોવડે પોતાના દેશમાં લોકોને દંડયા, રીબાવ્યા, બાળ્યા કે કેદમાં રાખ્યા હતા, તે સર્વેથી અંગ્રેજ પ્રજા જાણીતી હતી. છતાંએ પ્રજાના અણગમાની દરકાર ન કરતાં મેરીએ તો ફિલિપ જોડેજ લગ્ન કર્યું, ( ઇ.સ. ૧૫૫૫ ).

**ધાર્મિક જુલમ:** હવે મેરીએ ઈંગ્લેન્ડમાં કેથોલિક ધર્મ ફરી સ્થાપવાના પ્રયત્નો જોસભેર કરવા માંડયા. તેણે પ્રોટેસ્ટન્ટ ધર્મવિધિ બંધ કરી

દેવાનું ફરમાન કાઢયું, અને જેઓ ન માને તેમના પર બળાત્કાર ગુજારવા માંડયો. પ્રાર્થનાનું પુસ્તક રદ કરવામાં આવ્યું; એડવર્ડના સમયમાં થએલા કાયદાઓ રદ કરી હેનરી ૮માના કાયદાઓ ચાલુ કરવામાં આવ્યા. બંદીખાને પડેલા રોમન કેથોલિક પાદરીઓને છૂટા કરી પ્રોટેસ્ટન્ટ પાદરીઓને દેવળોમાંથી રજા આપવામાં આવી. ધર્મને પ્રાણ કરતાંએ પ્રિય ગણનારાઓને જીવતા બાળી મૂકવાની કડક સજા થવા લાગી. મેરીના રાજ્યના અંત સુધી કહેવાય છે, કે દર માસે દસ માણસોને જીવતા બાળી નાખવામાં આવતા હતા. કેન્ટરબરીના મુખ્ય ધર્માધ્યક્ષને પણ અનેક લાલચો અને આશાઓ આપ્યા છતાં તે પોતાનો પ્રોટેસ્ટન્ટ ધર્મ તજવા તૈયાર ન થયો, ત્યારે તેને પણ તેજ સજા કરવામાં આવી. બીજા પણ કેટલાક ધર્મગુરુઓની એવીજ દશા કરવામાં આવી. અનેક અજાણ્યા ગરીબ માણસો ધર્મની ખાતર શાંતિથી પ્રાણ સોંધા કરી નાખવા લાગ્યા. પ્રજામાં અસંતોષ અને બેદીલી વ્યાપી ગયાં. તેમાં વળી સ્પેન જોડેના યુદ્ધમાં ફ્રેન્ચ લોકોએ અંગ્રેજોના તાબાનું કેલે શહેર લઈ લીધું એટલે તો પ્રજાનો કોપ ઝાલ્યો રહ્યો નહિ. હવે યૂરોપ ખંડમાં અંગ્રેજોનો મુલક રહ્યો નહિ; એ વાત પ્રજાને કારીજખમ પેઠે સાલવા લાગી. મેરીને પણ ઘણો આઘાત લાગ્યો. નિર્દય પતિથી તજાએલી મેરીનાં છેલ્લાં વર્ષો દુઃખ અને શોકમાં ગયાં.

**રાષ્ટ્રધર્મની સ્થાપના:** જીવહિંસા કરીને પણ મેરીએ સાધવા ધારેલું કાર્ય સફળ ન થયું. મેરીનો ધર્માંધ જુલમ મુંગે મોંએ ખમી રહેનારા પ્રોટેસ્ટન્ટનો ધર્મપ્રેમ જોઇ પ્રજાના મનમાં તેમને અને તેમના ધર્મ માટે માન ઉત્પન્ન થયું, અને કેથોલિક ધર્મ પ્રત્યે તિરસ્કાર વધ્યો. સ્પેનના રાજા જેવો જુલમ અને પોપની સત્તા તેમને જોઇતાં ન હતાં. નવી રાણી ઇલિઝાબેથ પણ એજ મતની હતી. તેણે પોપની સત્તાનો અંત આણ્યો, અને સર્વોપરિપણાનો કાયદો પાછો ઇ. સ. ૧૫૫૯ માં પસાર કરાવ્યો. તેણે પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક બંને પંથવાળાઓને રુચે એવો સમાધાનનો વચલો માર્ગ કાઢયો. ધાર્મિક મતભેદ માટે શિક્ષા કરવાનું છોડી દઈ તેણે એટલું ઠરાવ્યું, કે લોકોએ શાંતિથી પોતાને ફાવતી રીતે પૂજા કરવી, અને રાણીને ધાર્મિક ઉપરી તરીકે સ્વીકારવી.

ત્રીસ વર્ષના ચાલુ ઝગડા પછી અંગ્રેજ ધર્મસમાજ પોપની સત્તામાંથી છૂટયોઃ છતાંએ ધાર્મિક તકરારનો અંત આવ્યો એમ તો નજ કહી શકાય; કેમકે સમાધાન થયા છતાંએ દેશમાં એક નાનો પક્ષ એવો મત ધરાવતો હતો, કે ઇલિઝાબેથ ધર્મખાતાની ઉપરી થઈ શકે નહિ; આ જગત્માં એવા કોઇ ઉપરીની જરૂરજ નથી. આ પ્યૂરિટન પક્ષ ધીમે ધીમે બળવાન્ બનીને પાછળથી કેવાં સાહસ કરી શકયો તે આપણે હવે પછી જોઈશું.

---

## ૫. બે પ્રતિસ્પર્ધી રાણીઓ.

**ઇલિઝાબેથઃ** ( ઇ. સ. ૧૫૫૮–૧૬૦૩ ) "ખૂની મેરી" ના મૃત્યુ પછી તેની ઓરમાન બેન ઇલિઝાબેથ પચીસ વર્ષની વયે ગાદીએ આવી. તે મોજીલી, અભિમાની અને મીઠાબોલી હોવા છતાં ચતુર અને આગ્રહી સ્વભાવની હતી. ટયૂડરવંશીઓની પેઠે તેનામાં ધીરજ અને તામસી સ્વભાવની સાથે સાથે ચતુરાઈ અને કરકસર પણ હતાં. તેના પિતાની પેઠે તે મિત્રો પ્રત્યે ઉદાર બની શકતી, અને ઇચ્છા હોય ત્યારે આકર્ષક રીતભાત ધારણ કરી શકતી. રાજસત્તાની શોખીન હોવા છતાં તે પ્રજાને ક્યારે અને ક્યાં નમી પડવું એ બહુ સારી રીતે જાણતી. તેણે કદીએ પ્રજા જોડે ઉઘાડેછોગ તકરાર કરી નથી. એક સમયે તો તેણે ઈજારા આપવાની પદ્ધતિ દાખલ કરી ઈજારા વેચવાની પણ શરૂઆત કરી હતી; પરંતુ આથી પાર્લમેન્ટ છંછેડાઈ પડી, એટલે તેણે દીર્ઘદષ્ટિ વાપરીને ઇજારા આપવાની પદ્ધતિજ બંધ કરી દીધી. તે રાજકાજમાં પ્રવીણ, પ્રપંચમાં કુશળ અને વહીવટમાં પહોંચેલી હતી. પોતાનો સ્વાર્થ સાધવાને તે ગમે તેવાં સાધનો વાપરવાને પણ અચકાય નહિ તેવી હતી.

ધાર્મિક અને રાજકીય અંધાધુંધીના સમયમાં તેણે ગાદીએ આવીને રાજ્યતંત્ર એવી તો હોશિયારી અને સફળતાથી ચલાવ્યું, કે તેના સમયમાં ઈંગ્લેન્ડ વધારે બળવાન્ અને સમૃદ્ધ થયું, અને તેની પરદેશમાં પ્રતિષ્ઠા વધી. આથી પ્રજાનો તેના પર વિશ્વાસ અને સ્નેહ વધ્યાં. ખરૂં જોતાં આ સર્વનો જશ ઇલિઝાબેથને આપવાને બદલે તેના ડાહ્યા અને કાબેલ મંત્રીઓને આપવો

જોઈએ. જો કે એવા યોગ્ય પુરુષોને શોધી કાઢવા જેટલી રાણીની ચતુરતા તો વખાણવા યોગ્ય ખરી. ગાદીએ આવ્યા પછી પહેલાં ચાળીસ વર્ષ સુધી તો વિલિયમ સેસિલ નામે એક ડાહ્યા, ચતુર અને સમર્થ પ્રધાનની સલાહ પ્રમાણે તે ચાલતી. પાછળથી સેસિલને તેણે ઉમરાવપદ આપી લૉર્ડ બર્લી બનાવ્યો હતો.

**આરંભની મુશ્કેલીઓ:** ઇલિઝાબેથ ગાદીએ આવી ત્યારે તેની આપદાઓનો પાર ન હતો. છેલ્લાં બે રાજ્યોમાં ધર્મને નામે ચાલેલા જુલમથી પ્રજા ત્રાસી ગઇ હતી; દેશ નિર્ધન બન્યો હતો, અને કેલે હાથમાંથી જવાથી પ્રજામાં અસંતોષ વ્યાપ્યો હતો. વળી કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટો વચ્ચેના ઝગડા તો ચાલતાજ હતા. કૅથેરિનના છૂટાછેડા કરવાની પોપે રજા આપી ન હતી, તેથી હેનરી ૮માએ એન બુલીન જોડે કરેલું લગ્ન રદ છે, માટે ઇલિઝાબેથ દાસીપુત્રી છે અને તેનો રાજગાદી ઉપર હક નથી એમ કૅથોલિકો માનતા હતા. તેમાં વળી ગાદીએ આવતાંજ ફિલિપે તેને પોતાની જોડે લગ્ન કરવાની માગણી કરી હતી, પરંતુ ઇલિઝાબેથે તે પાછી વાળી હતી, એટલે સ્પેન તરફથી પણ તેને ભય રહ્યા કરતો હતો. આ સર્વ મુસીબતોમાંથી છૂટી ૪૫ વર્ષના રાજ્યઅમલમાં તેણે દેશને મહાન્, આબાદ અને વિજયી બનાવ્યો.

**મધ્યમ માર્ગ:** ઇલિઝાબેથમાં ધર્મની લાગણી તીવ્ર ન હતી; ધર્મને નામે પ્રજામાં અંદર અંદર ઝગડા થાય નહિ, પોપની સત્તા દેશમાંથી ઓછી થાય, અને પ્રજા પોતાનેજ ઉપરી માને એટલું તેને જોઇતું હતું. કોઇ પંથના લોકોને તે નારાજ કરવા ઇચ્છતી ન હતી, તેમજ ધર્મમાં ડખલગીરી કરી આકરા સુધારાઓ દાખલ કરવાની તેની ઇચ્છા ન હતી. તેથીજ તેણે સર્વોપરિપણાનો કાયદો પસાર કરાવ્યો, અને એડવર્ડ છઠ્ઠાના સમયનું પ્રાર્થનાનું પુસ્તક સર્વ મંદિરોમાં વાપરવાનો હુકમ કર્યો. રોમન કૅથોલિકોને પણ એ પુસ્તક અનુકૂળ આવે તે માટે તેમાં થોડા શબ્દોનો ફેરફાર કરાવ્યો, અને કેટલીક કૅથોલિક પંથની વિધિ પણ દાખલ કરી. આમ મધ્યમ માર્ગનો સ્વીકાર કરી બંને પંથવાળાઓ સંતુષ્ટ રહે એવો તોડ કાઢી તેણે રાષ્ટ્રીય ધર્મખાતાની સ્થાપના કરી.

**સ્કૉટ લોકોની રાણી મેરીઃ** આટલું કરવાથી ઇલિઝાબેથની સર્વ મુશ્કેલીઓનો અંત આવ્યો નહિ; તેના રાજ્યકાળ દરમિઆન તેની વિરુદ્ધ ખટપટ અને તરકટ તો થયાજ કરતાં હતાં. રાણીની સૌથી પહેલી આપદા સ્કૉટલેન્ડમાંથી આવી. હેનરી ૭માના વંશમાંની એટલે રાણીની એક પાસેની સગી મેરી નામે રાણી સ્કૉટલેન્ડમાં આ સમયે રાજ્ય કરતી હતી. તે ઇલિઝાબેથની વયની, તેનાથી વધારે સ્વરૂપવતી, પરંતુ અણુચતુર અને આવડતમાં ઉતરતી હતી. એડવર્ડ ૬ઠ્ઠાની જોડે તેનાં લગ્ન કરવાની યોજના કરવામાં આવી હતી. પરંતુ સ્કૉટ લોકોને તે વાત અણગમતી હોવાથી મેરીને ફ્રાન્સ મોકલી દેવામાં આવી. ત્યાં તેણે ફ્રાન્સના યુવરાજ જોડે લગ્ન કર્યું. ત્યાર પછી પોતાનો પતિ ગાદીએ આવતાં ફ્રાન્સની રાણી બની. પરંતુ તે થોડાજ વખતમાં મરણ પામ્યો અને મેરી લાચાર બની ગઈ. તે પાછી સ્કૉટલેન્ડ ગઇ. મેરી સ્વદેશ પાછી આવીને જુએ છે, તો દેશમાં જબરા ધાર્મિક ફેરફારો થઇ ગયા હતા; પ્રોટેસ્ટન્ટ પક્ષ જોરમાં હતો, અને સ્કૉટલેન્ડની પાર્લમેન્ટે પ્રૉટેસ્ટન્ટ ધર્મને રાજ્યધર્મ તરીકે જાહેર કર્યો હતો. કેથોલિક મતની મેરી એકલી અને નિરાધાર થઇ પડી. તેણે જુનો ધર્મ ફરી સજીવન કરવાના મિથ્યા પ્રયત્નો કર્યા, પરંતુ તેમ કરતાં તો તેની પ્રજા ખળભળી ઉઠી. તેણે પોતાના સગા ડાર્ન્લિ જોડે લગ્ન કર્યું; તેનાથી તેને જેમ્સ નામે પુત્ર થયો, પણ લગ્ન સુખી ન નીવડયું ડાર્ન્લિએ મેરીના ખાનગી મંત્રીનું ખૂન કર્યું, અને બોથવેલ નામે અમીરે મેરીની સંમતિથી ડાર્ન્લિનું ખૂન કરી ખૂનનો બદલો લીધો. પછી મેરી બોથવેલના અમીર જોડે નાસી ગઇ અને તેની જોડે પરણી. તેનાં દુરાચરણો જોઇને સ્કૉટ પ્રજાના કોપનો પાર રહ્યો નહિ. આખરે લોકો બંડ કરી ઉઠયા; મેરીને ગાદી છોડવી પડી, અને તેના પુત્ર જેમ્સને ગાદીવારસ જાહેર કરવામાં આવ્યો. મેરીને કેદમાં પૂરવામાં આવી.

કેથોલિક મેરીના ઇંગ્લેન્ડમાં મિત્રો હતા; ઇલિઝાબેથને પદભ્રષ્ટ કરી મેરીને ગાદી આપી ફરી કેથોલિક પંથને સજીવન કરવાની તેમને આશા હતી. તેમની ખટપટથી મેરી બંદીખાનામાંથી નાસી છૂટી ઇંગ્લેન્ડમાં નાસી આવી. ત્યાં આવી તેણે ઇંગ્લેન્ડની રાણીનું શરણ માગ્યું, (ઇ. સ. ૧૫૬૮).

કેથોલિક પંથવાળાઓની ખટપટથી વાકેફ ઇલિઝાબેથ મેરીને પોતાની શત્રુ ગણતી હતી, એટલે તે આવો રૂડો પ્રસંગ હાથથી કેમ જવા દે ? મેરીને સ્કૉટલેન્ડ પાછી મોકલવાને બદલે તેણે તેને ૨૦ વર્ષ સુધી સખત દેખરેખ નીચે કેદમાં રાખી.

મેરીના મિત્રો અને સહાયકો તેને બંદીખાનેથી છોડવી ઈંગ્લેન્ડની ગાદી ઉપર આણવા માટે તનતોડ મહેનત અને પ્રપંચ કરવા લાગ્યા. સ્પેનના રાજાએ તેમાં છૂપી રીતે સહાય કરવા માંડી, અને પોપે પણ ફરમાન બહાર પાડી મેરીને ઈંગ્લેન્ડની હકદાર રાણી ઠરાવી ઇલિઝાબેથને પદભ્રષ્ટ જાહેર કરી. આખરે પાર્લમેન્ટ અને મંત્રીઓના આગ્રહને વશ થઈ ઇલિઝાબેથે મેરીનો કાંટો કાઢી નાખવાનો નિશ્ચય કરી તેનો શિરચ્છેદ કરવાની આજ્ઞા આપી, ( ઇ. સ. ૧૫૮૭ ).

અંગ્રેજ પ્રજાએ તો રાણીના આ કામ તરફ સંતોષ અને આનંદ પ્રકટ કર્યો: ઈંગ્લેન્ડની ગાદીએ કેથોલિક રાજ્યકર્તા આવવાનો સંભવ દૂર થયો. બાળક જેમ્સને પ્રોટેસ્ટન્ટ રક્ષકોના હાથમાં ઉછેરવા માટે સોંપવામાં આવ્યો. ઇલિઝાબેથ પરણી ન હતી, એટલે તેના મરણ પછી રાજકુટુંબના પાસેના સગા તરીકે તે ગાદીએ આવ્યો.

હવે ઇલિઝાબેથને પરદેશી શત્રુઓ તરફ નજર નાખવાનો સમય મળ્યો.

---

## ૯. સ્પેનનો અજય્ય કાફલો.

**ઇંગ્લેન્ડની રાજનીતિ:** ગમે તે દૃષ્ટિએ જોઇએ તો પણ ઇલિઝાબેથનો અમલ અતિ ઉજળો લાગે છે; તેના સમયમાં ઈંગ્લેન્ડના સ્વતંત્ર ધર્મસમાજની સ્થાપના થઇ, ગરીબોનો કાયદો અને રોજીના દર ઠરાવનારા સામાજિક હિતના કાયદા થયા; અને શેક્સ્પિયર અને સ્પેન્સર જેવા મહાન્ કવિઓ થયા. આ ઉપરાંત સર્વથી વધારે અગત્યનો બનાવ તો એ બન્યો, કે ઇલિઝાબેથના સમયમાં ઈંગ્લેન્ડની રાજનીતિ કાયમને માટે નક્કી થઇ ગઇ: ઇંગ્લેન્ડનો રાજ્યવિસ્તાર કરવો હોય તો તેણે સમુદ્ર ઉપર કાબુ મેળવી સર્વશ્રેષ્ઠ રહેવું જોઇએ.

**ઇંગ્લેન્ડ અને સ્પેન:** મેરીના સમયમાં અંગ્રેજોના હાથમાંથી કેલે

જવાથી તેમને ઘણી ભોંઠપ લાગી હતી; એડવર્ડ ૧લાના સમયથી કેલે અંગ્રેજોના તાબામાં રહ્યું હતું; એક શહેરનો પણ કબજો રાખીને અંગ્રેજો ફ્રાન્સને પોતાનો તાબાનો મુલક માનતા હતા. આથી તે નગર જવાથી પોતાની પ્રતિષ્ઠા હલકી થઇ ગયા જેવું તેમને લાગ્યું. ખરી રીતે હવે કેલે કંઇ કામનું પણ ન હતું. અંગ્રેજ રાજાઓએ હવે ફ્રાન્સ પર ચડાઇ કરી ત્યાં રાજ્ય મેળવવાના પ્રયત્નો કરવાનું પણ છોડી દીધું હતું. ફ્રાન્સ જોડેની શત્રુવટ પણ ઓછી થઇ ગઇ હતી. ફ્રાન્સમાં પણ પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક પંથવાળાઓ વચ્ચે અંદર અંદરના ઝગડાઓ થવાથી તેના તરફથી ભય રાખવા જેવું પણ રહ્યું ન હતું. હવે તો સ્પેન નવો શત્રુ થયું હતું. કોલંબસે અમેરિકા ખંડની શોધ કર્યા પછી એ નવી દુનિયા જોડેનો સર્વ વેપાર સ્પેન એકલે હાથે ખેડતું હતું, અને તેમાં કોઇ ભાગ પડાવે એ તેની ઇચ્છા ન હતી. અમેરિકામાં સોનુંરૂપું મળી આવવાથી સ્પેનની સમૃદ્ધિ વધી ગઇ હતી. દર વર્ષે સ્પેનનાં વહાણો અઢળક સોનુંરૂપું અમેરિકાથી દેશમાં ઘસડી લાવતાં હતાં.

ઇંગ્લેન્ડ અને સ્પેન વચ્ચે પ્રકટ યુદ્ધ તો ઇ. સ. ૧૫૮૭ માં થયું. પરંતુ તે પૂર્વે પણ કેટલાંક વર્ષો સુધી બંને દેશો વચ્ચે ટંટા ચાલ્યાજ કરતા હતા. અનેક અંગ્રેજ વહાણવટીઓ લાગ મળે ત્યાં અને ત્યારે સ્પેનનાં માલ કે ધન ભરેલાં વહાણો લૂંટી લેતા અને સ્પેનિશ ખલાસીઓને ત્રાસ આપતા. પછી તો અંગ્રેજોએ સ્પેનના રાજા ફિલિપની ઇચ્છા વિરુદ્ધ અમેરિકા જોડે વેપાર પણ શરૂ કરી દીધો.

**ડ્રેકની મુસાફરી:** ફ્રાન્સિસ ડ્રેક નામના એક સાહસિક વહાણવટીએ તો સ્પેનનો ખજાનો લૂટી લીધો. પનામાની +સંયોગીભૂમિ ઓળંગી તેણે પાસિફિક મહાસાગરમાં પ્રવેશ કર્યો; કોઇ પણ શત્રુ ત્યાં જઇ શકે એમ સ્પેનના લોકો માનતાજ નહિ, એટલે ડ્રેકથી પોતાનો બચાવ કરવા જેટલી તૈયારી પણ તેમણે કરી ન હતી. ડ્રેકે લૂંટ પાડી અને પછી આવ્યો તેજ રસ્તે જવાનું તેને સલામત ન લાગવાથી તે પૃથ્વીની પ્રદક્ષિણા ફરી ચાર વર્ષે સ્વદેશ પાછો ફર્યો. ફિલિપે રાણીને ડ્રેકના વર્તન વિષે ફરિયાદ કરી; રાણીએ તેને સજા કરવાને બદલે માન આપ્યું. ફિલિપ કેથોલિક હતો, અને

+ હાલની પનામાની 'સામુદ્રધુની' તે સમયે 'સંયોગીભૂમિ' હતી.

ઇંગ્લેન્ડના લોકો તો રહ્યા પ્રૉટેસ્ટન્ટ, એટલે ફિલિપે તેમની ખબર લઈ નાખવાનો નિર્ણય કર્યો.

**નેધર્લૅન્ડઝમાં બળવો:** મેરીના મરણથી સ્કૉટલેન્ડ તરફનો ભય તો દૂર થયો. ફ્રાન્સમાં તો પ્રૉટેસ્ટન્ટો અને કૅથોલિકો અંદર અંદર કપાઇ મરતા હતા, એટલે તેના તરફથી ભય રાખવાનું કશું કારણજ ન હતું; છતાં ઇલિઝાબેથે ફ્રાન્સના પ્રૉટેસ્ટન્ટોને થોડી ઘણી મદદ આપીને ફ્રાન્સ જોડે દોસ્તી કેળવવાના પ્રયત્ન કર્યા. ફ્રાન્સને પણ ફિલિપની સત્તા નેધર્લૅન્ડઝમાં વધી જાય તે વાત ગમતી ન હતી. ઇલિઝાબેથે જોઈ લીધું કે યૂરોપમાં તેનો ખરો અને મુખ્ય શત્રુ સ્પેન છે, અને જતે દિવસે તેના તરફથી આપદા પડવાની છે. તે ચતુર અને શાણી હતી, એટલે તેણે સ્પેનને બને તેટલું નુકસાન થાય તેવા ઉપાયો લેવા માંડયા.

ફિલિપ હાલના હોલેન્ડ અને બેલ્જીયમના લોકોને રંજાડી તેમને બળજોરીથી કૅથોલિક બનાવવા મથતો હતો. સ્પેન કદાચ ઈંગ્લેન્ડ પર ચડી આવે એવા ભયથી ઇલિઝાબેથે તે દેશના લોકોને ઉઘાડી મદદ તો ન કરી, પણ છૂપી રીતે માણસો અને નાણાં પહોંચાડયાં, અને પોતાની પ્રજાને પણ નેધર્લૅન્ડઝના લોકોને મદદ આપવાની પ્રેરણા કરી. આખરે ઇ. સ. ૧૫૮૫ માં તેણે લીસ્ટરના અમીરની સરદારી નીચે થોડું સૈન્ય મોકલ્યું. એ સૈન્યે લડવામાં બહાદુરી બતાવી, પણ જાણવા જેવી જીત મેળવી નહિ. શૂરા અને ધર્મને પ્રાણથી વહાલો ગણનારા નેધર્લૅન્ડઝના લોકોએ આપબળેજ સ્પેનના લશ્કરને પોતાના દેશમાંથી હાંકી કાઢયું.

**ફિલિપની તૈયારી:** ચીડવાએલો ફિલિપ થોડાં વર્ષ તો શાંત બેસી રહ્યો; હવે તેણે માત્ર રાણીનો વધ કરવાના છૂપા પ્રપંચોમાં સહાય આપવા માંડી. પરંતુ સ્કૉટ લોકોની રાણી મેરી મરણ પામી, અને ઇંગ્લેન્ડની ગાદી પરનો હક ફિલિપને આપતી ગઇ, એટલે ફિલિપે જાહેર યુદ્ધ કર્યું. તેણે ઈંગ્લેન્ડ પર કાયમી જીત મેળવવાની આશાએ એક જબરો કાફલો તૈયાર કર્યો (ઇ. સ. ૧૫૮૮), અને તેમાં સૈનિકો ભર્યા. એ કાફલાને ફિલિપે ‘અજય્ય કાફલો’ નામ આપ્યું, અને તેની સરદારી મેડિના સિડોનિઆ નામે એક

કાબેલ સેનાપતિને સોંપી. ઈંગ્લેન્ડના કેથોલિકો તેને સહાય આપશે એમ તેણે આશા રાખી.

**અજય્ય કાફલાનો નાશ:** સ્પેન તે સમયે મોટું મહારાજ્ય હતું. તેનાં સૈન્યો બળવાન્ ગણાતાં, અને તેના ખલાસીઓ બહાદુર મનાતા. ઇલિઝાબેથ પાસે તો આવા જંગી કાફલાની સામે ઉભાં રાખવા જેટલાં વહાણો પણ ન હતાં. દેશના શ્રીમંતો, વેપારીઓ અને વહાણવટીઓએ પોતાનાં ખાનગી વહાણો આપી એક કાફલો તૈયાર કર્યો. પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક પંથવાળાઓ ભેદભાવ ભૂલી જઈ પરદેશી શત્રુને હાંકી કાઢવા સંપીલા થઈ ગયા. ઈંગ્લેન્ડના કાફલાની સરદારી એક કેથોલિક વીરનેજ આપવામાં આવી. ઇલિઝાબેથે સૌને શુરાતન ચઢાવ્યું. સ્પેનનો કાફલો અંગ્રેજી ખાડીમાં દાખલ થયો કે અંગ્રેજી વહાણોએ તેની પૂંઠ પકડી. સ્પેનનાં વહાણો મોટાં અને ભારે હોવાથી જલદીથી ફરી શકતાં નહિ; વળી અજાણ્યા સમુદ્રમાં મુસાફરી કરવાની તેમની મુશ્કેલી પણ જેવી તેવી નહિ. અંગ્રેજોનાં નાનાં અને હલકાં વહાણો જાણીતા દરિયામાં માછલાંની પેઠે રમતાં. સ્પેનનો કાફલો તો નકામો થઇ પડયો; તેમાં વળી અંગ્રેજોએ આતશબાજી ભરેલાં વહાણો છોડી મૂકયાં, એટલે કાફલામાં તો અવ્યવસ્થા અને ગભરાટ પસરી રહ્યાં. સ્પેનનો એ 'અજય્ય કાફલો' છેરણવેરણ થઇ ગયો; જે વહાણો બચવા પામ્યાં તે વાવાઝોડાને લીધે ઉત્તર સમુદ્ર તરફ ખેંચાઇ ગયાં. ત્યાંથી સ્કૉટલેન્ડની ઉત્તરે અને આયર્લેન્ડની પશ્ચિમે થઇને અથડાતો કૂટાતો કાફલાનો માત્ર ત્રીજો ભાગ સ્વદેશ પહોંચવા પામ્યો. ફિલિપનો મનોરથ ભાગી પડયો.

**પરિણામ:** આવી જબરી અને સંપૂર્ણ જીતથી ઈંગ્લેન્ડને પરદેશી શત્રુનો ભય ટળી ગયો. અંગ્રેજોને પોતાના શૌર્યમાં વિશ્વાસ બેઠો; નૌકાસૈન્ય રાખવાની તેમને જરૂર સમજાઇ. તેમને દરિયા પારના દેશોમાં સંસ્થાનો સ્થાપવાની અને પોતાનું રાજ્ય વધારવાની હોંસ થઇ. અંગ્રેજી વહાણો અજાણ્યા સાગરોમાં સફર કરવા લાગ્યાં.

આ સિવાય ઇલિઝાબેથના અમલ દરમિઆન બીજાં જાણવા જેવાં યુદ્ધ થયાં નથી; કેમકે યૂરોપમાં ચાલતાં યુદ્ધોમાંથી ઈંગ્લેન્ડને જેમ બને તેમ અલગ રાખવું એવો તેનો વિચાર હતો.

**આયર્લૅન્ડની જીતઃ** આયર્લૅન્ડની ખરી જીત પણ ઇલિઝાબેથના સમયમાંજ થઈ. પ્રાચીન સમયમાં આયર્લૅન્ડમાં નાના જાગીરદારો વસતા હતા, અને જે નોર્મન અમીરો ત્યાં જઈ વસ્યા હતા તેમની જાગીરો ડબ્લીનની પાસે એટલે પૂર્વ પ્રદેશમાં આવી હતી. સેંકડો વર્ષો સુધી આ નવા આવનાર પરદેશીઓ અને દેશના અસલ વતનીઓ વચ્ચે ઝગડા ચાલ્યા કર્યા, અને દેશમાં અશાંતિ અને અંધાધુંધી રહ્યાં. ઘણી વેળા તો આઇરિશો પરસ્પર પણ લડી મુઆ. દેશમાં આબાદી તો રહેજ ક્યાંથી? અંગ્રેજ રાજાઓને દરિયા પાર જઈ આ દેશ તાબે કરવાની કે તેના ઉપર કુલ અમલ ચલાવવાની આતુરતા ન હતી. ગુલાબના વિગ્રહમાં આઇરિશ લોકો પણ યૉર્ક કુળનો પક્ષ લઇ રાજ્યસત્તાની સામે થયા હતા. ટ્યૂડર રાજાઓએ જોયું કે આઇરિશ લોકો જો ઈંગ્લેન્ડના રાજાના શત્રુ બનીને રહે તો તેઓ ઘણા ભયંકર થઇ પડે. વળી ઘણાખરા આઇરિશો કેથોલિક હતા, એટલે ફિલિપ જેવો કેથોલિક રાજા તેમને પોતાની જોડે મેળવી લઇ ઈંગ્લેન્ડને રંજાડી શકે; તેથી તેઓએ આયર્લૅન્ડને વશમાં આણવાના રીતસર પ્રયત્નો આદર્યા. તેમાં પોતાના પૂર્વજો કરતાં પણ આગળ જઇને ઇલિઝાબેથે તો આયર્લૅન્ડમાં પોતાના અમલદારો નીમવા માંડયા. સ્વતંત્રતાના રસિયા આઇરિશો આ નવા અધિકારીઓને મુંગે મોંએ સહી લેવાને બદલે માથું મૂકીને તેમની સામે થવા લાગ્યા, અને લૂટફાટ, ખૂનામરકી ચલાવવા લાગ્યા. આ સર્વ બંડોને ઇલિઝાબેથે મક્કમ હાથે બેસાડી દીધાં, અને પોતાનાં છેલ્લાં વર્ષોમાં આયર્લૅન્ડમાં તેણે પોતાની આણ વર્તાવી.

**છેલ્લા દિવસોઃ** રાણીના અમલના પાછલા ભાગમાં રાજ્ય અને ધર્મખાતાના અમલદારો ધર્મની બાબતમાં વધારે કડક થયા હતા. સર્વ લોકોએ એકજ ધર્મ પાળવો જોઇએ એવી રાણીની ઇચ્છા પણ દૃઢ થતી ગઇ, અને તેથી તેણે ચલાવેલા રાષ્ટ્રીય ધર્મ જોડે જેઓ મળતા થઇ શકતા ન હતા, તેમના ઉપર સખતાઇ ગુજારવામાં આવતી હતી. કેટલાક ચુસ્ત પ્રોટેસ્ટન્ટોને એમ લાગતું હતું કે રાણીએ ધર્મની બાબતમાં વધારે પડતી છૂટ મૂકી છે; ધર્મમાં તો હજુએ વધારે સુધારા થવાની જરૂર છે. આવા શુદ્ધ ધર્મનો આગ્રહ રાખનારા પ્રોટેસ્ટન્ટો પ્યૂરિટનો કહેવાય છે. રાણીએ

તેમને બળજોરથી દબાવી દેવાનો પ્રયત્ન કર્યો, પણ તેમની સંખ્યા તો વધતી ગઇ અને જતે દિવસે તેઓ રાજ્યમાં આગેવાન થઇ પડયા.

આ ઉપરાંત લોકોમાં પણ જાગૃતિ આવવા લાગી હતી. પાર્લમેન્ટમાં પણ ચેતન આવ્યું હતું. ઇલિઝાબેથ આખરનાં વર્ષોમાં પોતાના માનીતા હજુરીઆઓને રોજના વપરાશની ચીજોનો વેપાર કરવાનો એકહથ્થુ ઇજારો આપી નાણાં મેળવતી હતી. આથી આવી વસ્તુઓની કિંમત વધી અને પ્રજામાં પોકાર ઉઠયો. પાર્લમેન્ટે રાણી સામું માથું ઉચક્યું. ચતુર રાણી સમય વર્તી ગઇ; નમ્યું આપ્યા વિના ચાલે તેમ નથી એમ જાણીને તે પદ્ધતિ રદ કરવાનું તેને વચન આપવું પડયું. 'ઇજારો આપવાની પદ્ધતિ દેશને નુકસાનકારક હોય તો હું બંધ કરીશ; કેમકે મને ઈંગ્લેન્ડની પ્રજા ઉપર જેવો ચાહ છે, તેવો બીજા કોઇ રાજાને પોતાની પ્રજા ઉપર નહિ હોય' એમ તેણે કહ્યું.

ઇ. સ. ૧૬૦૧માં ગરીબો અને અપંગને આશ્રય આપવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. ઇ. સ. ૧૬૦૩માં આ મહાપ્રતાપી રાણી ૪૫ વર્ષના લાંબા અને ઉજળા અમલ પછી મરણ પામી. તેની ચતુરાઈ અને કુનેહથી ઈંગ્લેન્ડ ધાર્મિક કે રાજકીય બાબતોમાં પરદેશીઓની ડખલગીરીથી છૂટયું. તેનામાં કેટલાક દુર્ગુણ હશે; સત્તા અને ખુશામત તેને ગમતાં હશે; તે અભિમાની અને ઉદ્ધત હશે, પણ જે કટોકટીને સમયે તે રાજગાદી ઉપર આવી તે સમયના રાજકર્તામાં જે જે આવડત અને ગુણ જોઇએ તે તે સર્વ તેનામાં હતાં. તેણે ઈંગ્લેન્ડની આબાદી અને આબરૂ વધાર્યાં, દેશમાં વેપારઉદ્યોગને ઉત્તેજન આપ્યું, યૂરોપના જબરા અને પ્રપંચી રાજાઓ જોડે હિંમત અને યુક્તિથી કામ લીધું, અને પોતાની પ્રજાનો પ્રેમ મેળવ્યો. તેનો અમલ યશસ્વી છે, અને તેની ગણતરી ઈંગ્લેન્ડના મહાન્ રાજકર્તાઓમાં થાય છે.

---

## ૭. ઈલિઝાબેથનો યુગ.

**ગરીબોનો કાયદોઃ** ટયૂડરવંશના આરંભના સમયમાં ગરીબોને કેવાં અને કેટલાં સંકટો વેઠવાં પડતાં તે આપણે જોઇ ગયા છીએ. ધંધારોજગા-

રમાં સાધન વિનાના થઈ પડેલા અને નિર્ધનો દેશાવરમાં ભમીને, ભીખ માગીને કે ચોરી કરીને પેટગુજારો કરવા લાગ્યા. દેશમાં ગુનેગારોની સંખ્યામાં સહેજે વધારો થવાથી તેમની વિરુદ્ધના કાયદાઓ કડક કરવામાં આવ્યા, અને બીજી તરફથી ખરેખર સાધન વિનાના હોય અથવા તો કામ કરવાને અશક્ત હોય, તેવા લોકોના પોષણની વ્યવસ્થા કરવામાં આવી. ગરીબોનો કાયદો કરીને દરેક પરગણાના લોકોએ પોતાના પરગણાના ગરીબોને સહાય આપવી એવું ફરમાન કરવામાં આવ્યું.

**વેપારની વૃદ્ધિઃ** પરંતુ ઇલિઝાબેથનાં છેલ્લાં વર્ષો દરમિયાન તો પ્રજાનિ સમૃદ્ધિ વધી ગઇ. દેશમાં હુન્નરઉદ્યોગની વૃદ્ધિ થતાં પૈસો વધ્યો અને લોકોને દેશપરદેશમાં રોજી મળવા લાગી. ઇંગ્લેન્ડમાંજ ઊન કંતાવા અને વણાવા લાગ્યું. ખુદ ઇલિઝાબેથે પોતે સ્વદેશી કારીગીરીને ઉત્તેજન આપવામાં આગેવાની લીધી. ઇંગ્લેન્ડના વેપારીઓ પણ વધારે સાહસિક અને દીર્ઘદષ્ટિવાળા થવા લાગ્યા. દૂર દરિયા પારના દેશો જોડે તેઓએ પોતાનો વેપાર ધમધોકાર ખેડવા માંડયો. જ્યાં એક માણસથી પહોંચી વળાય તેમ ન હોય ત્યાં મંડળીઓ સ્થપાવા લાગી, અને આ મંડળીઓ અમેરિકા અને આફ્રિકામાં પોતાનાં થાણાં સ્થાપી ત્યાંના લોકો જોડે વેપારી સંબંધ બાંધીને કેળવવા લાગી. એશિઆ ખંડ અને મુખ્યત્વે હિંદુસ્તાનમાં વેપાર કરવાના હેતુથી ઇસ્ટ ઇન્ડિઆ કંપનિની ઇ. સ. ૧૬૦૦માં સ્થાપના થઇ. એશિઆના તેજાના, કાપડ, રેશમ, વગેરે ઇંગ્લેન્ડનાં બજારમાં વેચાવા લાગ્યાં, અને તેના બદલામાં કાચ, ઊનનું કાપડ, છરીઓ વગેરે ઇંગ્લેન્ડમાંથી પરમુલક ચડવા લાગ્યાં. વેપારીઓ એકત્ર થઇને વેપારવૃદ્ધિની નવી યોજનાઓ વિચારવા માટે નિયમિત મુદતે એકઠા થવા લાગ્યા. તેમની પાસે નાણાંનો સારો જમાવ થતાં તેઓ ઇંગ્લેન્ડના રાજાને પણ જરૂર પડયે નાણાં ધીરવા લાગ્યા. ઇલિઝાબેથ અને તેના ડાહ્યા મંત્રીઓએ આ રિવાજને યથાશક્તિ ઉત્તેજન આપવા માંડયું.

**રહેણીકરણીઃ** દેશમાં ધનનો વધારો થયો એટલે તો લોકોની રહેણીકરણીમાં પણ ફેરફાર થયો; સારાં ઘરો બંધાવા લાગ્યાં અને તેમાં હવાની આવજા માટે કાણાંઓને બદલે કાચ જડેલી બારીઓ મુકાવા લાગી; અમીરો

પણ અસલી જમાનાના અંધારા કિલ્લાઓમાં રહેવાનું છોડી દઇને નાનાં ઘાટીલાં મકાનો બંધાવી તેમાં વસવા લાગ્યા: આ ઘરોની આસપાસની છૂટી જમીનમાં બાગબગીચા બનવા લાગ્યા, એટલે આવાં ઘરોની કુદરતી શોભા વધવા લાગી. રાચરચીલામાં પણ સુધારાવધારા થયાજ. ખાવા-પીવાની વસ્તુમાં પણ ઉંચી જાતની અને નવી ચીજોનો વપરાશ વધવા લાગ્યો. પરદેશથી આવેલા બટાટા અને તમાકુ તે સમયે નવાઇની વસ્તુઓ ગણાતી. શહેરોમાં તો હજુ ઘર જુનાં રહ્યાં, અને રસ્તા પણ સાંકડા અને અસ્વચ્છ રહ્યા.

ભપકાબંધ રંગબેરંગી પોશાકની શોખીલી ઇલિઝાબેથનો દાખલો લઇને પ્રજામાં પણ તેવાં રેશમી કે કસબી વસ્ત્રો પહેરવાનો રિવાજ ચાલ્યો. આ ઉપરાંત લોકોમાં ચિત્ર અને બીજી કલાઓનો પણ શોખ વધવાથી તેમાં પણ દ્રવ્યની રેલમછેલમ ઉડવા લાગી. નાટક, કુસ્તી અને આખલાઓની સાઠમારી જેવી સારી ખોટી રમત ગમત પ્રત્યે પણ પ્રજામાં ચાહ વધવા લાગ્યો. પ્રજાજીવનના દરેક અંગમાં નવો ઉછાળો, નવું જોમ અને નવો ઉત્સાહ આવ્યો.

**સાહિત્ય:** આ ઉત્સાહ તે સમયના લેખકોમાં પણ પ્રકટ થયો. શેક-સ્પિયર જેવો મહાન્ નાટકકાર અને સ્પેન્સર જેવો ઉચ્ચ કોટીનો કવિ આ યુગમાં થયા. બીજા પણ અનેક બુદ્ધિશાળી લેખકોએ નાટકો, કાવ્યો અને ગદ્ય લેખો લખી અંગ્રેજી સાહિત્યમાં વિવિધતા, વિશાળતા અને જુસ્સો આણ્યાં. આ યુગની પહેલાં માત્ર ચૉસર નામે એક મહાન્ કવિ થઈ ગયો હતો, અને ત્યાર પછીનાં ૧૫૦ વર્ષોના અશાંતિ અને અવ્યવસ્થાના સમયમાં કોઇ અમર રહે તેવો કવિ કે લેખક નીપજ્યો નહિ. હવે તો અનેક વિષય પર મનોરંજક પુસ્તકો લખાઈ પ્રકટ થવા લાગ્યાં. ટયૂડર સમયમાં છાપવાની કળાની શોધ થઇ હતી, એટલે નવીન સાહિત્ય પ્રજામાં સુલભ થઇ પડયું.

**નવો જુસ્સો:** આમ ઇલિઝાબેથનો સમય તે ઈંગ્લેન્ડની ઉન્નતિનો સમય છે; મધ્યયુગના સત્તાધારી થઇ પડેલા જમીનદારોના દિવસો ગયા; પ્રજાને અજાણ્યા સમુદ્રોમાં સફર કરવાની ટેવ પડી; સ્પેન જેવા ભયંકર પરદેશી શત્રુની આપદા ટળી ગઇ, અને પ્રજાજીવનમાં પ્રકટેલા નવા જુસ્સાએ

નવું સાહિત્ય ઘડયું. આવી સર્વ પ્રકારની ઉન્નતિથી પ્રજામાં સ્વતંત્રતા અને આત્મવિશ્વાસ કેળવાયાં. લોકો જાતે ખરૂં ખોટું વિચારતાં શીખ્યા એટલુંજ નહિ, પણ પોતાનો સ્વતંત્ર મત જણાવવા જેટલા હિંમતવાન થયા. આ બદલાએલા જુસ્સાનો ઇલિઝાબેથને પાછલાં વર્ષોમાં અનુભવ થવા લાગ્યો; આજ સુધી રાજાની આજ્ઞાને માથું નમાવી મુંગે મોંએ સાંભળી રહેનારા આમની સભાના સભ્યો રાણીના હુકમો વિષે છૂટથી ચર્ચા કરવા લાગ્યા, અને તેના ખરાખોટાપણા વિષે પોતાનો અભિપ્રાય પણ નીડરપણે જણાવવા લાગ્યા.

---

## ૮. નવી દુનિયાની શોધ.

આપણે વાંચી ગયા કે ઇલિઝાબેથના રાજ્યકાળમાં સ્પેન અને ઈંગ્લેન્ડ વચ્ચે તકરાર 'થવાનું એક કારણ એ હતું, કે અંગ્રેજ વહાણવટીઓ અમેરિકા જોડે વેપાર કરવા લાગ્યા હતા, ને ત્યાં સ્પેનનાં વહાણો કે તેનો ખજાનો લાગ આવે તો લૂટી લેતા હતા. સ્પેનના લોકો અમેરિકામાં કયાંથી ગયા, તેઓ બીજી પ્રજાને વેપાર કરવા કેમ નહોતા દેતા, વગેરે વૃત્તાંત હવે વર્ણવવામાં આવશે.

**પૂર્વના દેશોમાં જવાની ઇચ્છાઃ** જુના વખતમાં ચીન, અરબસ્તાન, મધ્ય એશિઆ અને હિંદુસ્તાનથી તેજાના, જવાહીર, રેશમ વગેરે વસ્તુઓ જમીનમાર્ગે યૂરોપમાં જતી, અને વેનિસ કે જીનોઆમાં તેનું વેચાણ થતું. ત્યાંના વેપારીઓ ખૂબ નફો લઇને યૂરોપના વેપારીઓને આ વસ્તુઓ વેચતા. એટલામાં તેરમા સૈકામાં તુર્ક લોકોની સત્તા દક્ષિણ યૂરોપમાં પ્રબળ થતાં તેમણે આ વેપારમાં હરકત કરવા માંડી, એટલે તો પૂર્વના દેશો જોડે સીધો વેપાર કરવાની ઇચ્છા યૂરોપની પ્રજામાં વધારે જોરથી જાગૃત થઈ.

**પોર્ટુગીઝ વહાણવટીઓની સફરઃ** તે સમયે પોર્ટુગલ દેશ સારી સ્થિતિમાં હતો, અને તેની પાસે વહાણો પણ સારાં હતાં; એટલે ત્યાંના ખલાસીઓએ પૂર્વના દેશોમાં જવાનો નવો માર્ગ ખોળી કાઢવામાં પહેલ કરી. તેમનાં વહાણો નાનાં હોવાથી કિનારાની પાસે ચાલી શકતાં હતાં; આથી કેટલાંક વર્ષો સુધી તો તેમની મહેનતનું ખાસ પરિણામ આવ્યું નહિ.

આખરે ઇ. સ. ૧૪૮૬ માં બાર્થોલોમ્યુ ડિઆઝ નામે એક સાહસિક ખલાસી હાલ કેપ ઑવ્ ગુડ હોપને નામે ઓળખાતી ભૂશિરને વટાવી ગયો. તે ભૂશિર આગળ તેને તોફાન નડેલાં હોવાથી તેણે તેને "તોફાની ભૂશિર' ( Cape Stormy ) એવું નામ આપ્યું, પણ પોર્ટુગલના રાજાએ તે બદલી 'કેપ ઑવ્ ગુડ હોપ' (સારી આશાની ભૂશિર) નામ પાડ્યું ત્યાર પછી વાસ્કો ડી ગામા એજ માર્ગે થઇ કાલિકટ બંદરે પહોંચ્યો ( ઇ. સ. ૧૪૯૮ ), અને ત્યાંથી પાછા ફરતાં મસાલાનાં વહાણો ભરી લાવ્યો. પોર્ટુગલ અને હિંદુસ્તાન વચ્ચે નિયમિત રીતે વહાણોની આવજા થવા લાગી અને વેપાર પણ શરૂ થયો. આશરે સો વર્ષ સુધી આ વેપાર ચાલ્યા કર્યો. યૂરોપમાં લિસ્બન મોટું બંદર અને વેપારી મથક ગણાવા લાગ્યું.

**કોલંબસઃ** કેપ ઑવ્ ગુડ હોપવાળો રસ્તો લાંબો અને જોખમવાળો હતો, એટલે બીજો ટૂંકો રસ્તો શોધી કાઢવાનો વિચાર અનેક સાહસિકોને આવ્યો. તે વખતના લોકો ધારતા હતા કે પૃથ્વી ગોળ છે, એટલે યૂરોપની પશ્ચિમે જઈએ તો પૂર્વના દેશોમાં વહેલું પહોંચી જવાય. વચમાં અમેરિકા ખંડ હશે કે પાસિફિક જેવો મહાસાગર પડેલો હશે એ તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ક્રિસ્ટોફર કોલંબસ નામે સ્પેનની નોકરીમાં રહેલા જીનોઆના બહાદુર વહાણવટીએ આટલાંટિક મહાસાગરને રસ્તે હિંદુસ્તાન પહોંચવાની આશાએ થોડાં માણસોને સાથે લઈ સફર શરૂ કરી. પાંચ અઠવાડીઆંની મુસાફરી કર્યા પછી તેઓ જમીન પર ઉતર્યા. તેઓ હિંદુસ્તાન તો ન પહોંચ્યા, પરંતુ યૂરોપની કોઈ પણ પ્રજાએ પૂર્વે નહિ જોએલા એવા એક અજાણ્યા અને નવા ખંડમાં તેઓ ઉતર્યા. તે ટાપુઓનું નામ કોલંબસે વેસ્ટ ઇન્ડિઝ આપ્યું.

**મેગેલનઃ** સર્વથી મોટી સફર તો મેગેલન નામે પોર્ટુગીઝ વહાણવટીએ કરી. આટલાંટિકને રસ્તે થઇ તે બ્રાઝિલ તરફ ગયો, અને ત્યાંથી કિનારે કિનારે દક્ષિણ દિશામાં જઈ, એક સામુદ્રધુનીમાં થઇ તેણે પાસિફિક મહાસાગરમાં પ્રવેશ કર્યો. પાસિફિક મહાસાગરમાં પ્રવેશ કરનારો તે પહેલોજ યૂરોપી ખલાસી હતો. તે સામુદ્રધુનીને તેણે પોતાના નામ પરથી 'મેગે-

લનની સામુદ્રધુની ' એવું નામ આપ્યું. પાસિફિક મહાસાગરમાં થઈ, એશિઆના કિનારા પાસે પહોંચી, હિંદી મહાસાગર ઓળંગી કેપ ઑવ્ ગુડ હોપને રસ્તે મેગેલનનો કાફલો પાછો પોતાને દેશ ગયો. મેગેલન પોતે તો રસ્તામાં મરણ પામ્યો હતો. પૃથ્વીની પ્રદક્ષિણા કરનારો આ યૂરોપી કાફલો પહેલોજ હતો. તે પ્રદક્ષિણા કરતાં તેને ત્રણ વર્ષ લાગ્યાં, ( ઇ. સ. ૧૫૧૯–૨૨).

આ પ્રમાણે સ્પેન અને પોર્ટુગલના ખલાસીઓએ નવા મુલકની શોધમાં અગ્રેસર ભાગ લીધેલો હોવાથી તેઓ એમ ધારતા હતા કે એ મુલકો જોડે વેપાર કરવાનો તેમનો એકલાનોજ હક છે. આથી જ્યારે અંગ્રેજો, ફ્રેન્ચો વગેરે ત્યાં વેપાર કરવા આવ્યા, ત્યારે સ્પેન અને પોર્ટુગલને એ વાત અણગમતી થઇ પડી, અને ખલાસીઓને માંહોમાંહે તકરાર અને લડાઈઓ થવા લાગી.

આ નવા મુલકોની શોધથી એક જબરો ફેરફાર એ થયો, કે ભૂમધ્ય સમુદ્ર ઉપર ચાલતો વેપાર બંધ પડયો, અને આટલાંટિક સમુદ્રને રસ્તે નવો વેપાર ખેડાવા લાગ્યો; ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલા દેશોની જાહોજલાલી અને આબાદી ઘટવા લાગી, અને આટલાંટિકના કિનારા ઉપર આવેલા દેશોની ચડતી થવા લાગી. આટલાંટિકને કિનારે આવેલા ઇંગ્લેન્ડને આ ફેરફારથી ઘણો લાભ થયો.

**કેબટ:** શરૂઆતની સફરોમાં ઇંગ્લેન્ડ પોતાની નબળી સ્થિતિને લીધે બહુ ભાગ લઈ શક્યું ન હતું. છતાં ઇ. સ. ૧૪૯૭ માં જહૉન કેબટ નામે બ્રિસ્ટલનો એક વેપારી વાયવ્ય માર્ગે હિંદુસ્તાન પહોંચવાની આશાએ નીકળ્યો. તેણે લાબ્રાડોર અને ન્યૂ ફાઉન્ડ લેન્ડના પ્રદેશો શોધી કાઢયા. ફળદ્રુપ અને સમૃદ્ધિવાળા પ્રદેશોને બદલે આવા ભેજવાળા, વેરાન પ્રદેશોમાં જઈ પહોંચવાથી અંગ્રેજો નિરાશ થઇ ગયા, અને ત્યાં વસવાટ કરવાનો વિચાર માંડી વાળી પાછા ઘેર આવ્યા. બીજાં પચાસ વર્ષ સુધી કોઈ અંગ્રેજ વહાણવટી સફરે નીકળ્યો નહિ.

**ડ્રેકની મુસાફરી:** મેરીના રાજ્યમાં ચાલતા ધાર્મિક જુલમથી ત્રાસીને કૉર્નવૉલ અને ડેવન પરગણાંના કેટલાક પ્રોટેસ્ટન્ટ ખલાસીઓએ પરમુલકમાં જઇ સુખે વસવાના વિચારથી સફરો કરવા માંડી. સ્પેનના લોકો કેથોલિક

અને અંગ્રેજ ખલાસીઓ પ્રોટેસ્ટન્ટ, તેથી તેમની વચ્ચે હંમેશાં ઝઘડા અને



ટંટા થતા અને પરસ્પરનાં વહાણોની લૂટફાટ પણ ચાલતી; પણ આ પ્રમાણે સ્પેનના લોકો જોડે લડવાથી અંગ્રેજ ખલાસીઓને લડાઇની તાલીમ મળી, તેમની બહાદુરી કેળવાઈ અને સ્પેનનો ભય ભાગ્યો.

જહૉન હૉકિન્સ નામે વહાણવટીએ ઇ. સ. ૧૫૬૨ થી ૧૫૬૮ નાં વર્ષો દરમિઆન અમેરિકાની ત્રણ સફરો કરી. તે આફ્રિકાથી ગુલામોને પકડી સ્પેનના લોકોનાં તમાકુ અને શેરડીનાં ખેતરોમાં કામ કરનાર મજુરો પૂરા પાડવાનો નીચ ધંધો કરતો હતો, તેથી સ્પેનના લોકો તેને આવતાં અટકાવતા ન હતા. તેની છેલ્લી સફરમાં સ્પેનના લોકોએ તેને મારી નાખી તેનાં વહાણો લૂટી લીધાં.

હૉકિન્સનો સગો ફ્રાન્સિસ ડ્રેક પાસિફિક મહાસાગરમાં પ્રવેશ કરવાની પ્રતિજ્ઞા લઈને નીકળ્યો. પાંચ વહાણોના કાફલા સાથે તે પ્લીમથ બંદરેથી નીકળી દક્ષિણ અમેરિકા ગયો, અને ત્યાંથી મેગેલનની સામુદ્રધુનીમાં થઇ તે પાસિફિકમાં પહોંચ્યો. તેણે સ્પેનનાં વહાણો લૂટયાં, ખજાનો હાથ કર્યો, અને ગામડાંઓ પર હલ્લો કર્યો. તેનાથી હવે તેજ રસ્તે પાછું ફરી શકાય એમ ન હોવાથી તે પશ્ચિમેજ ચાલ્યો, અને પાછો કેપ ઑવ્ ગુડ હોપની પ્રદક્ષિણા કરી ઈંગ્લેન્ડ પહોંચ્યો, ( ઇ. સ. ૧૫૭૭-૮૦ ). તે પોતાની જોડે પુષ્કળ ધન, માલ, જવાહીર અને ચાંદીસોનું લાવ્યો હતો. સ્પેનના રાજા ફિલિપે સ્પેનનાં વહાણો લૂટવાની વૃત્તિ માટે ડ્રેકને શિક્ષા કરવાનું ઇલિઝાબેથને કહ્યું, પરંતુ રાણીએ તો તેમ કરવાને બદલે તેને ખૂબ માન આપી ‘ સર ’ નો ઇલ્કાબ આપ્યો.

ત્યાર પછી માર્ટિન ફ્રૉબિશર નામે એક વહાણવટીએ ઉત્તર અમેરિકાના ઉત્તર કિનારે થઇ હિંદુસ્તાન જવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં તેનું કશું વળ્યું ન હતું.

**સંસ્થાનો:** સ્પેન અને પોર્ટુગલના લોકોએ અમેરિકામાં મોટા મુલકો મેળવેલા જોઇ અંગ્રેજોને પણ તેમ કરવાનું મન થયું. સર હંફ્રિ ગિલ્બર્ટે ન્યૂ ફાઉન્ડ લેન્ડમાં સંસ્થાન વસાવવાનો વિચાર કર્યો, પણ ત્યાંની હવા એવી ભેજવાળી અને ટંડી માલમ પડી કે એ વિચાર માંડી વાળવો પડયો.

પાછા આવતાં તેને અને તેના માણસોને રસ્તામાં જબરૂં તોફાન નડયું, અને એકજ વહાણ સહીસલામત ઇંગ્લેન્ડ પહોંચવા પામ્યું.

ત્યાર પછી વૉલ્ટર રેલીએ પણ અમેરિકામાં સંસ્થાન સ્થાપી અવિવાહિત ઇલિઝાબેથના સ્મરણમાં તેનું નામ વર્જિનિઆ પાડયું. પરંતુ ઇન્ડિઅનો સંસ્થાનીઓ ઉપર વારંવાર હુમલા કરતા હોવાથી તે પ્રયત્નનું પણ ખાસ પરિણામ આવ્યું નહિ. દરિયા પારના મુલકોમાં કાયમી વસવાટ કરવાનો વિચાર જેમ્સ ૧લાના સમયમાં અમલમાં આવ્યો.

રેલી અમેરિકાથી તમાકુ અને બટાટાના છોડ ઈંગ્લૅન્ડમાં લાવ્યો.



**ટ્યૂડરના સમયમાં નીચેની તારીખો યાદ રાખોઃ**

**ટ્યૂડર વંશઃ ૧૪૮૫–૧૬૦૩.**

| | |
|---|---|
| ૧૪૮૫–૧૫૦૯ | હેનરી ૭ મો. |
| ૧૪૮૭ | લેમ્બર્ટ સિમ્નેલ. |
| ૧૪૯૨ | કોલંબસે અમેરિકા ખંડ શોધ્યો. |
| ૧૪૯૨–૯૭ | પર્કિન વૉર્બેકના પ્રયત્નો. |
| ૧૪૯૮ | વાસ્કોડી ગામા કાલિકટ બંદરે ઉતર્યો. |
| ૧૫૦૯–૧૫૪૭ | હેનરી ૮ મો. |
| ૧૫૧૩ | ફ્લોડનનું યુદ્ધ. |
| ૧૫૧૭ | માર્ટિન લ્યૂથરની જાહેર લડત. |
| ૧૫૧૯–૨૨ | મેગેલનની પૃથ્વીની પ્રદક્ષિણા. |
| ૧૫૨૯ | વુલ્સીની પડતી. |
| ૧૫૩૩ | કેથેરીન જોડે છૂટાછેડા અને એન બુલીન જોડે લગ્ન. |
| ૧૫૩૪ | સર્વોપરિપણાનો કાયદો. |
| ૧૫૩૬–૩૮ | મઠોનો નાશ. |
| ૧૫૪૭–૧૫૫૩ | એડવર્ડ ૬ ઠ્ઠો. |
| ૧૫૪૭ | પિંકી પાસે સ્કૉટ લોકોની હાર. |
| ૧૫૪૯ | પ્રોટેસ્ટન્ટો માટે પ્રાર્થનાનું પુસ્તક રચાયું. |
| ૧૫૫૩–૧૫૫૮ | મેરી ૧ લી. |
| ૧૫૫૪ | મેરીનું ફિલિપ જોડે લગ્ન. |
| ૧૫૫૫–૫૮ | મેરીનો પ્રોટેસ્ટન્ટો ઉપર જુલમ. |
| ૧૫૫૭ | કેલે અંગ્રેજોના હાથમાંથી ગયું. |
| ૧૫૫૮–૧૬૦૩ | ઇલિઝાબેથ. |
| ૧૫૫૯ | સર્વોપરિપણું અને ભક્તિની સમાનતાના કાયદા [ રચવામાં આવ્યા. |
| ૧૫૬૭ | સ્કૉટ લોકોની રાણી મેરી શરણુ માગવા આવી. |
| ૧૫૭૭–૮૦ | ડ્રેકની પૃથ્વી–પ્રદક્ષિણા. |
| ૧૫૮૭ | મેરીનો શિરચ્છેદ. |
| ૧૫૮૮ | સ્પેનના અજય્ય કાફલાની હાર. |
| ૧૬૦૦–૦૩ | આયર્લેન્ડની જીત. |
| ૧૬૦૦ | ઈસ્ટ ઇન્ડિઆ કંપનિને સનંદ આપવામાં આવી. |

# સ્ટુઅર્ટ રાજાઓની વંશાવળી.

જેમ્સ ૧ લો.

(૧૬૦૩—૧૬૨૫)




ઇ. સ. ૧૬૪૯ થી ૧૬૬૦ સુધી ઇંગ્લેન્ડમાં લશ્કરી અમલ રહ્યો, એટલે તે વખતે કોઇ રાજા ગાદીએ ન હતો.

---

## સ્ટુઅર્ટ વંશ.

### ( ઇ. સ. ૧૬૦૩—૧૭૧૪ )

**સામાન્ય:** ઇલિઝાબેથના રાજ્યના અંત જોડે ટયૂડર વંશનો અંત આવ્યો. જેમ્સ ૧લાના રાજ્યકાળની જોડે ઇતિહાસમાં એક નવુંજ પ્રકરણ ઉઘડે છે. અત્યાર સુધીના ઇતિહાસમાં ધાર્મિક બાબતો, વિગ્રહો કે જમીનદારો અને તેમની સત્તા, તેમની અને રાજાની વચ્ચે સત્તાની ખેંચતાણ એ વિષયો મુખ્ય રહેતા, પરંતુ સત્તરમા સૈકાથી આ સર્વ બાબતોને નજીવી બનાવી દે તેવી એક સંસ્થા જોરમાં આવી. આજ સુધી નિર્જીવ અને નિર્માલ્ય રહેલી પાર્લમેન્ટમાં નવું જોમ આવ્યું. લૅંકેસ્ટર વંશના રાજાઓના સમયમાં તોફાની અને માતેલા જમીનદારોને દાબમાં રાખવા જેટલી તેની શક્તિ ન હતી; ટયૂડર સમયમાં દેશના સંયોગોનો વિચાર કરી પાર્લમેન્ટ જાતેજ રાજસત્તાને બળવાન્ બનાવવા ઇચ્છતી હતી. એટલે તેણે પોતાના જુના વખતથી ચાલતા આવેલા હક સંભાળવાની દરકાર કરી ન હતી; પરંતુ સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં તો તેનામાં નવું ચેતન આવ્યું: તેણે પોતાના હકનું રક્ષણ કરવા રાજાની સામે કમર કસી અને લાંબો ઝગડો ચલાવ્યો. દેશમાં રાજ્ય કોનું? રાજાનું કે પ્રજાનું? એ મોટો સવાલ થઇ પડયો, અને અંતે તેમાં પાર્લમેન્ટનો વિજય થયો.

નવા આવનારા સ્ટુઅર્ટ રાજાઓ સ્કૉટલેન્ડના હતા. બૅનોકબર્નના યુદ્ધ પછી ઈંગ્લેન્ડના કાયમના શત્રુ થઇ પડેલા સ્કૉટ લોકોએ ફ્રાન્સ જોડે ખૂબ દોસ્તી કેળવી હતી, પરંતુ આખરે ધાર્મિક મતભેદને લીધે એ દોસ્તી તુટી. ઈંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડ વચ્ચેનો સંબંધ સુધરવા લાગ્યો. આથી અંગ્રેજ પ્રજાએ નવા પણ પરદેશી રાજાનો હર્ષથી સ્વીકાર કરી લીધો; પણ સ્ટુઅર્ટ રાજાઓમાં આવડત કે દીર્ઘદૃષ્ટિ ન હતી: તેઓ દેશકાળને ઓળખી શકયા નહિ અને પ્રજાનો બદલાએલો જુસ્સો પારખી શકયા નહિ. તેઓ પ્રતાપી અને ચતુર ટયૂડર રાજાઓનો દાખલો વિચારી તેમને પગલે ચાલવા તો ગયા, પણ તેમનામાં ટયૂડર રાજાઓની કુનેહ, પહોંચ કે કાબેલિયતજ ન હતી, એટલે પરિણામે સ્ટુઅર્ટ રાજાઓના અમલ દરમિઆન ધાર્મિક અને રાજદ્વારી એમ બેવડો ઝગડો ચાલ્યો.

સ્ટુઅર્ટસમયમાં બે મહાન્ બનાવો બન્યાઃ પ્રજાનો રાજા સામે બળવો અને રાજ્યક્રાન્તિ. આ બે બનાવોને લીધે પ્રજાને વિચાર અને વાણીની સ્વતંત્રતા મળી અને તે મજબુત બની, અને ઇંગ્લેન્ડની હાલની રાજ્યપદ્ધતિનાં બીજ રોપાયાં.

---

## જેમ્સ ૧ લો.

### ( ઇ. સ. ૧૬૦૩–૧૬૨૫ )

**સ્વભાવ:** જેમ્સ રમુજી, બુદ્ધિશાળી અને વિદ્વાન હતો: પરંતુ તે અભિમાની, અનિશ્ચિત સ્વભાવનો અને પતરાજીખોર હોવાથી ટયૂડર રાજકર્તાઓ જેટલો પ્રભાવ પાડી શકયો નહિ. તે માયાળુ અને ધીરજવાળો પણ પ્રમાદી, સત્તાનો શોખીન અને હઠીલો હતો. ગાદીએ આવતાંજ તેણે ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડનો રાજા એવો ખિતાબ ધારણ કર્યો.

ગાદીએ આવતાંજ તેણે ઇલિઝાબેથની પેઠેજ રાજ્ય કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ સમય બદલાઇ ગયો હતો, અને પ્રજામાં નવો જુસ્સો ઉત્પન્ન થયો હતો એ વાત આ નબળા રાજાના ધ્યાનમાં રહી નહિ; પ્રજામાં તેની સામે જબરો વિરોધ ફાટી નીકળ્યો.

**માનીતાઓ:** ટયૂડર રાજાઓની પેઠે રાજ્ય ચલાવવા ઇચ્છનાર રાજામાં તે રાજાઓ જેટલી બુદ્ધિ કે પ્રજાની રૂખ પારખવાની શકિતજ ન હતી. પહેલાં નવ વર્ષ સુધી તો જેમ્સનો કારોબાર ઠીકઠાક ચાલ્યો, પરંતુ પછીથી તો તેણે મૂર્ખ અને નમાલા માણસોને પોતાના માનીતાઓ બનાવી તેમના સલાહ પ્રમાણે દેશનાં નાણાં ઉડાવી દેવામાં પાછું વાળીને જોયું નહિ. અનુભવ અને શક્તિ વિનાના પણ માત્ર રાજાની દોસ્તીને કારણે કેટલાક માણસો ઉંચી પદવીએ પહોંચવા લાગ્યા;આ માનીતાઓમાં સર્વથી વધારે જાણીતો જ્યૉર્જ વિલિયર્સ નામે એક સોહામણો જુવાન હતો. રાજાએ તેને એક પછી એક પદવી આપીને અંતે તેને બકિંગહામનો ડયૂક બનાવી મોટી જાગીર અને વર્ષાસન આપ્યાં.

**કાવતરૂંઃ** જેમ્સ ગાદીએ આવ્યો એટલે રોમન કેથોલિક ખુશી થયા; કેમકે

તેઓએ માન્યું કે સ્કૉટ લોકોની રાણી મેરીનો પુત્ર તો કેથોલિક પંથનેજ સહાય કરે એમાં નવાઇ નથી. પરંતુ કેથોલિક પંથવાળાઓ પોપને ધર્મગુરુ માને એ વાત સત્તાના શોખીન જેમ્સને કેમ પરવડે ? તેમાં વળી કેટલાક ઝનૂની કેથોલિકોએ બાજી બગાડી. તેમણે પાર્લમેન્ટના મકાનની નીચે એક ભોંયરૂં ભાડે રાખી તેમાં દારૂગોળો ભરી રાજા અને પાર્લમેન્ટને ઉડાડી દેવાનું કાવતરૂં કર્યું. આ ઉપરાંત તેઓએ એક બળવો જગાડી રાજાની પુત્રીનું હરણ કરી જવાની અને તેને કેથોલિક પંથનું શિક્ષણ આપી ગાદીએ બેસાડવાની બીજી એક ગાંડી યોજના પણ કરી. પરંતુ કાવતરૂં પકડાઇ ગયું; અને તેના મુખીઓને પકડી પકડી ફાંસીની શિક્ષા કરવામાં આવી કે ઠાર મારવામાં આવ્યા. બિચારા કેથોલિક પંથવાળાઓ જ્યાં ત્યાં હીણાવા લાગ્યા.

**ધાર્મિક ઝગડાઃ** આ ઉપરાંત દેશમાં બીજો ધાર્મિક પક્ષ પણ હતો. ટ્યૂડરસમયમાં થએલા ધર્મસુધારાને અંતે ઇલિઝાબેથે સ્થાપેલા ઈંગ્લેન્ડના રાષ્ટ્રીય ધર્મસમાજમાં પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક બંને પક્ષને અનુકૂળ પડે તેવી પ્રાર્થના વગેરે રાખવામાં આવ્યાં હતાં, અને એ રીતે ધાર્મિક ઝગડાનું સમાધાન કરવામાં આવ્યું હતું. પરંતુ ઇલિઝાબેથના સમયથી કેટલાક ચુસ્ત પ્રોટેસ્ટંટોને આવા સુધારા પસંદ પડતા ન હતા; તેમને એ સર્વ કમકાંડ કે વિધિ દંભ જેવી લાગતી હતી. રવિવાર કે તહેવારને દિવસે નિશાનબાજી કે બીજી કોઈ રમતો ખેલવી એ તેમને મન પાપ હતું; લગ્નમાં વીંટી આપવી, ઉપદેશ વખતે પાદરીએ ધોળો ઝબ્બો પહેરવો, અને ભજન કરતી વખતે પ્રાર્થનાપોથીનો ઉપયોગ કરવો, એ સર્વ તેમને મન ઢોંગ અને અધર્મ હતો. આવા ધર્મમાં શુદ્ધિ આણવાના ચુસ્ત મતવાળાઓ પ્યૂરિટન કહેવાય છે.

જેમ્સ સ્કૉટલેન્ડમાં ઉછર્યો હતો. સ્કૉટલેન્ડમાં પ્યૂરિટન પંથને મળતોજ ધર્મ ચાલતો હોવાથી પ્યૂરિટનોએ માન્યું કે નવો રાજા આપણી વહાર કરશે, અને સર્વને આપણો ધર્મ પાળવાની ફરજ પાડશે. તેમણે જેમ્સ ગાદીએ આવ્યો કે તરતજ એક અરજી આપી ધર્મમાંથી ઢોંગ દૂર કરવાના તેને વિનવણી કરી. પ્યૂરિટનોએ કરવા ધારેલા સુધારાઓનો વિચાર કરવા માટે રાજાએ પોતાના મહેલમાં સભા ભરી, (ઇ. સ. ૧૬૦૪).

તેમાં પુષ્કળ વાદવિવાદ થયો, પરંતુ કોઈએ નમ્યું આપ્યું નહિ, અને રાજાએ પણ ચાલતા આવેલા ધર્મ તરફ પક્ષપાત દર્શાવ્યો. સભાનું કશું પરિણામ આવ્યું નહિ; ઉલટું રાજાએ તો રોમન કેથોલિક અને પ્યૂરિટનો વિરુદ્ધના કાયદાઓ વધારે સખત કર્યા. પ્યૂરિટનો આથી રાજા ઉપર ખૂબ ચીડવાયા. આ ઉપકારના બદલામાં ઇંગ્લેન્ડના રાષ્ટ્રીય પંથવાળા ધર્મગુરુઓ રાજા ઈશ્વરી અંશ છે માટે તેની સામે થવું એ ખોટું છે એમ ઉપદેશ દેવા લાગી ગયા.

આવી નિષ્ફળ સભામાંથી પણ એક સારૂં પરિણામ આવ્યું. બાઇબલનું સર્વ પક્ષ સ્વીકાર કરે એવું શુદ્ધ ભાષાંતર કરવાનું કામ કેટલાક વિદ્વાન્ પુરુષોને સોંપવામાં આવ્યું. ઇ. સ. ૧૬૧૧ માં તે પૂરૂં થયું. તેણે અંગ્રેજ પ્રજાના જીવન પર ભારે અસર કરી. ભાષાંતર એવું તો સારૂં થયું કે લોકો તે હોંસે હોંસે વાંચવા લાગ્યા, અને છૂટથી તેમાંથી અવતરણો આપવા લાગ્યા.

**ઇંગ્લેન્ડ અને સ્પેનઃ** જેમ્સ વિદ્વાન્ અને બુદ્ધિશાળી હોવા છતાં સ્વભાવે બીકણ હતો. ખુલ્લી તરવાર જોઈને તે થરથર કંપી ઉઠતો હતો. યુદ્ધ કરવાનું તેને કદી ગમતું નહિ એટલુંજ નહિ, પરંતુ આખા યૂરોપમાં પ્રયાસ કરીને શાન્તિ સ્થાપવાની તેને મોટી આશા હતી. ગાદીએ આવતાંજ તેણે સ્પેન જોડે સંધિ કરી લીધી એટલુંજ નહિ, પરંતુ પોતાના પુત્ર ચાર્લ્સ જોડે સ્પેનની રાજકુંવરીનું લગ્ન કરવાની પણ તજવીજ કરવા માંડી. પ્રજાને આ વાત ગમી નહિ; કેમકે સ્પેન રોમન કેથોલિક દેશ હતો, એટલે ત્યાંની કુંવરી આવી પ્રોટેસ્ટન્ટ ઇંગ્લેન્ડની રાણી થાય એ વાત તેમને અજુગતી લાગતી હતી. વળી સ્પેન અને ઇંગ્લેન્ડ વચ્ચે જુની શત્રુતા હોવાથી પણ આ સંબંધ પ્રજામાં અપ્રિય થઈ પડયો. ચાર્લ્સ અને બકિંગહામ કુંવરીને જોવા સ્પેન પણ જઈ આવ્યા ( ઇ. સ. ૧૬૨૩ ), પરંતુ અંતે કશું પરિણામ આવ્યું નહિ. ચાર્લ્સે ફ્રાન્સના રાજાની બેન જોડે લગ્ન કર્યું. રાજા અંદરખાનેથી કેથોલિકોનો પક્ષપાત કરે છે, એમ ચોક્કસ માનીને પ્રજાનો રાજા તરફનો અણગમો વધ્યો.

**રાજા અને પાર્લમેન્ટઃ** રાજાને ખરો ઝગડો તો તેની પાર્લમેન્ટ

જોડે થયો. જેમ્સ એમ માનતો હતો કે રાજા તો ઈશ્વરનો પ્રતિનિધિ છે, માટે પ્રજાએ જરા પણ માથું ઉપાડયા વિના તેની આણમાં રહેવું જોઈએ. રાજા પ્રજાને જવાબદાર નથી એટલુંજ નહિ, પણ ધારે તો કાયદાઓ તોડી પણ શકે. રાજાના આ દાવાને ઈશ્વરી હકનો સિદ્ધાંત (ડિવાઇન રાઇટ ઑવ્ કિંગ્સ) કહેવામાં આવે છે. ટયુડર રાજકર્તાઓ ગમે તેવા જબરા અને આપખુદ હતા, છતાં તેમણે કદી આવો ઈશ્વરી હકનો દાવો કર્યો ન હતો; તેઓ પ્રજાને પોતાના પક્ષમાં રાખીનેજ કામ કરતા. તેઓ દેશના કાયદાનો ખુલ્લી રીતે ભંગ કરતા નહિ. તેઓને પણ નાણાં જોઇતાં હોય ત્યારે પાર્લમેન્ટ પાસે માગવા જવાનું ગમતું નહિ, પરંતુ ખુલ્લી રીતે પાર્લમેન્ટનો તિરસ્કાર કર્યા વિના તેઓ બીજે રસ્તે નાણાં મેળવી લેતા અને દેશનું રાજ્યતંત્ર ચાલતું.

જેમ્સ અને પાર્લમેન્ટને અનેક બાબતોમાં તકરાર થઇ. રાજા ગાદીએ આવ્યો ત્યારે પાર્લમેન્ટે તેને અમુક આયાત ઉપરની જકાતની રકમ તેના ખર્ચ માટે બાંધી આપી; ઉડાઉ રાજાને એટલાથી પૂરૂં પડયું નહિ, એટલે તેણે પાર્લમેન્ટને પૂછવાની પરવા કર્યા વિના પોતાની સત્તાથી જકાતના દર વધારી મૂકયા. વળી તેણે નાણાં લઈને એકહથ્થુ વેપાર કરવાના પરવાના વેચવા માંડયા. દેશના કાયદા પ્રમાણે કરવેરા નાખવાનો કે વધારવાનો હક પાર્લમેન્ટને છે, એટલે પાર્લમેન્ટે પોતાના હકની તકરાર ઉપાડી. બીજી પાર્લમેન્ટ મળી ત્યારે તેણે રાજાના આ ગેરકાયદેસર કૃત્ય માટે એટલો સખત વિરોધ કર્યો કે રાજા જો વધારેલા દરો ઘટાડવાની ના પાડે તો તેને નાણાં આપવાનીજ ના પાડી. રાજાએ બે અઠવાડીઆંમાં તો પાર્લમેન્ટ બરખાસ્ત કરી નાખી, ( ઇ. સ. ૧૬૧૪ ).

ઇ. સ. ૧૬૨૧ માં ત્રીજી પાર્લમેન્ટ મળી ત્યારે તેણે રાજાના ગેરઅમલની ખૂબ ઝાટકણી કાઢી. રાજાની ઇજારા આપવાની પદ્ધતિને કાયદેસર ઠરાવનાર લૉર્ડ બેકન નામે ન્યાયાધીશ ઉપર લાંચ લેવાનું તહોમત મૂકયું, અને તેને ગુનેગાર ઠરાવી કેદમાં પૂર્યો. આ ઉપરાંત તે સમયે યૂરોપમાં પ્રોટેસ્ટન્ટ અને રોમન કેથોલિકો વચ્ચે ચાલી રહેલા જબરા વિગ્રહમાં રાજાએ ભાગ લેવો એવો તેણે મત દર્શાવ્યો, અને સ્પેન જોડેના લગ્નસંબંધ પ્રત્યે અણગમો બતાવ્યો. રાજાએ ખૂબ ક્રોધે ભરાઇને પાર્લમેન્ટને

જણાવી દીધું કે તમારે પરદેશના મામલાઓ વિષે ચર્ચા કરવાની જરૂર નથી. રાજકાજમાં તમે શું સમજો? ત્યાર પછી આ પાર્લમેન્ટને પણ તેણે કાઢી મૂકી. ઇ. સ. ૧૬૨૪ માં મળેલી છેલ્લી પાર્લમેન્ટે ઇજારા આપવાની પદ્ધતિને ગેરકાયદેસર ઠરાવી.

**મરણ:** જેમ્સ ઇ. સ. ૧૬૨૫ માં મરણ પામ્યો. તેનું રાજ્ય નિષ્ફળ ગયું. રાજાપ્રજા વચ્ચે અંતર વધ્યું. તે બુદ્ધિશાળી છતાં અનુભવથી શીખ્યો નહિ, અને પરિણામે પ્રજામાં અકારો થઇ પડયો.

તેના સમયમાં અંગ્રેજો આયર્લૅન્ડ અને અમેરિકામાં જઇ વસ્યા. તે વિષે આગળ કહેવામાં આવશે.

---

## ૨. આપખુદ રાજસત્તા.

**ચાર્લ્સ ૧ લો:** (ઇ. સ. ૧૬૨૫–૧૬૪૯) પિતાના મરણ પછી પચીસ વર્ષનો નવજુવાન ચાર્લ્સ ગાદીએ આવ્યો, ત્યારે લોકોએ તેને હરખભેર વધાવી લીધો. સર્વને આશા હતી કે એ સારો રાજા નીવડશે. તેનું કદાવર અને ભરેલું શરીર, પ્રતાપી અને મનોહર મુખ, શાંત અને ગંભીર રીતભાત, અને ગૃહસ્થને છાજે તેવા પોશાકે લોકોનાં મન હરી લીધાં. તે ખાવાપીવામાં મિતાહારી અને ધર્મકાર્યમાં અતિશય નિયમિત અને ભક્તિ-પરાયણ હતો. પરંતુ જેમ્સના રાજદરબારમાં ઉછરીને પિતાની પેઠે તે પણ માનતો,



ચાર્લ્સ ૧ લો.

કે રાજા કદી ખોટું કરેજ નહિ, અને જેઓ રાજાની સામા થાય છે તે સર્વ લુચ્ચા અને રાજદ્રોહી છે. મનુષ્યની પરીક્ષા કરવાની કે દેશકાળ જાણવાની તેનામાં શક્તિ ન હતી, એટલે દેશમાં પ્યૂરિટનોના વધતા જોરને તે પારખી શક્યો નહિ. ઉલટો તે તો પ્યૂરિટનોને ખૂબ ધિક્કારતો. કમનસીબે તેને સલાહકાર પણ બકિંગહામ જેવોજ મળ્યો.

સ્પેનની રાજકુંવરી જોડે ચાર્લ્સનાં લગ્ન કરવાની જેમ્સની યોજના અફળ ગઇ, અને પરિણામે સ્પેન જોડે વિગ્રહ જાહેર થયો. જેમ્સ એ વિગ્રહ ચાલતો હતો તે દરમિઆન મરણ પામ્યો હતો, એટલે ચાર્લ્સે તે ચાલુ રાખ્યો. પરંતુ રાજાએ ફ્રાન્સની કેથોલિક રાજકન્યા જોડે લગ્ન કર્યું એ વાત પ્રજાને ગમતી ન હતી. રાજાને આ લગ્ન કરવાની સલાહ આપનાર બકિંગહામ પ્રત્યે તેમનો રોષ વધ્યો.

**ફ્રાન્સ જોડે વિગ્રહ:** બકિંગહામે લોકની પ્રીતિ સંપાદન કરી જશ ખાટી જવાના હેતુથી ફ્રાન્સ જોડે વિગ્રહ જાહેર કર્યો, (ઇ. સ. ૧૬૨૭). લા રોશેલ નામે ફ્રાન્સમાં આવેલા એક પ્રોટેસ્ટન્ટ મથકને ફ્રેન્ચ સૈન્યે ઘેરો ઘાલવાથી તેમાં પૂરાઇ રહેલા પ્રોટેસ્ટન્ટોને સહાય આપવાને બકિંગહામે સૈન્ય મોકલ્યું; પરંતુ કશી વ્યવસ્થા રહી નહિ. સિપાઇઓને યુદ્ધનાં પૂરાં સાધન પણ મળ્યાં નહિ; અને ચડાઈનું કશું પરિણામ આવ્યું નહિ. બકિંગહામની બાજી નિષ્ફળ ગઇ. ઇ. સ. ૧૬૨૮ માં ફેલ્ટન નામે એક અમલદારે પોતાને થએલા અન્યાયનું મૂળ બકિંગહામને માની તેનું ખૂન કર્યું.

**રાજા અને પાર્લમેન્ટ:** આ સર્વ વિગ્રહો ચલાવવા માટે રાજાને નાણાંની ગરજ હતી, તેથી તેણે ઇ. સ. ૧૬૨૮ સુધીમાં ત્રણ વેળા પાર્લમેન્ટ મેળવી. રાજાને અવળી સલાહ આપનાર બકિંગહામજ સર્વ દુઃખનું મૂળ છે એમ માની પ્રજા તેની સામે ધુંધવાઇ રહી હતી; પાર્લમેન્ટના આગેવાનો પણ તેના પર કામ ચલાવવાની વાતો કરી રહ્યા હતા; ચાર્લ્સ પોતાના માનીતા પ્રધાનનો વાળ વાંકો થાય નહિ એ માટે પાર્લમેન્ટ બરખાસ્ત કરી દેતો, અને જોઇતાં નાણાં મેળવવાની અનેક આપખુદ અને સ્વચ્છંદી રીતો વાપરતો. પરંતુ લોકો પાસેથી જોરજુલમથી ઉઘરાવેલા નાણાં થઇ રહેતાં, એટલે પાછી પાર્લમેન્ટ બોલાવતો. પરંતુ રાજા અને

પાર્લમેન્ટ વચ્ચેનો સંબંધ તો બગડતોજ ગયો. પાર્લમેન્ટે તો નાણાં આપવાની સાફ નાજ પાડી દીધી, અને બકિંગહામની તપાસ ચલાવવાની જોસભેર માગણી કરવા માંડી. રાજાએ પણ લોકો પાસેથી બળાત્કારે નાણાં લેવા માંડયાં: પોતાના અમલદારોને પરગણામાં નાણાં એકઠાં કરવા માટે મોકલી દીધા, અને જે કોઇ નાણાં આપવાની ના પાડે કે સામું થાય તેમને ટપોટપ કેદમાં પૂરવા માંડયા. છતાંએ રાજાને વધારે દ્રવ્યની ગરજ પડી.

ઇ. સ. ૧૬૨૮માં ત્રીજી પાર્લમેન્ટ મળી. તેમાં રાજાની બેસુમાર આપખુદીથી ધુંધવાએલા, અને બધી ફરિયાદોનો કાયમ નિકાલ કરી નાખવાના નિશ્ચયવાળા નીડર સભ્યો આવ્યા. તેમણે રાજાને નાણાં આપવાની હા તો પાડી, પરંતુ જોડે જોડે એક કાયદાનો ખરડો ઘડી કાઢી તેમાં રાજાને સંમતિ આપવાની ફરજ પાડી: આ કાયદાને હકની અરજી (પિટિશન ઑવ્ રાઇટ) કહેવામાં આવે છે; તેમાં પ્રજાની મુખ્ય માગણી ચાર હતી:

૧ પાર્લમેન્ટની સંમતિ વિના રાજા કર નાખે કે બળાત્કારે નાણાં ઉઘરાવે, તો તે ગેરકાયદેસર છે.

૨ ન્યાયની અદાલતમાં તપાસ ચલાવ્યા વિના કોઇ પણ માણસને રાજા આપમુખત્યારીથી કેદમાં નાખી શકે નહિ.

૩ શાંતિના વખતમાં લશ્કરી કાયદા પ્રમાણે કોઇના પર કામ ચલાવી શકાય નહિ.

૪ સિપાઈઓને ખાવાનો બંદોબસ્ત કરી આપવાની ખાનગી આસામીઓને ફરજ પાડવી એ અયોગ્ય છે.

આ સર્વ માગણીઓનો સ્વીકાર રાજા જોને મોટા પટ્ટામાં કર્યો હતો, એટલે તેમાં કશું નવું ન હતું, છતાં પણ રાજાએ જ્યારે પ્રજાની સ્વતંત્રતા પર તરાપ મારવા માંડી, ત્યારે પ્રજાને તેજ માગણીઓ નવેસરથી રજુ કરવાની જરૂર પડી. રાજાએ ઘણીએ અનિચ્છા છતાં સમયને ઓળખી લઈ કમને તેમાં સહી કરી આપી. પરંતુ થોડાજ સમયમાં તેની બદદાનત જણાઇ આવી. તેણે પોતે આપેલા વચનનો ખુલ્લો ભંગ કરવા માંડયો. રાજા અને પાર્લમેન્ટ વચ્ચેની તકરારનું સમાધાન થયું નહિ, અને રાજાએ

પાર્લમેન્ટને બરખાસ્ત કરી નાખી ( ઇ. સ. ૧૬૨૯ ), અને કેટલાક અગ્રેસરોને કેદમાં નાખ્યા.

**પાર્લમેન્ટ વિનાનું રાજ્યઃ** ( ઇ. સ. ૧૬૨૯–૧૬૪૦ ) ત્રણ ત્રણ પાર્લમેન્ટ બોલાવ્યા છતાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સમાધાની થઇ નહિ; તેમાં પણ છેલ્લી પાર્લમેન્ટે દર્શાવેલો સ્વતંત્રતા અને નિર્ભયતાનો જુસ્સો જોઇને ચાર્લ્સે પાર્લમેન્ટ વિનાજ રાજ્ય ચલાવવાનો નિશ્ચય કર્યો. દર વર્ષે પાર્લમેન્ટ બોલાવવી પડે એવી ઇંગ્લેન્ડના રાજા ઉપર ફરજજ નથી, માત્ર રાજ્યના વાર્ષિક ખર્ચ માટે જોઇતી રકમ મેળવવા માટે પાર્લમેન્ટની મંજુરી જોઈએ છીએ, એટલેજ તેને પાર્લમેન્ટને દર વર્ષે બોલાવવી પડે છે. ચાર્લ્સે કરકસર કરીને અને બીજા ઉપાયો લઇને પાર્લમેન્ટને પૂછ્યા વિનાજ નાણાં મેળવવાનો ઠરાવ કર્યો. પ્રથમ તો ફ્રાન્સ અને સ્પેન જોડે તેણે સંધિ કરી લીધી. ઇજારા આપવાની જુની રીત ફરી ચાલુ કરી તેણે સાબુ, મીઠું માખણ, કાપડ વગેરે રોજના વપરાશની ચીજોના ઇજારા આપી દઇ નાણાં મેળવવા માંડયાં. જુના ભુલાઇ ગએલા ધારાઓ ફરી અમલમાં મુકાયા, અને તેનો ભંગ કરવા માટે લોકોનો ભારે દંડ થવા લાગ્યો. સ્ટાર ચેમ્બર કોર્ટ અને હાઈ કમિશનની કોર્ટ ફરી હસ્તીમાં આવી. જેઓ સામાન્ય કાયદાના પંજામાં ન આવે, અથવા જેમને શિક્ષા કરતાં ન્યાયાધીશોને આનાકાની થાય, તે સર્વને આ અદાલતોમાં ઘસડવામાં આવતા, અને ત્યાં તેમના ઉપર ભારે દંડ ઠોકવામાં આવતો. ધાર્મિક ગુનાઓની તપાસ હાઈ કમિશનની અદાલત કરતી. તેમાં અનેક અનીતિમય જીવન ગાળનારાઓનીજ માત્ર નહિ. પરંતુ પ્યૂરિટનોની પણ સખત ખબર લેવાતી હતી.

પરંતુ ચાર્લ્સના ઉડાઉ રાજદરબારના લખલૂટ ખર્ચને એમ પહોંચી વળાય તેમ નહોતું; એટલે રાજાએ પ્રાચીન કાળમાં નાખવામાં આવતો વહાણવેરો નાખ્યો. ડેન લોકોના હુમલાના સમયમાં યુદ્ધ વખતે આ વેરો દરિયાકિનારા પર આવેલાં શહેરો પાસેથી લેવામાં આવતો હતો, અને પાછળથી તે બંધ કરવામાં આવ્યો હતો. ચાર્લ્સે તો શાંતિના વખતમાં અને બધાં શહેરો પાસેથી એ કર વસુલ કરવાની આજ્ઞા ફરમાવી. જો કે આમ કરવાથી એ એક નવોજ કર થઇ ગયો, છતાં નૌકાસૈન્ય આખા

દેશનું રક્ષણ કરે છે એ વાત વિચારતાં એ કર આપવામાં કશું ખોટું ન હતું. પરંતુ ચાર્લ્સે તો એ કર પાર્લમેન્ટને પૂછ્યા વિના નાખ્યો હતો, અને તેમાંથી જે નાણાં ઉપજે તેનો ઉપયોગ એક બહાલી લશ્કર રાખવામાં થવાનો હતો. જ્હૉન હેમ્પડન નામે એક કુલીન, શ્રીમંત અને આબરૂદાર ગૃહસ્થે આ કર ભરવાની ના પાડી. અદાલતે હેમ્પડનની વિરુદ્ધ ફેંસલો આપી રાજાના કૃત્યને યોગ્ય ઠરાવ્યું. હેમ્પડન તો હાર્યો, પરંતુ લોકોની આંખ ઉઘડી ગઈ. તેઓને લાગ્યું કે આ પ્રમાણે તો કાયદો પણ તેમનું રક્ષણ કરી શકતો નથી. વળી રાજા જો પાર્લમેન્ટની સંમતિ વિના કર નાખી કે ઉઘરાવી શકે તો પાર્લમેન્ટની જરૂરજ ક્યાં રહી? કાં તો તેમણે અદાલતનો ઠરાવ સ્વીકારવો, અને કાં તો તેમણે પ્રજાહકનું રક્ષણ કરવા માટે રાજાની સામે થવું, એ બેમાંથી એક માર્ગ હવે તેમણે લેવાનો રહ્યો.



હેમ્પડન.

**મંત્રીઓ:** રાજાને આ સ્વચ્છંદી રાજપ્રકરણી નીતિ શીખવનાર અર્લ ઑવ્ સ્ટ્રેફર્ડ નામે તેનો એક માનીતો હતો. તેનું મૂળ નામ ટોમસ વેન્ટવર્થ હતું. પોતાના રાજદ્વારી જીવનના આરંભમાં તેણે પ્રજાપક્ષમાં રહી, હકની અરજીની લડત વેળાએ અગ્રેસર ભાગ લીધો હતો. તે ધીર, શુરો, ચપળ અને બુદ્ધિમાન્ હોવાથી બકિંગહામના ખૂન પછી રાજાએ તેને પોતાની નોકરીમાં રાખ્યો, અને પાછળથી અર્લ ઑવ સ્ટ્રેફર્ડ બનાવી તેને આયર્લેન્ડનો સુબો નીમ્યો. સ્ટ્રેફર્ડની ઇચ્છા લોકોની સ્વતંત્રતા હરી લઇ રાજદ્વારી અને ધાર્મિક વિષયોમાં રાજસત્તાને સર્વોપરિ બનાવવાની હતી. તે એમ માનતો હતો, કે પાર્લમેન્ટમાં અજ્ઞાન અને મૂર્ખ માણસો ભરાયા હોવાથી તેઓ દેશનું ખરૂં હિત શામાં છે તે

બરાબર સમજતા નથી, અને તેથી તે પ્રજાહિતના કામમાં પણ રાજાની વિરુદ્ધ પડે છે. આવા દુરાગ્રહી લોકોની સંમતિ લેવાની રાજાને શા માટે જરૂર હોવી જોઇએ ? તેણે આયર્લેન્ડમાં પોતાની નીતિનો અમલ કરી દેશમાં સર્વત્ર શાન્તિ આણી હતી. રાજાની એકહથ્થુ સત્તા સ્થાપવાની સ્ટ્રેફર્ડની યોજના 'થરો' ને નામે ઓળખાય છે.

આ દરમિઆન ધર્મખાતાનો વહીવટ વિલિયમ લૉડ નામે સત્તાના ભૂખ્યા, અને સાંકડા મનના ધર્માધ્યક્ષને હાથ રહ્યો હતો. લૉડ વિદ્વાન્, ધર્મપરાયણ અને એકનિષ્ઠ હતો. સર્વ પક્ષ સંપીને એકતાપૂર્વક રહે એવી તેની ઇચ્છા હતી. પરંતુ તે પ્યૂરિટનોનો કટ્ટો શત્રુ અને રાજાના ઈશ્વરી હકમાં માનનારો હતો. પ્યૂરિટનોને અણગમતી કેટલીક વિધિઓ તેણે દાખલ કરી, તેમને જુદી પ્રાર્થના કરવાની મના કરી. પ્યૂરિટનોએ લૉડના હુકમ સામે વિરોધ ઉઠાવ્યો. હાઈ કમિશનની અદાલતે પોતાના અધિકારની મર્યાદાને ઓળંગીને પણ આવા વિરોધીને મારવા માંડયા કે કેદમાં મોકલવા માંડયા. અનેક નિરપરાધીઓને તેણે ચાબુક મારવાની કે કાન કાપી નાખવાની ક્રૂર સજાઓ ફરમાવવા માંડી. પરંતુ આવા પ્રકારની સખતાઇથી ધાર્મિક એકતા આવવાને બદલે પ્રજામાં રાજા પ્રત્યેનો વિરોધ ઉંડો જતો ગયો, અને અસંતોષ વધ્યો. પ્યૂરિટનોએ વિરોધ તો ખૂબ કર્યો, પરંતુ રાજાની દયા ઉપર જીવી રહેલા ન્યાયાધીશો તેના પક્ષમાં હતા, એટલે તેમની દાદ લેનાર કોઈ રહ્યું નહિ. અનેક ધર્મિષ્ઠ લોકો આ ત્રાસથી કંટાળી જઇ ધર્મની સ્વતંત્રતા જાળવવાને ખાતર ઉત્તર અમેરિકામાં વસવાટ કરવા ચાલ્યા ગયા.

**સ્કૉટલેન્ડ જોડે યુદ્ધ:** આ પ્રમાણે પોતાના ઉત્સાહી અને વફાદાર અધિકારીઓની મદદથી ચાર્લ્સ ફાવતી રીતે રાજ્ય ચલાવતો હતો. આ સમયે તેણે એક ભૂલભરેલું પગલું ભરી આપદા વહોરી લીધી. તેણે અને લૉડે સ્કૉટલેન્ડમાં પણ ઈંગ્લેન્ડના જેવાજ ધર્મસુધારા દાખલ કરવાનો નિશ્ચય કર્યો. સ્કૉટલેન્ડના લોકો તો અડગ પ્યૂરિટન હતા એટલુંજ નહિ, પરંતુ કેટલીક બાબતોમાં તેમના કરતાં પણ આગળ વધેલા હતા; તેઓ પ્રેસ્બિટિરિયન કહેવાતા હતા. તેઓના ધર્મખાતાનો વહીવટ તેમનો ધર્મ-સમાજ કરતો હતો. ધાર્મિક બાબતોમાં તેઓ ખૂબ સ્વતંત્ર વિચારના હતા.

તેઓ રોમન કેથોલિક ધર્મનાં ક્રિયાકાંડ અને વિધિના કટ્ટા વિરોધી હતા એટલુંજ નહિ, પરંતુ ઈંગ્લેન્ડના પ્રોટેસ્ટન્ટ પંથમાં ઇલિઝાબેથે દાખલ કરેલા સુધારાઓને પણ નાપસંદ કરતા હતા. ચાર્લ્સે દેશભરમાં ધાર્મિક એકતા આણવાને બહાને એક પ્રાર્થનાપોથી તૈયાર કરાવી તેનો ઉપયોગ કરવાની સ્કૉટલેન્ડના સર્વ ધર્મગુરુઓને આજ્ઞા કરી. સ્કૉટ લોકોની ધીરજને હદ આવી રહી. તેમણે ધાર્યું કે રાજા તેમના ધર્મમાં અણઘટતી ડખલગીરી કરે છે, એટલે સમગ્ર દેશમાં ઠેરઠેર તોફાન અને બંડબખેડા ફાટી નીકળ્યા. ઈ. સ. ૧૬૩૮ માં સ્કૉટલેન્ડના અમીર અને શ્રીમંત, ગરીબ અને ધર્મગુરુઓએ એકઠા મળી એક પ્રતિજ્ઞાપત્ર તયાર કર્યું. હજારો માણસોએ તેમાં ઉત્સાહ-પૂર્વક સહી કરી પ્રતિજ્ઞા કરી કે સ્કૉટલેન્ડના ચાલુ ધર્મમાં કોઇ પણ પ્રકારના ફેરફાર કરવામાં આવશે, તો અમે જીવ જતાં પણ તેની સામા થઈશું, અને અમારો ધર્મ અખંડ જાળવી રાખીશું.

પોતાની સત્તા જાળવી રાખવા માટે ચાર્લ્સને સ્કૉટલેન્ડ જોડે હવે યુદ્ધ કર્યા વિના છૂટકો રહ્યો નહિ. રાજાએ જેમ તેમ કરી સૈન્ય એકઠું કરી સ્કૉટલેન્ડ તરફ રવાના કર્યું: સ્કૉટ લોકો પણ યુદ્ધની તૈયારીજ કરીને બેઠા હતા. તેમના ધર્મગુરુ, પ્રાણ અર્પણ કરવાને તૈયાર એવા, કસાએલા ચુનંદા સ્વયંસેવકો આગળ રાજાના બીનકેળવાએલા અને યુદ્ધનાં પૂરાં સાધન વિનાના સિપાઈઓનું શું ચાલે ? બેરિક પાસે બંને સૈન્યોનો ભેટો થયો, પરંતુ રાજાનું સૈન્ય તો લડયા વિનાજ પાછું ગયું.

નિરાશ થએલા રાજાએ આયર્લૅન્ડથી સ્ટ્રૅફર્ડને બોલાવ્યો; બીજી તરફથી તેણે અમીરોની સભા બોલાવી તેમની સલાહ માગી. સ્ટ્રૅફર્ડ અને અમીરો સર્વેએ સંયોગોનો વિચાર કરીને પાર્લમેન્ટ બોલાવવાની રાજાને સલાહ આપી.

---

## ૩. આંતરવિગ્રહ.

**લાંબી પાર્લમેન્ટ:** આખરે આપખુદ રાજ્યવહીવટનો અંત આવ્યો. ઇ. સ. ૧૬૪૦ ના પાછલા ભાગમાં પાર્લમેન્ટ મળી. કકડે કકડે પણ ઇ. સ.૧૬૬૦ સુધી ચાલેલી આ પાર્લમેન્ટ લાંબી પાર્લમેન્ટના નામથી ઓળખાય છે. તે મળી ત્યારે દેશમાં એક વર્ષથી યુદ્ધ ચાલતું હતું; અને ચાર્લ્સને સ્કૉટ લોકો

પાસે નમી જઇ તેમને મોટી રકમ આપવાનું વચન આપવું પડયું હતું. પાર્લમેન્ટના સર્વ સભ્યોમાંથી પ્યૂરિટનો લૅાડના ધાર્મિક જુલમથી ત્રાસેલા હતા; શ્રીમંત ગૃહસ્થો લાંબા સમયથી રાજ્યવહીવટમાંથી પોતાને દૂર રાખવામાં આવેલા હોવાથી રાજા ઉપર ધુંધવાએલા હતા; અને વેપારીઓને વધેલા કર-વેરાની ચિન્તા હતી, એટલે દેશનો કારભાર સારી રીતે ચાલે, અને વીતેલાં અગિઆર વર્ષ જેવો આપઅખત્યાર અને જુલમાટનો ફરી પ્રસંગ આવે નહિ તે પ્રમાણે થવા માટે દેશના કાયદાઓમાં ફેરફાર કરવો જોઇએ એ વિષે સર્વ સભ્યો એકમતજ હતા. " તાજ વગરના રાજા " પીમ અને હેમ્પડન જેવા આગેવાનો તેમાં આવ્યા હતા. તેઓનો વિચાર રાજા સામે બંડ કરવાનો નહિ. પરંતુ દેશના રાજ્યવહીવટમાં સુધારા દાખલ કરવાનો હતો.

પાર્લમેન્ટે તો કામનો આરંભ કરતાંજ વહાણવેરાને ગેરકાયદેસર ઠરાવ્યો, સ્ટાર ચેમ્બર અને હાઈ કમિશનની અદાલતો રદ કરી તેમણે પૂરેલા કેદીઓને છોડી મૂકયા, અને પછી રાજાના માનીતા જુલમગારોની ખબર લેવા માંડી. લૅાડ અને સ્ટ્રેફર્ડને કેદમાં પૂરવામાં આવ્યા. સ્ટ્રેફર્ડ ઉપર અમીરોની સભા આગળ કામ ચલાવવામાં આવ્યું. તેમાં તેના ઉપર મૂકવામાં આવેલો રાજદ્રોહનો આરોપ પૂરવાર થાય એમ ન લાગ્યું, એટલે તેને મારી નાખવા માટે એક ખાસ કાયદો કરવામાં આવ્યો. લૅાડનો પણ ઇ. સ. ૧૬૪૫ માં વધ કરવામાં આવ્યો.

ત્યાર પછી દેશના કાયદામાં સુધારા કરવાનું કાર્ય પાર્લમેન્ટે ઉપાડયું. ઇ. સ. ૧૬૪૧ માં કાયદો કરી તેણે ઠરાવ્યું કે દર ત્રણ વર્ષે તો પાર્લમેન્ટ એક વાર મળવીજ જોઇએ. તેણે જાહેર કર્યું કે આ પાર્લમેન્ટને તેની પોતાની સંમતિ વિના કોઇથી વિખેરી શકાશે નહિ. રાજાને પાર્લમેન્ટ પાસેથી નાણાં મેળવવાની ગરજ હતી, એટલે તેણે આ બંને કાયદાઓ પર સહી કરી આપી. પ્રજાપક્ષનો વિજય થયો.

આ પ્રમાણે રાજાની બેબંધ સત્તા ઉપર કાપ અને બંધન મુકાયાં: એટલે અત્યાર સુધી એકમત રહેલી પાર્લમેન્ટમાં બે તડ પડયાં. તેમાંના મધ્યમ અને ઠરેલ વિચારના માણસોને લાગ્યું કે પ્રજાએ પણ છેક છેલ્લે

પાટલે બેસવું ન જોઇએ. આપણે ઘણું કર્યું છે, રાજાની સત્તા ઉપર બંધન મૂક્યાં, તેનાં કૃત્યો ગેરકાયદેસર ઠરાવ્યાં, તેના બદસલાહકારોને શિક્ષા કરી; આથી વિશેષ આપણે શું જોઇએ ? વળી કેટલાકને તો આ સભામાં આવેલા પ્યૂરિટનોનો પણ ભય લાગ્યો. પ્યૂરિટનો તો લૅાડના જુલમથી કંટાળેલા હતા, એટલે તેઓ તો દેશના ધર્મવહીવટમાં પુષ્કળ સુધારા કરી નાખી સર્વ ધર્મમંદિરોને લગભગ પ્યૂરિટન બનાવી દેવાના મનોરથ કરી રહ્યા હતા. પરંતુ બીજા સભ્યોને પોતાના ધર્મમાં આવા ફેરફાર થાય એ વાત રુચતી ન હતી, એટલે તેમણે પ્યૂરિટનોના પક્ષમાં ભળવા કરતાં રાજાનો પક્ષ લેવાનું યોગ્ય ધાર્યું.

**મોટો વાંધો:** આ સમયે આયર્લૅન્ડમાં બંડ ઊઠયું. સ્ટ્રેફર્ડનો કડક અમલ પૂરો થતાં ત્યાંના કૅથોલિકોએ હજારો નિર્દોષ પ્રોટેસ્ટન્ટોને નિર્દય રીતે મારી નાખ્યા. તેઓએ ઘણાઓને માર્યા, ડુબાવ્યા અને રંજાડયા. અનેક માણસો અનાથ, ઘરબાર કે અન્નવસ્ત્ર વિનાના થઈ પડયા. આ બંડમાં રાજાનો હાથ છે એમ લોકોમાં વાત ચાલવા લાગી, અને પ્યૂરિટન પક્ષે તો તે ખરી પણ માની લીધી. તેમણે એક મોટો લેખ તૈયાર કરી તેમાં રાજાના અમલ દરમિઆન બનેલાં સર્વ ગેરકાયદેસર કૃત્યોનો અહેવાલ આપ્યો, અને પ્રજાની ફરિયાદો દૂર કરવાની માગણી કરી. આ લેખ છપાવી તેની નકલો પ્રજામાં છૂટથી વહેંચવામાં આવી. તેમાં મુખ્ય માગણી તો એ હતી, કે પાર્લમેન્ટનો વિશ્વાસ ધરાવતા હોય એવા માણસોનેજ રાજાએ પ્રધાનો નીમવા. આ લેખને મોટો વાંધો કહેવામાં આવે છે.

ચાર્લ્સ ચતુર હોત તો પાર્લમેન્ટમાં પડેલાં તડનો લાભ લઈ પોતાની સત્તા મજબુત કરી શકત. પરંતુ તે તો ભાન ભૂલ્યો હતો. તેણે તો કોઇને પૂછયા વિના પાર્લમેન્ટના પીમ વગેરે પાંચ આગેવાન સભ્યોને પકડવાનો નિશ્ચય કર્યો. તે પોતે થોડાએક સિપાઇઓ સહિત આમની સભામાં ગયો; પરંતુ એ સભ્યોને તો કયારનીએ ચેતવણી મળી ગઈ હતી, એટલે તેઓ તો ત્યાંથી જતા રહ્યા હતા. ભોંઠો પડેલો રાજા નિરાશા અને ક્રોધમાં સભામાંથી જવા નીકળ્યો, ત્યારે સભાગૃહમાંથી "હક ! હક !" ના પોકાર ચોમેર પડી રહ્યા. ચાર્લ્સનું કૃત્ય મૂર્ખતાવાળું અને ગેરવાજબી હતું; કેમકે ઇંગ્લેન્ડના

જુના કાયદા પ્રમાણે પાર્લમેન્ટની બેઠક ચાલતી હોય, તે દરમિઆન તેના સભ્યને પકડી શકાતો નથી. રાજાના આ અવિચારી કૃત્યથી પ્રજામાં ગુસ્સો ફાટી નીકળ્યો. હવે લંડનમાં રહેવામાં સલામતી નથી એમ વિચારી રાજા ત્યાંથી જતો રહ્યો, એટલે પેલા પાંચ સભ્યો પાર્લમેન્ટમાં છડેચોક આવીને બેઠા.




**લડાઈની તૈયારી:** બંને પક્ષને હવે સ્પષ્ટ લાગ્યું કે આ સ્થિતિએ પહોંચ્યા પછી યુદ્ધ કર્યા વિના બીજો આરો નથી. છતાં એ યુદ્ધનો આરંભ કરવાનો પાર્લમેન્ટનો વિચાર ન હતો. તેણે તો જળ અને સ્થળનાં સૈન્યોની

સર્વોપરિ સત્તા પાર્લમેન્ટને સોંપી દેવાની રાજા પાસે માગણી કરી. રાજા જો આ સત્તા આપી દે તો પછી માત્ર શોભાનું પુતળું રહે, એટલે રાજા તરીકે દેશમાં રહેવું હોય તો આ માગણીનો ઇન્કાર કર્યા વિના ચાર્લ્સનો ઉપાય ન હતો. અંતે પક્ષે યુદ્ધની તૈયારી કરવા માંડી.

**બે પક્ષ:** ઇ. સ. ૧૬૪૨ માં રાજાએ યુદ્ધનો વાવટો ઉડાવ્યો, અને રાજા અને પાર્લમેન્ટ વચ્ચે મુલ્કી વિગ્રહ શરૂ થયો. સામાન્ય રીતે કહીએ તો અમીરો અને શ્રીમંત ગૃહસ્થો રાજાના પક્ષમાં રહ્યા. આ અમીરોના આશ્રિતો અને નોકરો તેમની જોડે રહે એમાં શી નવાઇ? પ્યૂરિટનોના વિરોધીઓ તેમાં જઈ મળ્યા: સામાન્ય શહેરીઓ, વેપારીઓ અને ખેડુતો પ્રજાપક્ષમાં રહ્યા. પ્રજાપક્ષના આગેવાનો ચુસ્ત અને ઉત્સાહી પ્યૂરિટનો હતા. રાજા અને રાણી કંઇક કેથોલિક વલણ ધરાવતાં હતાં તેથી, અને કેથોલિકો ઉપરનો ત્રાસ ઓછો થવાની આશાથી કેથોલિકો રાજાના પક્ષમાં ભળ્યા.

ભૂગોળની દૃષ્ટિએ લંડન અને પૂર્વ તથા દક્ષિણ તરફનાં પરગણાંઓ પ્રજાપક્ષનાં હતાં, અને ઉત્તર તથા પશ્ચિમનાં પરગણાંઓ રાજપક્ષમાં હતાં. રાજાના મળતીઆઓને 'ઘોડેસવાર' (Cavalier) કહેવામાં આવતા, અને પ્રજાપક્ષના માણસોને 'મૂંડિયા' (Roundhead) ના નામથી ઓળખવામાં આવતા.

**રાજપક્ષનો જય:** આ મુલ્કી વિગ્રહના ત્રણ સ્વાભાવિક વિભાગ પડી જાય છે. પ્રથમ તો રાજાને ઠીક ઠીક જય મળ્યો; કેમકે રાજાની પાસે તાલીમ પામેલું સૈન્ય અને કસાએલું હયદળ હતું, ત્યારે પાર્લમેન્ટના સૈન્યમાં તો રખડેલ, હથિયારના ઉપયોગથી પણ અજાણ્યા એવા માત્ર દેશપ્રેમ અને ઉત્સાહના આવેશથી પ્રેરાએલા ભાડુતી માણસો હતા. કાબેલ અને ચતુર પણ સહેજ અવિચારી રાજકુંવર રુપર્ટની સરદારી નીચે જ્યારે રાજસૈન્ય તૂટી પડતું, ત્યારે પાર્લમેન્ટનું સૈન્ય તેની સામે ઉભું પણ રહી શકતું નહિ. આથી આરંભમાં તો તનતોડ શ્રમ કર્યા પછી પાર્લમેન્ટનો બધે પરાજયજ થવા લાગ્યો. એક વખત તો રાજા લંડનની છેકજ પાસે આવી ગયો હતો. પરંતુ તેની ભેટ લેવાને જબરૂં

લશ્કર તૈયાર થએલું જોઇ, લંડનમાં પ્રવેશ કરવાની તેની છાતી ચાલી નહિ, અને ઑક્સફર્ડ ચાલ્યો ગયો. છતાં પણ વિજય તો રાજાનોજ થાય તેવાં ચિહ્નો લાગતાં હતાં. પાર્લમેન્ટના સૈન્યમાં ઝાઝા રામ હતા નહિ, અને તેના સરદારોમાં પરસ્પર ઇર્ષા ચાલતી હતી. આવા અસંતાપના સમયનો લાભ લેવાને બદલે ચાર્લ્સે એક ઘણી ગંભીર ભૂલ કરી. તેણે આયર્લૅન્ડના કેથોલિક બળવાખોરો જોડે સંધિ કરી લઈ ત્યાંથી સૈન્ય મંગાવ્યું. પાર્લમેન્ટ આ વાત સાંભળીને ચમકી ગઈ, અને તેણે પણ સ્કૉટ લોકો જોડે સંધિ કરી તેમને નાણાંની મદદ આપી, અને તેમના પ્રેસ્બિટિરિયન ધર્મને ઇંગ્લૅન્ડમાં દાખલ કરવાનું વચન આપ્યું. આ સંધિને ' પવિત્ર સંધિ અને પ્રતિજ્ઞા ' કહેવામાં આવે છે. આ કરારના બદલામાં સ્કૉટ સૈન્ય પાર્લમેન્ટની કુમકે આવવા તૈયાર થયું.

આયર્લૅન્ડથી મંગાવેલું લશ્કર રાજાને બહુ ખપમાં ન આવ્યું, અને સ્કૉટ સૈન્યે પ્રજાપક્ષમાં મળી જઈ યુદ્ધનો રંગ બદલી નાખ્યો. માર્સ્ટન-મૂરના યુદ્ધમાં રાજપક્ષનો પરાજય થયો, અને ઇંગ્લૅન્ડનો ઉત્તર પ્રદેશ રાજાના હાથમાંથી ચાલ્યો ગયો, (ઇ. સ. ૧૬૪૪).

**ક્રોમ્વેલ અને તેનું સૈન્યઃ** માર્સ્ટનમૂરના યુદ્ધનો જશ ખરી રીતે તો સ્કૉટ લોકો કરતાં પણ પ્રજાપક્ષના એક આપબળે આગળ આવેલા ઑલિવર ક્રોમ્વેલ નામે સરદારને વધારે ઘટે છે. તેણે પાર્લામેન્ટનું તાલીમ વિનાનું સૈન્ય કેટલું નિર્બળ અને નકામું છે તે જોઈ લીધું. રાજાના ચતુર, કવાયતી અને કસાએલા સૈન્ય પાસે બિચારા ચાકરડાના શા ભાર ! તેણે પાર્લમેન્ટની આજ્ઞાથી નવી સેના તૈયાર કરવાનું માથે લીધું. તેણે શૂરવીર, ધર્મનિષ્ઠ અને ઉત્સાહી માણસોને પસંદ કરી તેમને સખત કવાયતમાં પલોટવા માંડયા; તેમને સારો ખોરાક અને નિયમિત પગાર આપવા માંડયો. આ નવી સેનાની છાવણીમાં શરાબબાજી, જુગાર કે ગાળાગાળીનું તો નામ ન મળે, અને તેની ધાર્મિક વૃત્તિ તો એવી કે નવરાશનો સમય તેઓ પ્રાર્થનામાં કે ધર્મોપદેશ સાંભળવામાં ગાળતા. એ સેના થઈ તે વિખરાઈ ત્યાં સુધી તેણે એક યુદ્ધમાં નમ્યું આપ્યું નથી. ધર્મના ઝનૂનથી ઉત્તેજિત થઇને તે હંમેશાં સામે આવેલા શત્રુને છુંદી નાખતા; અને છતાંએ

તેમની તાલીમ એવી ઉત્તમ કે તેમણે કદી નિર્દોષને રંજાડયા નથી, કે પારકાનો માલ લૂટયો નથી. ક્રોમ્વેલના આ સૈનિકો વજ્રબાહુને ( આયર્ન સાઈડઝ ) નામે ઓળખાય છે. તેમણે માર્સ્ટનમૂરના યુદ્ધમાં ભાગ લીધો હતો.

પીમ અને હેમ્પડન જેવા પ્રજાપક્ષના નેતાઓ મરણ પામ્યા હતા, એટલે પ્રજાપક્ષમાં ક્રોમ્વેલ વિના બીજો કોઈ સરનાયક રહ્યો ન હતો. ઇ. સ. ૧૬૪૫ માં પાર્લમેન્ટે તેને સૈન્યની વ્યવસ્થા કરવાનું કાર્ય સોંપ્યું, એટલે તેણે પોતાના અનુયાયીઓને તેમાં દાખલ કર્યા. આ નવી સેનાએ નેસ્બીના યુદ્ધમાં રાજાને એવી તો જબરી હાર ખવરાવી, કે હવે યુદ્ધ કરવા જેટલું સૈન્ય પણ રાજા પાસે રહેવા પામ્યું નહિ.

**વિગ્રહનો અંત:** ઇંગ્લેન્ડમાં જય પામવાની રાજાની સર્વ આશાઓ ધૂળ મળી, પરંતુ સ્કૉટલેન્ડમાંથી મદદ મળવાની તેની રહીસહી આશા પણ નાશ પામી. તેના મિત્ર મોન્ટ્રોઝે પ્રજાપક્ષના લશ્કરને બબ્બે વાર હરાવ્યા પછી પોતેજ જબરી હાર ખાધી, એટલે હવે સ્કૉટ કે અંગ્રેજ એમાંથી એકને શરણે ગયા વિના રાજાને બીજો ઉપાય રહ્યો નહિ. તે ન્યૂઆર્ક મુકામે સ્કૉટ લોકોને શરણે ગયો.

સ્કૉટ લોકોને તો પ્રેસ્બિટિરિયન ધર્મ ઈંગ્લેન્ડમાં પણ દાખલ કરાવવાની ધગશ લાગી હતી. પરંતુ રાજાએ એમની એ માગણી સ્વીકારવાની સાફ ના પાડી, એટલે તેમણે પોતાનાં માગતાં નાણાં લઇ લઇને રાજાને પાર્લમેન્ટને સ્વાધીન કરી દીધો.

યુદ્ધ સમાપ્ત થયું એટલે પાર્લમેન્ટના પ્રેસ્બિટિરિયન અગ્રેસરોએ સૈન્યને વિખેરી નાખવાનો નિર્ણય કર્યો. પરંતુ સૈન્યને તો વિજયનો કેફ ચડયો હતો, એટલે તેણે એમને એમ વિખેરાઇ જવાની ના પાડી. આ પ્રમાણે પ્રજાપક્ષમાં પડેલી ફૂટનો લાભ લઇ રાજાએ બંને પક્ષ જોડે વિષ્ટિ ચલાવવા માંડી, અને બંનેને પરસ્પરની વિરુદ્ધ ભંભેરવા માંડયા. આ દરમિઆન રાજાએ સ્કૉટ લોકોને પોતાની મદદે આવવા લલચાવા માંડયા. ઇ. સ. ૧૬૪૮ માં રાજપક્ષના અને મધ્યમ વિચારના માણસોએ રાજાની જિંદગી ભયમાં છે કહીને ઠેરઠેર તોફાન મચાવી મૂકયું, અને કેટલાક ઉત્સાહી સ્કૉટ લોકો

ચાર્લ્સનો પક્ષ કરીને સરહદ ઓળંગી ઈંગ્લેન્ડમાં ઉતરી આવ્યા. ક્રોમ્વેલ અને ફેરફેક્સે સર્વ તોફાન સમાવી દીધાં અને સ્કૉટ લોકોને હરાવ્યા.

**રાજાનો વધઃ** સૈન્યની ગેરહાજરીનો લાભ લઈ પાર્લમેન્ટે રાજા જોડે વિષ્ટિ ચલાવવા માંડી હતી, પરંતુ ક્રોમ્વેલ અને તેના સિપાઇઓની તો ખાતરી હતી, કે જ્યાં સુધી એ બેવચની અને હત્યારો રાજા જીવતો રહેશે ત્યાં સુધી જંપીને બેસવા વારો આવનાર નથી. સૈન્યની સત્તા એટલી વધી ગઇ હતી કે પાર્લમેન્ટ પણ તેની સામે થઈ શકે તેમ ન હતું. કર્નલ પ્રાઇડ નામે ક્રોમ્વેલના તાબાનો અમલદાર સૈન્ય લઇ આમની સભાના દરવાજા પાસે ઉભો રહ્યો, અને પાર્લમેન્ટનો જે સભ્ય રાજા જોડે સંધિ કરવાના મતનો હોય તેને પાર્લમેન્ટના મકાનમાં જતાં અટકાવવા લાગ્યો. આ પ્રમાણે સૈન્ય જોડે સંમત થનાર સભ્યો અને સૈન્યની બનેલી 'ઠુંઠી' પાર્લમેન્ટે ખૂની ચાર્લ્સ પર રાજદ્રોહના આરોપસર કામ ચલાવવાનો ઠરાવ કર્યો. તપાસ ચાલી; ચાર્લ્સે અદાલતનો સ્વીકાર કરવાની ના પાડી, છતાં કામ તો ચાલ્યું, અને તેને દેહાંતદંડની સજા થઈ. ઇ. સ. ૧૬૪૯ માં તેના મહેલની ભોજનશાળા પાસે તેનો વધ કરવામાં આવ્યો.

હવે ક્રોમ્વેલ અને તેના સૈન્યની સત્તા સર્વોપરિ થઈ. દેશમાં લશ્કરી દોર જામ્યો.

---

## ૪. સૈન્યસત્તાક રાજ્ય.

**રાજવધનાં પરિણામઃ** ચાર્લ્સનો વધ તો કર્યો, પરંતુ તેથી તો અવ્યવસ્થા ઘટવાને બદલે વધી. અંગ્રેજ પ્રજાનો મોટો ભાગ રાજાની હત્યાને પસંદ કરતો ન હતો, તેમ તેને તેની જરૂર પણ લાગી ન હતી; છતાં પાર્લમેન્ટ અને સૈન્યે દેખીતા સંપથી કામ લીધું, ત્યાં તેની વિરુદ્ધ પડવાની કોની હિંમત હતી? ઠુંઠી પાર્લમેન્ટે રાજપદ રદ કરવાનો અને અમીરોની સભા બંધ કરવાના કાયદા પસાર કરી દેશમાં પ્રજાસત્તાક રાજ્યનો અમલ જાહેર કર્યો; છતાં ખરી સત્તા તો સૈન્યની પાસેજ રહી.

સ્કૉટલેન્ડ અને આયર્લેન્ડે આ ફેરફારો સ્વીકાર્યા નહિ. સ્કૉટ લોકોએ

પાર્લમેન્ટનો પક્ષ કર્યો હતો એ ખરૂં, પરંતુ સમગ્ર પ્રજાએ રાજાની વિરુદ્ધ યુદ્ધ કરવામાં સંમતિ આપી ન હતી. મોન્ટ્રોઝ અને તેના અનુયાયીઓ રાજપક્ષના હતા, અને તેમણે રાજાનો પક્ષ લઈને યુદ્ધ પણ કર્યાં હતાં. સ્કૉટ લોકોએ ચાર્લ્સના પુત્ર ચાર્લ્સ રાજાનો રાજા તરીકે સ્વીકાર કરી જીવ જતાંએ તેની પડખે ઉભા રહેવાની પ્રતિજ્ઞા કરી. પ્રજાસત્તાક રાજ્યના શત્રુઓને દાબી દેવા માટે હાલ તરત તો પાર્લમેન્ટને સૈન્યની જરૂર પડી.

**આયર્લૅન્ડઃ** આયર્લૅન્ડનો વારો પહેલો આવ્યો. વાસ્તવિક રીતે તો ઇ. સ. ૧૬૪૧ નો બળવો આયર્લૅન્ડમાં શમ્યોજ ન હતો. ત્યાં શાંતિ આણવા માટે પાર્લમેન્ટે ક્રોમ્વેલને સેનાપતિ બનાવીને મોકલ્યો, એટલે તે તો ચુનંદા વજ્રબાહુઓને લઈ ત્યાં ઉપડયો. શુરા આઇરિશોનું આવા બળવાન્ સૈન્ય પાસે કશું ચાલ્યું નહિઃ ડ્રોઘેડા અને વેકસફોર્ડની ટુકડીઓએ ક્રોમ્વેલ સામે થોડી ઘણી ટક્કર ઝીલી, પરંતુ ક્રોમ્વેલે બંને કિલ્લા સર કર્યા, શહેરો લૂટયાં અને તેમાંની લશ્કરી ટુકડીઓને નિર્દય રીતે કાપી નાખી. બળવાખોરોમાં ક્રોમ્વેલના નામની ધાક બેસી ગઈ, અને ખુલ્લાં તોફાન તો બંધ પડયાં; પરંતુ ક્રોમ્વેલના આ રાક્ષસી કૃત્યથી આઇરિશોના હૃદયમાં જે કડવાશ પેસી ગઇ, તે તો કેટલીએ પેઢી સુધી નીકળીજ નહિ.

સ્કૉટલૅન્ડમાં યુદ્ધ સળગી ઉઠવાથી ક્રોમ્વેલને પોતાનું કાર્ય અધુરૂં મૂકીને જવું પડયું, એટલે આયર્લૅન્ડ જીતવાનું બાકી રહેલું કાર્ય તેના જમાઇએ પુરૂં કર્યું.

આયર્લૅન્ડની સ્વતંત્ર પાર્લમેન્ટ બંધ કરી ત્યાંના પ્રતિનિધિઓને ઈંગ્લૅન્ડની પાર્લમેન્ટમાં મોકલવાનું ઠરાવવામાં આવ્યું. ત્યાંના જમીનદારોની જમીન પડાવી લેવામાં આવી, તેમને કૉનોટમાં હાંકી કાઢવામાં આવ્યા, અને તેમની જાગીરો અંગ્રેજ સિપાઇઓ કે પ્યૂરિટન વસાહતીઓને આપી દેવામાં આવી.

**સ્કૉટલૅન્ડઃ** ક્રોમ્વેલની ખરી શક્તિની પરીક્ષા તો સ્કૉટલૅન્ડમાં થઇ. સ્કૉટલૅન્ડમાં પ્રેસ્બિટિરિયન અને મોન્ટ્રોઝનો એમ બે પક્ષ હતા, અને રાજપુત્ર ચાર્લ્સ બંને જોડે વિષ્ટિ ચલાવતો હતો. ચાર્લ્સ પ્રેસ્બિટિરિયન ધર્મનો સ્વીકાર કરે તો પ્રેસ્બિટિરિયન પક્ષ તેને સહાય કરવા તત્પર હતો.

ચાર્લ્સે પ્રથમ તો મોન્ટ્રોઝ પર આધાર રાખ્યો. પરંતુ થોડાજ સમયમાં મોન્ટ્રોઝ હાર્યો, વિરોધીઓના હાથમાં પકડાયો અને માર્યો ગયો. ચાર્લ્સે પ્રેસ્બિટિરિયન ધર્મનો સ્વીકાર કરવાની પ્રતિજ્ઞામાં સહી કરી, એટલે સ્કૉટ લોકોએ ચાર્લ્સનો પક્ષ લઇ પાર્લમેન્ટ સામે હથિયાર ઉગામ્યાં. પાર્લમેન્ટે ક્રોમ્વેલને આયર્લૅન્ડમાંથી બોલાવી સ્કૉટલેન્ડ જવાની આજ્ઞા કરી. ક્રોમ્વેલ તો સરહદ ઓળંગી સીધો એડિનબરો સુધી પહોંચી ગયો. તેણે સ્કૉટ સૈન્યને ડન્બારના યુદ્ધમાં જબરી હાર આપી, ( ઇ. સ. ૧૬૫૦ ). પરંતુ તેથી યુદ્ધનો અંત આવ્યો નહિ; કેમકે બીજેજ વર્ષે ચાર્લ્સ સૈન્ય સહિત ઇંગ્લેન્ડ પર ચડાઇ લઇ જવા માટે નીકળ્યો. આ સમાચાર સાંભળી ક્રોમ્વેલ તેની પાછળ દોડ્યો, અને વુસ્ટરના યુદ્ધમાં તેણે ચાર્લ્સના સૈન્યનો કચરઘાણ વાળી નાખ્યો, ( ઇ. સ. ૧૬૫૧ ). ચાર્લ્સને રણક્ષેત્રમાંથી નાસી જઇ દોઢ માસ સુધી જીવ હાથમાં રાખી છુપાતા ફરવું પડ્યું. આખરે તે ફ્રાન્સ નાસી છૂટ્યો.

ક્રોમ્વેલનો જેજેકાર થઇ રહ્યો. ઇંગ્લેન્ડ, સ્કૉટલેન્ડ અને આયર્લૅન્ડનાં રાજ્યો સમર્થ સેનાપતિ ક્રોમ્વેલને ચરણે પડ્યાં. તેની અને તેના સૈન્યની સત્તા વધી પડી; તેને પૂછી શકે એવું કોઇ દેશમાં રહ્યું નહિ.



ક્રોમ્વેલ.

**હોલેન્ડ જોડે વિગ્રહ:** ( ઇ. સ. ૧૬૫૨–૫૪ ) આ સમયે દરિઆઇ સત્તામાં હોલેન્ડ શ્રેષ્ઠ ગણાતું હતું. ડન્બાર અને વુસ્ટરનાં યુદ્ધો લડી સૈન્યે જે પ્રતિષ્ઠા મેળવી હતી, તેને ઝાંખપ લગાડે એવાં દરિયાઇ યુદ્ધ કરવાની હોંસમાં ફૂલી પાર્લમેન્ટે હોલેન્ડ જોડે ક્યારનીએ તકરાર ઉપાડી

હતી. પછી તો તેણે એક કાયદો કરી એવું ઠરાવ્યું કે ઇંગ્લેન્ડમાં આવતો અને ત્યાંથી જતો સર્વ માલ અંગ્રેજી વહાણોમાંજ ભરાવો જોઈએ, અથવા તો જે દેશમાં માલ બન્યો હોય ત્યાંના વહાણમાં આવવો જોઈએ. આ કાયદાને નૌયાનનો કાયદો (નેવિગેશન એક્ટ) કહે છે. આથી તો વલંદાઓના વહાણવટાના વેપારને ફટકો પડયો, એટલે તેમણે વિગ્રહ જાહેર કર્યો. શરૂઆતમાં તો વલંદાઓને જય મળ્યો; કેમકે તેમની પાસે વહાણો અને સાધનો પુષ્કળ હતાં. પરંતુ બીજેજ વર્ષે રોબર્ટ બ્લેક નામે નિપુણ અંગ્રેજ નૌકાસેનાધિપતિએ વલંદાઓને મારી હાંકી કાઢયા. ઇ. સ. ૧૬૫૪ માં વલંદાઓએ સંધિ કરી.

**ઠુંઠી પાર્લમેન્ટ બરખાસ્ત:** લાંબી પાર્લમેન્ટના ભાગ જેવી ઠુંઠી પાર્લમેન્ટનો અંત ઇ. સ. ૧૬૫૩ માં એકાએક આવ્યો. એ પાર્લમેન્ટ કંઈ પ્રજાની ખરેખરી પ્રતિનિધિ ન હતી, અને પ્રજામાં તેની પ્રતિષ્ઠા રહી ન હતી. તેમાં વળી માતેલા થએલા સૈન્ય જોડે તેને અણબનાવ થવા લાગ્યો. ક્રોમ્વેલ અને તેના સૈન્યની વધતી જતી પ્રતિષ્ઠા તેનાથી સહી શકાતી ન હતી. ક્રોમ્વેલે નવી પાર્લમેન્ટ બોલાવવાની વાતો કરવા માંડી, ત્યારે તેમણે નવી પાર્લમેન્ટ મળે તો પણ આ પાર્લમેન્ટના સભ્યો ચાલુ રહે અને બાકીના બીજા નવા આવે એવી પેરવી કરવા માંડી. તેમણે તો આગળ વધીને સૈન્યની હવે કશી જરૂર રહેતી નથી, માટે તેને વધારે વાર રાખવાથી લાભ નથી એ પ્રકારની ચર્ચા પણ ઉપાડી. ક્રોમ્વેલ આ સાંભળીને ક્રોધથી ધુંધવાઈ ઉઠયો. એક દિવસ ત્રણસો સિપાઇઓને સાથે લઇ તે સભાગૃહમાં ગયો. ત્યાં ચાલતી ચર્ચા થોડા વખત સાંભળ્યા પછી તે ઉભો થયો અને સભ્યોની સ્વાર્થપરાયણતા અને લોભવૃત્તિની ખૂબ ઝાટકણી કાઢી બોલ્યો, "તમે જતા રહો! તમારા કરતાં સારા માણસોને તમારૂં સ્થાન લેવા દો.' પછી તેણે બળાત્કારે સભ્યોને કાઢી મૂક્યા. હવે દેશમાં ક્રોમ્વેલ અને તેનું સૈન્ય એજ ખરા રાજકર્તા રહ્યા.

**દેશરક્ષક ક્રોમ્વેલ:** થોડા માસ પછી મળેલી બીજી પાર્લમેન્ટે તેને દેશરક્ષકનું (લૉર્ડ પ્રોટેક્ટર) પદ આપ્યું, એટલે ખરી રીતે તે દેશનો રાજા બની રહ્યો. તે ડાહ્યો, દૃઢ નિશ્ચયનો, ઠરેલ અને ધર્મ સંબંધી ઉદાર મનવાળો

હતો. તેની સ્વદેશનીતિમાં તે ઘણો કડક હતો, એટલે અંગ્રેજ પ્રજા ક્રોમ્વેલ પ્રત્યે પ્રીતિ રાખતી નહિ. પાર્લમેન્ટે તેને સત્તા આપી હતી ખરી, પરંતુ તે તો માત્ર દેખાવનાજ હતી; ખરી સત્તા તો સૈન્ય પાસેજ હતી, એટલે ક્રોમ્વેલને તેના પર આધાર રાખવો પડતો હતો, અને તેનાથી વિરુદ્ધ જઇ શકાતું ન હતું. એક પાર્લમેન્ટે તો તેને રાજાનો ઇલ્કાબ સ્વીકારવાની વિનતિ કરી, પણ ક્રોમ્વેલે તેમ કરવાની ના પાડી; કેમકે તે જાણતો હતો કે સૈન્યને એ ગમતી વાત નથી.તેણે ત્રણ ત્રણ વાર પાર્લમેન્ટ બોલાવી છતાં તેને તેમાંથી એક જોડે પણ બન્યું નહિ. હવે તેણે પાર્લમેન્ટ વિનાજ એકલે હાથે રાજ્ય ચલાવવા માંડયું. જુલમગારની સામે થનાર આ યોદ્ધો સત્તા મળતાં જુલમગારનો પણ જુલમગાર નીવડયો. તેણે દેશને અગિઆર પરગણાંમાં વહેંચી નાખી દરેક ઉપર લશ્કરી સુબો નીમ્યો. આ દરેક સુબો ચાર્લ્સના અધિકારીઓ કરતાં વધારે આપખુદ હતો. લોકો ઉપર સખત કરવેરા પડવા લાગ્યા. દેશભરમાં પ્યૂરિટન અમલ જામતાં આનંદ, ઉત્સવ, નાચરંગ અને મીજમાની બંધ પડી ગયાં; અને પ્રજા નિરુત્સાહી બની ગઇ. મર્હુમ રાજાની ભૂલો વીસરી લોકો તેને પ્રેમથી યાદ કરવા લાગ્યા, અને ક્રોમ્વેલનું ખૂન કરવાને માટે કાવતરાં પર કાવતરાં થવા લાગ્યાં.

ક્રોમ્વેલની ખરી પ્રતિષ્ઠા તો તેની પરદેશનીતિમાં હતી. તેના સમયમાં ઇંગ્લેન્ડનો વક્કર વધી ગયો, અને યૂરોપનાં મહારાજ્યોમાં તેની ગણતરી થવા લાગી. વલંદાઓ જોડેના યુદ્ધમાં મેળવેલા જય વિષે તો પૂર્વે કહેવાઇ ગયું છે. આ ઉપરાંત તે સમયે ફ્રાન્સ અને સ્પેન વચ્ચે ચાલતા વિગ્રહમાં ફ્રાન્સનો પક્ષ લઈ તેણે ડન્કર્ક નામે સ્પેનનો એક કિલ્લો પડાવી લીધો; વળી અમેરિકામાં વસેલા અંગ્રેજ ખલાસીઓને તેમનો ધર્મ પાળવા દેવાની તથા તેમને મરજીમાં આવે તેમ વેપાર કરવા દેવાની ક્રોમ્વેલની માગણી સ્પેને સ્વીકારી નહિ, ત્યારે તેણે એક દરિઆઇ યુદ્ધમાં તેને હરાવી તેનો જેમેકા નામે દ્રીપ કબજે કર્યો. તેના સમયમાં નૌકાસૈન્યની વૃદ્ધિ થઈ.

એકંદરે ક્રોમ્વેલે ઇંગ્લેન્ડમાં શાન્તિ અને એકતા આણ્યાં. જે સમયમાં બંડખોરી અને મારફાડ એ રોજના સામાન્ય બનાવો હતા, તે યુગમાં આ મહાપુરુષે પોતાની અથાક મહેનત અને દૃઢ મનોબળથી દેશમાં એકતા અને શાન્તિ આણ્યાં.

પાર્લમેન્ટ જોડેના નિત્યના ઝગડાથી થાકેલો, લોકના તિરસ્કારથી ખિન્ન થએલો, ઈંગ્લેન્ડને સ્વતંત્ર બનાવવાનાં સ્વપ્ન ધૂળ મળ્યાથી મનભંગ થએલો, પોતાની એકની એક પ્રિય પુત્રીના મૃત્યુના અસહ્ય ઘાથી નરમ પડી ગએલો આ સમર્થ દેશરક્ષક ઇ. સ. ૧૬૫૮ ના સપ્ટેંબરની ૩ જી તારીખે મોડી રાતે મરણ પામ્યો.

**સૈન્યસત્તાક રાજ્યનો અંત:** ઇ. સ. ૧૬૫૭ માં પાર્લમેન્ટે ક્રોમ્વેલને પોતાનો વારસ નીમવાની સત્તા આપી હતી, એટલે તેણે પોતાના પુત્ર રિચર્ડને પોતાનો વારસ બનાવ્યો હતો; પરંતુ રિચર્ડ નમાલો અને શક્તિહીણો હોવાથી મગરૂર સૈન્યને કબજે રાખવા જેટલી તેનામાં તાકાત ન હતી. તેણે પોતાની શક્તિનો વિચાર કરી પોતાની જગાનું રાજીનામું આપી દીધું, (૧૬૬૦). દેશમાં અવ્યવસ્થા મચી રહી. ફાટેલા સિપાઇઓની સામે થવાની કોઇની હિંમત રહી નહિ. ઠુંઠી પાર્લમેન્ટને બોલાવવામાં આવી, પરંતુ તેને અને સૈન્યને અણબનાવ થયાથી તેને જલદીથી વિખેરી નાખવામાં આવી. સૈન્યના સરદારોએ પાર્લમેન્ટ વિના રાજ્ય ચલાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેઓમાં આવેલી પરસ્પરની ઇર્ષાને લીધે તેમનું જોર પડી ભાગ્યું, અને ઠુંઠી પાર્લમેન્ટને ફરી બોલાવવાની જરૂર પડી.

આ સમયે ક્રોમ્વેલે સ્કૉટલેન્ડમાં મોકલેલા મન્ક નામના ચતુર અને ઠરેલ સેનાપતિએ જોઇ લીધું, કે દેશને રાજાની જરૂર છે. પોતાના સૈન્ય સહિત તે લંડન ચાલ્યો આવ્યો. તેણે સ્વતંત્ર પાર્લમેન્ટ મેળવવાના હુકમ કાઢ્યા. ઇ. સ. ૧૬૬૦ માં લાંબી પાર્લમેન્ટનો છેલ્લો કટકો મળીને વિખેરાઇ ગયો, અને નવી પાર્લમેન્ટની વરણી થઇ. તેમાં ઈંગ્લેન્ડમાં ફરીથી રાજસત્તા સ્થાપવાના મતવાળા ઘણા સભ્યો આવ્યા.

આ દરમિઆન રાજપુત્ર ચાર્લ્સ હોલેન્ડમાં આવેલા બ્રેડા શહેરમાં રહ્યો રહ્યો ઇંગ્લેન્ડનો મામલો બારીકીથી તપાસી રહ્યો હતો. તેણે લાગ જોઇ પ્રજા જોગો સંદેશો મોકલી વચન આપ્યું, કે મને જો ગાદી આપવામાં આવે તો સર્વને ક્ષમા આપીશ, અને સર્વને પોતાની ઇચ્છામાં આવે તે ધર્મ પાળવાની છૂટ આપીશ, તથા સૈન્યનો ચડેલો પગાર પણ ચૂકવી આપીશ.

અશાંતિ, અંધાધુંધી અને કાવતરાથી અંગ્રેજો થાકી ગયાં હતા. પાર્લમેન્ટે સર્વાનુમતે ચાર્લ્સને ગાદી સ્વીકારવાનું નિમંત્રણ આપ્યું. ચાર્લ્સ ઇંગ્લેન્ડમાં પાછો આવ્યો ( ઇ. સ. ૧૬૬૦ ), અને સૈન્યસત્તાક રાજ્યનો અંત આવ્યો. રાજાના ગાદીએ પાછા આવવાના આ બનાવને રાજ્યસ્થાપન ( રેસ્ટોરેશન ) કહે છે.

---

## ૫. ચાર્લ્સ ૨ જો.

ઇ. સ. ૧૬૬૦–૧૬૮૫.

**સ્વભાવ:** નવો રાજા ગાદીએ આવ્યો, ત્યારે તો લોકોનો હર્ષ સમાતો ન હતો. રાજા લંડન આવ્યો ત્યારે તેને જોવા માટે ઠેકાણે ઠેકાણે લોકોની મેદની મળી હતી; તેને આખે રસ્તે હર્ષ અને આવકારના પોકાર થઇ રહ્યા હતા; રસ્તામાં ફૂલ પાથર્યાં હતાં, દેવળોમાં ઘંટા વાગતી હતી અને આનંદની ઉજાણી પૂરી મહાલવા માટે રસ્તામાં લોકોના ઉપયોગ માટે દારૂનાં પીપ ખુલ્લાં મૂકી દેવામાં આવ્યાં હતાં.



ચાર્લ્સ ૨ જો.

ત્રીસ વર્ષનો તરુણ રાજા સમર્થ, ડાહ્યો, રમુજી, ખબરદાર અને લુચ્ચો હતો. તેણે આવતાંવેંતજ નક્કી કરી લીધું કે પ્રજાને અણગમો થાય તેવું કાર્ય કદી ખુલ્લી રીતે કરવું નહિ.

**રાજા અને પાર્લમેન્ટ:** ચાર્લ્સ તેના પિતા કરતાં ડાહ્યો હતો. તેની નાણાં સંબંધી સ્થિતિ પણ સારી હતી; કેમકે તેની પહેલી પાર્લમેન્ટે હર્ષના

આવેશમાં દર વર્ષે બાંધી રકમ આપવાને બદલે અમુક જકાતોની ઉપજ તેના જીવનભરની નક્કી કરી આપી. ઇ. સ. ૧૬૬૧ માં મળેલી પાર્લમેન્ટ-માં રાજપક્ષના એટલા સભ્યો આવ્યા હતા, કે તેને દરબારી પાર્લમેન્ટ કહેવામાં આવે છે. આવી સારી પાર્લમેન્ટ ફરી મળનાર નથી એમ જાણી ચાર્લ્સે કોઈ સભ્યને લાંચ આપીને અને કોઈ સભ્યની જોડે દોસ્તી બાંધીને તેને ૧૭ વર્ષ સુધી રાખી, અને તેની જોડે તકરારમાં ન ઉતરવાની ખબરદારી રાખી.

**કલેરન્ડનનો કારભારઃ** ચાર્લ્સનો પહેલો પ્રધાન એડવર્ડ હાઈડ નામે કલેરન્ડનનો અમીર હતો. કલેરન્ડન એમ માનતો હતો કે દેશમાં એકતા અને શાંતિ આણવાં હોય તો પ્રજાનો ધર્મ એક હોવો જોઇએ, એટલે સર્વેએ ઇંગ્લેંડનો રાષ્ટ્રધર્મ સ્વીકારવો જોઇએ. તે સમયે ઘણાએ એવા પ્યૂરિટન હતા કે જેમણે ચાર્લ્સને ગાદી અપાવવામાં ભાગ લીધો હતો, છતાં જેને તેના ધાર્મિક વહીવટ સંબંધી નીતિ ગમતી ન હતી. આ પ્રમાણે જે પ્રોટેસ્ટન્ટો ઇંગ્લેન્ડના રાષ્ટ્રીય ધર્મમાં માનતા ન હોય તે સર્વને અપ્રતિજ્ઞાગ્રાહી (નોન-કોન્ફર્મીસ્ટ) કહેવામાં આવે છે. કલેરન્ડને આ લોકો વિરુદ્ધ સખત કાયદા પસાર કરી અને પ્યૂરિટન પાદરીઓને રજા આપી રઝળતા કર્યા;તેમને રાજ્યમાં નોકરી લેવાની, શિક્ષક થવાની કે પોતાની પૂજા માટે એકઠા થવાની પણ મના કરી. વળી તેઓથી શહેરથી પાંચ માઈલની હદમાં પણ પેસી શકાતું નહિ. સર્વ ધર્મને સરખા ગણવાનું પોતે આપેલું વચન પાળવાને ચાર્લ્સ આતુર ન હતો. પાર્લમેન્ટજ જો આ પ્યૂરિટનો પર જુલમ વરસાવવા માગતી હોય, તો પછી તેમણે પસાર કરેલા કાયદાઓમાં સહી કરી આપવામાં શું ખોટું ? એમ કરવાથી પાર્લમેન્ટ તો રાજી રહેશે.

ચાર્લ્સ ૧લાની તપાસ ચલાવવામાં મદદ કરનારા દસ માણસોને ફાંસી આપવામાં આવી, અને ક્રોમ્વેલ અને તેના જમાઈનાં શબ ખોદી કાઢી તેમને લટકાવવામાં આવ્યાં.

**મોટી મરકીઃ** કલેરન્ડનના કારભારનો અંત ભુંડો આવ્યો. પ્રથમ તો ઇ. સ. ૧૬૬૫ માં લંડનમાં મહા ભયંકર મરકી ફાટી નીકળી. રાજા, શ્રીમંત, પાદરી, વૈદ્યો, જેમનાથી બન્યું તે સર્વ શહેર છોડી જતા રહ્યા.

શહેર સ્મશાન જેવું સૂનું થઇ રહ્યું. રસ્તામાં ઘાસ ઉગી ગયાં, અને માણસો તો ટપોટપ એટલાં મરવા માંડયાં કે પ્રત્યેકના છેલ્લા સંસ્કાર કરવા પણ મુશ્કેલ થઈ પડયા; મોટા ખાડાઓ ખોદી તેમાં મુડદાંઓના ઢગ ઠલવાવા લાગ્યા. આખરે બીજે વર્ષે મોટી આગ લાગવાથી આ મરકીના જંતુઓ નાશ પામ્યા. એ ભયંકર આગથી લંડનને નુકસાન તો થયું ખરૂં, પરંતુ તેથી શહેરની જુની, સાંકડી, ગંદી ગલીઓ નાશ પામી. પછી બંધાએલા નવા રસ્તા પહોળા થયા, અને ઘરોમાં વધારે હવા અને પ્રકાશ દાખલ થયાં.

**વલંદાઓ જોડે વિગ્રહ:** પરંતુ આથી ભુંડી આપદા તો એ હતી, કે એક દિવસ લંડનના બજારમાં વલંદાઓની તોપોના ગડગડાટ સંભળાયા. ચાર્લ્સ ગાદીએ આવ્યા પછી ક્રોમ્વેલના સમયમાં થએલો નૌયાનનો કાયદો ફરી સજીવન કરવામાં આવ્યો હતો; આ ઉપરાંત જોડે જોડે એમ પણ ફરમાવવામાં આવ્યું કે સંસ્થાનોએ ઈંગ્લેન્ડથીજ માલ મંગાવવો, અને તેમનો તૈયાર માલ ઈંગ્લેન્ડ કે તેનાં સંસ્થાનો સિવાય બીજે મોકલવો નહિ. આથી વલંદાઓ અને અંગ્રેજો વચ્ચે વિગ્રહ જાહેર કરવામાં આવ્યો; કેમકે જો વલંદાઓથી અંગ્રેજ સંસ્થાનો જોડે વેપાર થઈ ન શકે, તો તેમનું વહાણવટું પડી ભાગે અને તેમનો અમેરિકાનો વેપાર તૂટે. બંને પક્ષ બહાદુરીથી લડયા. વલંદાઓના એક કાફલાએ છેક ટેમ્સમાં ઉતરી આવી, ચેથામમાં પડેલાં કેટલાંક વહાણો બાળી નાખ્યાં. અંગ્રેજ કાફલો તદ્દન નિરાધાર સ્થિતિમાં હતો. રાજાએ તેની કદી દરકાર કરી ન હતી, અને તેને માટે પાર્લમેન્ટે આપેલાં નાણાં મોજશોખ અને રંગરાગમાં ઉડાવી નાખ્યાં હતાં. ખલાસીઓ અને અમલદારોને ચડી ગએલા પગાર પણ મળ્યા ન હતા. આ વિગ્રહમાં અંગ્રેજોને ન્યૂ ઍમ્સ્ટર્ડૅમ નામે હડસન નદી ઉપર આવેલું વલંદા સંસ્થાન મળ્યું. અંગ્રેજોએ તેનું નામ બદલીને ન્યૂયૉર્ક રાખ્યું.

**ધર્મછૂટનું જાહેરનામું:** કલેરન્ડનનું હવે આવી બન્યું. તેને અપમાન આપી કાઢી મૂકવામાં આવ્યો. પાર્લમેન્ટે તેના પર દેશનાં નાણાંનો દુરુપયોગ કરવાનો આરોપ મૂકી કામ ચલાવવાની તજવીજ કરવા માંડી, એટલે તે ફ્રાન્સ નાસી ગયો. ચાર્લ્સે પોતાના મિત્રોમાંથી પાંચને પોતાના સલાહકાર

નીમી તેમની સલાહ પ્રમાણે રાજ્ય કરવા માંડયું. તેમાંના બે રોમન કૅથોલિક હતા. આ પ્રધાનોના નામના પ્રથમ અક્ષરો ઉપરથી તેને કૅબૅલ પ્રધાનમંડળને નામે ઓળખવામાં આવે છે.

વલંદાઓ જોડેનો વિગ્રહ પૂરો થયો. ઇંગ્લેન્ડ, હોલેન્ડ અને સ્વીડન વચ્ચે સંધિ થઇ હતી; કેમકે એ ત્રણે રાજ્યોને ફ્રાન્સનો ભય લાગ્યો હતો. ફ્રાન્સમાં આ સમયે ચૌદમો લુઈ નામે બળવાન્ અને મહત્ત્વાકાંક્ષી રાજા રાજ્ય કરતો હતો. તેણે સ્પેનિશ નેધર્લૅન્ડઝ અને હોલેન્ડ પર હુમલો કર્યો હતો. એક કૅથોલિક પાડોશી આ પ્રમાણે બળવાન્ થઈ પડે એ વાત અંગ્રેજ પાર્લમેન્ટથી સહી ન ગઇ, એટલે લુઇને આગળ વધતો અટકાવવા માટે ઉપર કહેલી સંધિ કરવાની તેણે રાજાને ફરજ પાડી હતી.

પરંતુ ચાર્લ્સને તો નાણાંની જબરી ભીડ હતી. બીજા સ્ટુઅર્ટ રાજાઓની પેઠે ચાર્લ્સ ખૂબ ઉડાઉ હતો, એટલે પાર્લમેન્ટે તેને ભરપટ્ટે નાણું આપ્યા છતાં તે તંગીમાંજ રહેતો. તેણે પોર્ટુગલની રાજકુંવરી જોડે લગ્ન કરી તેની જોડે આવેલો દાયજો નાચરંગ અને જલસામાં ખર્ચી નાખ્યો; પછી ક્રોમ્વેલે સ્પેન પાસેથી પડાવેલો ડન્કર્કનો કિલ્લો પાંચ લાખ પાઉન્ડ લઇને ફ્રાન્સને વેચી નાખ્યો; તો પણ તેને નાણાંની તાણ પડવા લાગી. હવે તેની દૃષ્ટિ ફ્રાન્સના રાજા લુઈ તરફ વળી. તેનો રાજભંડાર ભરેલો હતો, અને તે ચાર્લ્સને મોંમાગ્યાં નાણાં આપવા તૈયાર હતો. કેટલીક વિષ્ટિ પછી ચાર્લ્સે લુઈ જોડે ખાનગી સંધિ કરી. તેમાં તેણે ઇંગ્લેન્ડમાં કૅથોલિક પંથનો પ્રસાર કરવાનું અને વલંદાઓ સામે લુઇને સહાય આપવાનું વચન આપ્યું; તેના બદલામાં લુઇએ તેને ત્રણ લાખ પાઉન્ડનું વર્ષાસન અને અંગ્રેજો બળવો કરે તો તે બેસાડી દેવા માટે ફ્રેન્ચ સૈન્યની મદદ આપવાનું કબુલ કર્યું.

લુઇને આપેલા વચન પ્રમાણે રાજાએ ધર્મછૂટનું જાહેરનામું બહાર પાડી રોમન કૅથોલિક અને અપ્રતિજ્ઞાગ્રાહીઓને પોતાના ધર્મ પ્રમાણે વર્તવાની રજા આપી, અને તેમની વિરુદ્ધના કડક કાયદાઓ રદ કર્યા. તેણે મનમાં એવી ગણતરી કરી રાખી હતી, કે કૅથોલિક સિવાયના બીજા ધર્મવાળાઓ આવી છૂટ મળવાથી ખુશી થશે, એટલે કૅથોલિકોને પણ તેવીજ

છૂટ મળે તેમાં તેમને વાંધો લેવા જેવું લાગશે નહિ. પરંતુ રાજાની ગણતરી ખોટી પડી. અપ્રતિજ્ઞાગ્રાહી એપિસ્કોપલ પંથની વિરુદ્ધ હતા ખરા, પરંતુ કેથોલિકોથી તો તેઓ ત્રાસતા અને તેમનો હરેક તિરસ્કાર કરતા. આવી જાતના સ્વચ્છંદી જાહેરનામાથી સર્વ પ્રોટેસ્ટન્ટો રાજાની સામે સંપી એક થઇ ગયા. પાર્લમેન્ટે એ જાહેરનામું પોતાની સંમતિ લીધા વિના રાજાએ પ્રસિદ્ધ કરેલું હોવાથી તેને કેવળ ગેરકાયદેસર જાહેર કર્યું. આ પ્રમાણે મામલો વીફરેલો જોઈ સમયસૂચક રાજાએ એ જાહેરનામુ પાછું ખેંચી લીધું.

**કસોટીનો કાયદો:** આમ છતાંએ પ્રજામાં તો કેથોલિકો પ્રત્યે તિરસ્કાર રહ્યો જ; પાર્લમેન્ટ અને પ્રોટેસ્ટન્ટોને પણ રાજાએ ધર્મછૂટનું જાહેરનામું ખેંચી લીધું એટલાથી સંતોષ ન વળ્યો. આથી ઇ. સ. ૧૬૭૩ માં એક કાયદો પસાર કરી પાર્લમેન્ટે એવું ઠરાવ્યું કે રાજ્યનો પ્રત્યેક અધિકારી એપિસ્કોપલ પંથનો હોવો જોઇએ, અને તેણે એવી પ્રતિજ્ઞા કરવી જોઇએ, કે હું રોમન કેથોલિક સિદ્ધાન્તોમાં માનતો નથી. અનેક કેથોલિક નોકરોને પોતાની જગાનાં ટપોટપ રાજીનામાં આપી દેવાં પડ્યાં. રાજાનો ભાઈ ડ્યૂક ઑવ્ યૉર્ક નૌકાસેનાધિપતિ હતો; તે કેથોલિક હોવાથી તેને પણ પોતાના હોદ્દાનું રાજીનામું આપવું પડ્યું. ડ્યૂક ઑવ્ યૉર્કની પુત્રી મેરીનું લગ્ન હોલેન્ડના રાજકુમાર વિલિયમ જોડે કરવાનું પાર્લમેન્ટે રાજા પર દબાણ કર્યું.

**રોમિશ કાવતરૂં:** પ્રજાનો વિરોધ શમાવી દેવા માટે ચાર્લ્સે એમ કરવાનું પણ સ્વીકાર્યું; છતાંએ રોમન કેથોલિકોના નામથી લોકો ત્રાસી રહ્યા હતા. રાજા અને કેથોલિકો પ્રત્યે અણવિશ્વાસના જામી રહેલા વાતાવરણનો લાભ લઇ ટાઇટસ ઓટસ નામના એક લુચ્ચા અને સ્વાર્થી પાદરીએ એવી વાત ફેલાવી કે રાજાને મારી તેના ભાઇને ગાદી આપવાનું કેથોલિકોએ કાવતરૂં રચ્યું છે; બધા આગેવાન પ્રોટેસ્ટન્ટોનો વધ કરવામાં આવનાર છે, અને ફ્રાન્સથી લશ્કર ઉતરી આવી આ કેથોલિકોની વહાર કરનાર છે. સર્વ વાત જુઠી અને બનાવટી હતી, છતાં લોકોએ અક્ષરે અક્ષર સાચી માની. દેશભરમાં ત્રાસ અને અકળામણ વ્યાપી રહ્યાં. ટાઇટસના લુચ્ચા મળતીઆઓએ હડહડતાં જુઠાણાં ભરેલી સાક્ષીઓ પૂરી,

અને અનેક નિર્દોષ કૅથેલિકો ઉપર કાવતરામાં ભાગ લેવાનું આળ મૂકી તેમને મારી નાખવામાં આવ્યા. લોકોને મન તો કૅથોલિક એટલા દેશદ્રોહી અને કાવતરાખોર એમ વસી ગયું. પાર્લમેન્ટમાંના રાજાના વિરોધી પક્ષના સભ્યો પોતાના સ્વાર્થી હેતુ સાધવા માટે લોકલાગણીને ઉશ્કેરવા લાગ્યા. ટાઈટસ દેશોદ્ધારક તરીકે ઓળખાવા લાગ્યો, અને તેને એક હજાર પાઉન્ડનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું.

**બાતલ બિલ:** દેશભરમાં વ્યાપી રહેલા ભયનો લાભ લઇને પાર્લમેન્ટમાં રાજાના વિરોધી પક્ષે રાજાનો ભાઈ રોમન કૅથોલિક હોવાથી તેને ગાદી મળે નહિ એવા અર્થનો ખરડો રજુ કર્યો. આમની સભાએ તો એ પસાર પણ કર્યો, પરંતુ અમીરોએ તેને ઉડાડી મૂકયો. રાજાએ પાર્લમેન્ટ બરખાસ્ત કરી. ત્યાર પછી તેણે ત્રીજી અને છેલ્લી પાર્લમેન્ટ ઑક્સફર્ડમાં બોલાવી, તેમાં પ્રજાપક્ષના સભ્યો રાજસત્તા ઉપર બંધનો અને દાબ મૂકવાનો દૃઢ નિશ્ચય કરીને આવ્યા, પરંતુ રાજપક્ષના સભ્યોની સંખ્યા જબરી હતી, અને તેઓ જરૂર પડે તો રાજાના પરંપરાના હકનું રક્ષણ કરવા માટે તૈયાર હતા. બાતલ બિલ ફરીથી આમની સભામાં વંચાયું. ચાર્લ્સે પાર્લમેન્ટને વિખેરી નાખી અને બાકી રહેલાં વર્ષોમાં તેણે પાર્લમેન્ટ બોલાવીજ નહિ. ડ્યૂક ઑવ્ યૉર્કનો વારસાહક ડૂબી જતો બચ્યો.

**મૃત્યુ:** પોતાના રાજ્યકાળના અંતનાં વર્ષોમાં ચાર્લ્સ દેશમાં સર્વસત્તાધારી થઇ પડ્યો. તેના આનંદી અને ખુશમિજાજી સ્વભાવથી પ્રજામાં પણ તે પ્રિય થઇ પડ્યો; આ સ્થિતિનો લાભ લઈ તેણે પ્રજાપક્ષના નેતાઓમાંથી જે કોઇ પોતાની સામે થાય તેને બંદીખાને મોકલવા માંડ્યા; એને તો તેણે ફાંસી પણ દીધી. ઇ. સ. ૧૬૮૫ માં રાજા અણચિંતવ્યો માંદો પડયો, અને એક અઠવાડીઆમાં તો તેણે દેહત્યાગ કર્યો. મરણ પહેલાં પોતે રોમન કૅથોલિક છે એવો ખુલ્લો એકરાર તેણે કર્યો હતો.

ચાર્લ્સના રાજ્યકાળમાં રાજાના વિરોધી પક્ષને 'વ્હીગ' અને રાજાના હકનું રક્ષણ કરવાની હિમાયત કરનારા પક્ષને 'ટોરી' એવાં નામ મળ્યાં.

---

## ૬. રાજ્યક્રાન્તિ.

**જેમ્સ ૨ જો**: (ઇ. સ. ૧૬૮૫–૮૮) ચાર્લ્સના મૃત્યુ પછી તેનો ભાઈ જેમ્સ ગાદીએ આવ્યો ત્યારે સંજોગો ઘણાજ સારા હતા. કેથોલિકો પ્રત્યેનું લોકોનું આગળનું ઝનૂન એટલે સુધી ઓસરી ગયું હતું, કે નવો રાજા કેથોલિક છે એ વાત ચાહન હોવા છતાં પ્રજાએ તેને આવકાર આપ્યો; અને મુખ્યત્વે રાજપક્ષના સભ્યોની બનેલી પાર્લમેન્ટે તેને જીવનભરનું બાદશાહી વર્ષાસન બાંધી આપ્યું. જેમ્સને બદલે જો કોઇ ચતુર રાજા હોત, તો આ સંયોગોનો પૂરેપૂરો લાભ ઉઠાવત; પણ જેમ્સ તો ધર્માંધ, સાંકડા મનનો, સ્વાર્થી, ઢોંગી અને મિથ્યાભિમાની હતો. તેના અંતરમાં બે મુરાદ હતી: રાજ્યસત્તા સર્વ પોતાની પાસે રાખવી, અને રોમન કેથોલિક ધર્મનો ઇંગ્લેન્ડમાં પ્રસાર કરવો.

**મન્મથનું બંડ**: (ઇ. સ. ૧૬૮૫) ચાર્લ્સ રજાનો અનૌરસ પુત્ર મન્મથનો ઠાકોર હોલેન્ડમાં જઇ રહ્યો હતો. તે બહાદુર, રૂપાળો, વિનયી અને યુદ્ધકલામાં કુશળ હોવા ઉપરાંત પ્રોટેસ્ટન્ટ હતો. જેમ્સ કેથોલિક હોવાથી લોકો તેના પ્રત્યે બેદીલ હશે, એટલે તેઓ મને રાજા થવામાં સહાય આપશે એમ ધારી તેણે સ્કૉટલેન્ડના આર્ગાઇલના અમીરની મદદથી એક બંડ જગાડ્યું. મન્મથ અપ્રતિજ્ઞાગ્રાહીઓનું નાનું સૈન્ય લઈ ઇંગ્લેન્ડમાં આવી ઉતર્યો, અને અનેક મજુરો, કારીગરો અને અભણ ગામડીઆઓ તેને જઈ મળ્યા. આબરૂદાર ગૃહસ્થો અને પાદરીઓ અલગ રહ્યા; કેમકે તેઓ એમ માનતા હતા કે જો પ્રોટેસ્ટન્ટજ રાજકર્ત્તા જોઇએ તો મેરીનો ગાદી પર હક થાય, અને નહિ કે મન્મથનો: તેણે પોતાને રાજા જાહેર કર્યો એટલે અનેકનાં દીલ દુભાયાં, પરંતુ રાજ્યલોભમાં ખેંચાએલા એ અમીરજાદાને લોકપ્રીતિની દરકાર ન હતી; તે તો પોતાના કવાયત કે તાલીમ વિનાના સૈન્ય સહિત આગળ વધ્યો. સેજમૂર પાસે રાજસૈન્યનો તેને ભેટો થયો. થોડાજ સમયમાં યુદ્ધ પુરૂં થયું, અને મન્મથનાં માણસો નાઠાં કે કેદ પકડાયાં. મન્મથ પોતે પણ બે ત્રણ દિવસ પછી ભૂખે મરતી અને ચીંથરેહાલ દશામાં એક ખાઇમાંથી પકડાયો; તેને લંડન લઇ જવામાં આવ્યો, અને ત્યાં તેના પર રાજદ્રોહનો આરોપ મૂકી તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

**હત્યારી અદાલતઃ** મન્મથને આખી પ્રજાનો ટેકો ન હતો એટલે માત્ર બંડ શમાવી દઈનેજ રાજાએ દયા બતાવી હોત, તો તેની લોકપ્રિયતા વધી જાત; પરંતુ જેમ્સને વેર લેવાની તરસ જાગી હતી; તેણે તો મન્મથ કે તેનાં માણસોને જરા પણ સહાય આપી હોય તેવાને સખત શિક્ષા કરી પોતાનો ત્રાસ બેસાડવાનો નિશ્ચય કર્યો. તેણે જેફ્રીઝ નામના એક લોહી તરસ્યા, ન્યાયાધીશને બળવાખોરોની તપાસને માટે મોકલ્યો. તેણે અનેક અપરાધી કે નિરપરાધી માણસોને દંડવા માંડ્યા; કેટલાએ બિચારા દંડાયા, કેદ પકડાયા, ફાંસીએ લટક્યા, દેશનિકાલ થયા, કે જીવતા બાળી નંખાયા. એક બિચારી ગરીબ સ્ત્રીને ફાંસી આપવામાં આવી; કેમકે તેણે બે બંડખોરોને પોતાના ઘરમાં એક રાત આશ્રય આપવાનો ગુનો કર્યો હતો. જેફ્રીઝની અદાલતો હત્યારી અદાલતોના નામથી ઈંગ્લેન્ડમાં વર્ષો સુધી યાદ રહી ગઈ. આ અદાલતની સજામાંથી જેઓ બચ્યા, તેમને વેસ્ટ ઈંડિઝમાં ગુલામ તરીકે વેચી નાખવાનો હુકમ થયો.

જેમ્સના આ નિર્દય કૃત્યનું પરિણામ ધાર્યા કરતાં ઉલટુંજ આવ્યું. દેશના બેવફા લોકો ભય પામી જાય એવા હેતુથી કરવામાં આવેલી આ ભયંકર શિક્ષાથી તો ઉલટા રાજપક્ષના માણસો પણ રાજાથી વિરુદ્ધ થઈ બેઠા: લોકોનું રાજા પરથી દીલ ઉઠી ગયું, અને જેમ્સની પડતીનો દિવસ પાસે આવ્યો.

**જેમ્સની સત્તાઃ** હવે રાજાની સત્તા ખૂબ વધી ગઈ. દેશમાં તેની સામે થાય એવું કોઈ રહ્યું નહિ; તેણે બંડ બેસાડી દીધું હતું: પાર્લમેન્ટે તેને મોટું વર્ષાસન બાંધી આપ્યું હતું. તેની પાસે ૨૦,૦૦૦ સૈનિકોનું બહાલી લશ્કર હતું. પોતાનું મનધાર્યું કરતાં હવે તેને કોઇ અટકાવનાર રહ્યું નહિ, એટલે તેણે દેશને કેથોલિક બનાવવાનો પોતાનો મનોરથ અમલમાં આણવાનો આરંભ કર્યો.

**છેલ્લાં કૃત્યોઃ** રાજાએ પોતાના અંગરક્ષકોની ટુકડીમાં અને સૈન્યમાં કેથોલિક સિપાઇઓની ભરતી કરવા માંડી. આ તો કસોટીના કાયદાનો ખુલ્લો ભંગ થવા લાગ્યો; કેમકે એ કાયદા પ્રમાણે તો રાજ્યના સર્વ નોકરો ઈંગ્લેન્ડનો રાષ્ટ્રીય ધર્મ પાળનારા હોવા જોઇએ, પરંતુ રાજાએ તો પોતાની ખાસ સત્તાથી રોમન કેથોલિકોને એ કાયદાના બંધનમાંથી મુક્તિ આપી.

ધીમે ધીમે તેણે આગળ વધીને ધર્માલયોમાં અને વિદ્યાલયોમાં પણ કેથોલિકોની નીમણુક કરવા માંડી. પાર્લમેન્ટે રાજાના આ સ્વચ્છંદી કૃત્ય સામે વાંધો લીધો, એટલે રાજાએ પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

આ પ્રમાણે દેશના કાયદાઓનો અમલ બંધ કરવાનો કે મોકુફ રાખવાનો રાજાનો જુના કાળથી ચાલ્યો આવતો હક છે એવો જેમ્સનો દાવો હતો. પ્રાચીન કાળમાં જેમણે કાયદાનો અજાણતાં ભંગ કર્યો હોય, અથવા જેમને ન્યાયાધીશોએ અણુઘટતી સજા ફરમાવી હોય, તેવાઓ ઉપર કાયદાનો અમલ થતો બંધ રાખવાની રાજાને ખાસ સત્તા હતી એ વાત ખરી, પરંતુ એ હકનો આવો સ્વચ્છંદી અર્થ કે ઉપયોગ કોઈ રાજાએ કર્યો ન હતો. વળી રાજાના ટુકડાખાઉ ન્યાયાધીશોએ ફેંસલો આપ્યો કે રાજા તો કાયદાથી ઉપરવટ છે, એટલે તેને આ પ્રમાણે કાયદો રદ કરવાનો કે તેનો અમલ થતો અટકાવવાનો હક છે. પાર્લમેન્ટ અને પ્રજા ઉપર પોતાનો દાબ બેસાડવા માટે રાજાએ કેથોલિક સિપાઇઓનું લશ્કર ઉભું કરવા માંડયું. લંડન પાસેજ આ સૈન્યે પડાવ નાખ્યો.

આજ સુધી રાજભક્ત રહેલા ધર્મગુરુઓ પણ રાજાની આવી સ્વચ્છંદી વર્તણુકને લીધે તેની સામે થવા લાગ્યા, એટલે જેમ્સે અપ્રતિજ્ઞાગ્રાહીઓને પોતાના પક્ષમાં લેવાનો વિચાર કર્યો. તેણે ઇ. સ. ૧૬૮૮ માં ધર્મછૂટનું જાહેરનામું બહાર પાડી દરેક માણસને પોતાને અનુકૂળ પડે તે ધર્મ પાળવાની છૂટ આપી, અને દરેક ધર્મસ્થાનમાં તે જાહેરનામું વાંચવાની ધર્મગુરુઓને આજ્ઞા કરી. અપ્રતિજ્ઞાગ્રાહીઓ તો સમજી ગયા કે આ જાહેરનામાથી રાજાએ આપણને છૂટ આપી તો ખરી, પરંતુ તેનો ખરો આશય તો રોમન કેથોલિકો સામેના કાયદાઓ રદ કરવાનો છે. રાજાનો ધાર્યો દાવ ન પડયો. કેન્ટરબરીના ધર્માધ્યક્ષની આગેવાની નીચે સાત ધર્મગુરુઓએ રાજાને આ અવિચારી આજ્ઞા પાછી ખેંચી લેવાની અરજી કરી, એટલે રાજા તો ક્રોધથી આંધળો થઈ ગયો. તેણે તો એ સાત ધર્મગુરુઓ ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમના પર અદાલતમાં કામ ચલાવ્યું. પરંતુ ન્યાયાધીશોએ અને પંચે તેમને નિર્દોષ ગણી છોડી મૂકયા. પ્રજા ઉત્સાહમાં આવી ગઈ અને ચોમેર હર્ષના પોકારો થઈ રહ્યા. રાજાના સૈન્યમાં પણ આ ચુકાદાથી હર્ષ ફેલાયો.

રાજાના હાથ હેઠે પડયા. ક્રોધના આવેશમાં તેણે આયર્લૅન્ડથી કૅથેલિક સૈન્ય આણી ઇંગ્લેન્ડની પ્રજાને નમાવવાનો નિશ્ચય કર્યો.

ધર્મછૂટના જાહેરનામાને લીધે થએલા ધાંધલ દરમિઆન રાજાને ત્યાં પુત્રનો જન્મ થયો, એટલે પ્રજાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જેમ્સને પુત્ર ન હતો અને તેની ગાદીવારસ પુત્રી મેરી પ્રોટેસ્ટન્ટ હતી, અને હોલેન્ડના પ્રોટેસ્ટન્ટ શાહજાદા વિલિયમ જોડે પરણી હતી, એટલે લોકો જેમ્સની સ્વચ્છંદી વર્તણુકને જેમ તેમ કરીને સાંખી રહ્યા હતા. પરંતુ હવે તો રાજાને પુત્ર થયો, એટલે એને પણ કૅથેલિક ધર્મનું શિક્ષણ મળવાનું, અને સ્ટુઅર્ટ રાજાઓએ ચલાવેલા જુલમની પરંપરા ચાલવાની: માટે રાજાને પદભ્રષ્ટ કર્યો હોય, તોજ આ સર્વ દુઃખનો અંત આવે એમ સર્વને લાગ્યુ.

**વિલિયમને નિમંત્રણઃ** ( ઇ. સ. ૧૬૮૮ ) સાત ધર્મગુરુઓ નિર્દોષ જાહેર થઈ છૂટી ગયા, તેજ દિવસે બંને રાજદ્વારી પક્ષના આગેવાનોએ એકઠા મળી ઓરેન્જના વિલિયમને ઇંગ્લેન્ડ આવી પ્રજાની ખોવાએલી સ્વતંત્રતા પાછી મેળવી આપવામાં અને ભયમાં આવી પડેલા પ્રોટેસ્ટન્ટ ધર્મની રક્ષા કરવામાં સહાય આપવાનું નિમંત્રણ આપ્યું. વિલિયમે એ નિમંત્રણનો સ્વીકાર કર્યો, અને થોડા માસ પછી તે પોતાના સૈન્ય સહિત ઇંગ્લેન્ડને કિનારે ઉતર્યો. શરૂઆતમાં તો તેને બહુ આવકાર મળ્યો નહિ, પરંતુ જેમ જેમ તે આગળ વધતો ગયો, તેમ તેમ તેને માણસો આવી મળવા લાગ્યા. જેમ્સના હજુરીઆઓ, અમલદારો અને સૈન્ય તેનો પક્ષ તજી ગયાં અને વિલિયમને મળી ગયાં. જેમ્સે સમય વિચારી જઇ પોતે કરેલાં કાર્યો રદ કરવાનું વચન આપ્યું; પોતાના કૅથેલિક સલાહકારોને રજા આપી, નવી પાર્લમેન્ટ મેળવવાનું વચન આપ્યું: પરંતુ સર્વ વૃથા. પ્રજાનો તેનામાં વિશ્વાસ ન હતો; તેના દહાડા ભરાઇ ચૂક્યા હતા. જેમ્સની પોતાની પુત્રી એન અને તેનો પતિ પણ વિલિયમના પક્ષમાં ભળ્યાં, એટલે તે ફ્રાન્સ નાઠો. રસ્તામાં તે કેદ પકડાયો. પરંતુ વિલિયમે તેને જતા રહેવાની સરળતા કરી આપી.

**રાજ્યક્રાન્તિઃ** રાજ્યમાં કોઈ રાજા રહ્યો નહિ, એટલે વિલિયમે તો મંકના દાખલા પ્રમાણે વર્તીને હંગામી પાર્લમેન્ટ બોલાવી. તેમાં કેટલાક ચાર્લ્સ રજાના સમયના રાજપક્ષના માણસો પણ આવ્યા. તેમનું માનવું એવું

હતું કે એક વખત રાજ્યાભિષેક થયો, એટલે પછી રાજાને પદભ્રષ્ટ કરવાનો કોઇને પણ હક નથી; એટલે જો જેમ્સ સારી રીતે રાજ્ય ચલાવવાનું વચન આપે તો ગાદી પાછી તેને સોંપવી. પરંતુ બીજા સભ્યો જુદાજ વિચારના હતા, એટલે પાર્લમેન્ટે તો જેમ્સને નાસી ગએલો અને પદભ્રષ્ટ થએલો જાહેર કરી ગાદી ખાલી છે એમ ઠરાવ્યું. વળી સ્ટુઅર્ટ રાજાઓ અને પાર્લમેન્ટ વચ્ચે પડેલી તકરારોનાં સ્પષ્ટ કારણો દર્શાવતી એક યાદી પણ તૈયાર કરવામાં આવી. ઇંગ્લેન્ડના કાયદા પાળવાની સરતે વિલિયમ અને તેની પત્ની મેરીને સંયુક્ત રાજકર્તા તરીકે ગાદી આપવામાં આવી.

ગાદીનો સ્વીકાર થયો એટલે સ્ટુઅર્ટ રાજાઓ અને પ્રજા વચ્ચેનો લાંબા સમયથી ચાલ્યો આવતો ઝગડો પૂરો થયો. લોહીનું એક ટીપું પણ રેડાયા વિના રાજ્યપદ્ધતિમાં સંપૂર્ણ ફેરફાર થઇ ગયો. પાર્લમેન્ટે એક હકપત્રિકા તૈયાર કરી રાજાનાં અમુક કાર્યોને ગેરકાયદેસર જાહેર કર્યાં; ઇશ્વિરી હકનો સિદ્ધાંત તો જડમૂળથી ઉખડી ગયો; હવે તો એમ ઠર્યું કે રાજા કાયદાથી પર નથી, અને રાજાથી કાયદાનો અમલ થતો રોકી શકાય નહિ. દેશમાં પ્રજા અને રાજાની સંમતિથી થએલા કાયદાઓનો રક્ષણહાર રાજા છે; તેને પણ તેનો ભંગ કરવાનો અધિકાર નથી.

રાજ્યક્રાન્તિ એટલે માત્ર રાજાનો ફેરફાર નહિ, પરંતુ રાજ્ય ચલાવવાની રીતમાં પણ જબરો ફેરફાર. જેમ્સ જઈ વિલિયમ આવ્યો તેટલામાં રાજ્યક્રાન્તિ થઇ ગઈ ગણાય નહિ, પરંતુ વિલિયમ જોડે સરત કરી પાર્લમેન્ટે તેને ગાદી આપી એ પદ્ધતિથીજ રાજ્યક્રાન્તિ થઇ. નવો રાજા ગાદી ઉપરના પોતાના હકથી નહિ પણ પ્રજા જોડે કરાર કરી ગાદીએ આવ્યો, એટલે ઇશ્વિરી હકનો સિદ્ધાંત તૂટી પડયો; અને તે તૂટયો એટલે તેને લીધે ઉભી થએલી બધી તકરારો અને ગુંચવણો પણ આપોઆપ બંધ પડી. ઇંગ્લેન્ડમાં આપખુદ રાજસત્તા જતી રહી; મર્યાદાવાળી રાજસત્તાનો આરંભ થયો. દેશમાં હવેથી મુખ્ય સત્તા પાર્લમેન્ટની થઇ. દેશની આવકજાવક પર તેણે કાબુ રાખ્યો, ન્યાયાધીશોને પોતાના અખત્યાર નીચે લીધા અને દર વર્ષે લશ્કરનું ખર્ચ નવેસરથી મંજુર કરવું એવો કાયદો કરી લશ્કરને પણ પોતાના કાબુ નીચે આણ્યું. આ પ્રમાણે સત્તાની વહેંચણમાં ફેરફાર એજ ખરી રાજ્યક્રાન્તિ.

# ૭. વિલિયમ અને મેરી.

## ( ઈ. સ. ૧૬૮૯-૧૭૦૨ )

**વિલિયમની અભિલાષાઓ:** જેમ્સ રાજાએ પોતાનાં અવિચારી કૃત્યોથી પોતાની પ્રજાનો વિશ્વાસ કેટલે દરજ્જે ખોયો હતો તે તો વિલિયમને મળેલા વિજયથી જોઈ શકાય છે. ચાર્લ્સ ૧લાને માટે માથું મૂકી યુદ્ધ કરનાર રાજપક્ષવાળાઓએ જેમ્સને માટે આંગળી સરખીએ ઉંચી કરી નહિ.

નવો રાજા ચાલીસ વર્ષનો, આગ્રહી, દૃઢ મનનો અને થોડાબોલો હતો; અને ઘણી વેળા તો રીતભાતમાં પણ તોછડો લાગતો હતો. તે યુદ્ધમાં તેમજ રાજકાજમાં પ્રવીણ હતો. તેનું આરોગ્ય નબળું હતું. તેની માત્ર એક ઇચ્છા હોલેન્ડને ફ્રાન્સના હુમલાઓથી સુરક્ષિત રાખવાની હતી. ઈંગ્લેન્ડનાં અઢળક સાધનો ફ્રાન્સને હંફાવવામાં ઠીક કામ લાગશે, એ વિચારથીજ તેણે ઈંગ્લેન્ડની ગાદીનો સ્વીકાર કર્યો હતો. પોતાના તેર વર્ષના ટુંકા રાજ્યકાળમાં વિલિયમે હંમેશાં ઈંગ્લેન્ડને હોલેન્ડના રક્ષણના સાધન તરીકે માનવાની નીતિ ચાલુ રાખી. આથી તે અને તેનાં કાર્યો અંગ્રેજ પ્રજામાં લોકપ્રિય થઇ શકયાં નહિ. વિલિયમે પણ પ્રજાપ્રીતિ મેળવવાની ઓછીજ દરકાર કરી; કેમકે તે તો પ્રથમથીજ જાણતો હતો કે ઈંગ્લેન્ડમાં ઉભા થએલા કટોકટીના મામલામાં હું તો માત્ર એક ઉપયોગી સાધન છું, અને તેથીજ મને પ્રજાએ ઇંગ્લેન્ડની ગાદી આપી છે, છતાં



વિલિયમ ૩ જો.

તેની શક્તિ, દીર્ઘદૃષ્ટિ, આવડત અને કુનેહને લીધે દેશનું રાજ્ય સારી રીતે અને બંધારણપૂર્વક ચાલ્યું, અને દેશમાં શાંતિ જળવાઈ રહી.

**હકપત્રિકાઃ** વિલિયમને ગાદી આપવામાં આવી ત્યારે પ્રથમ પાર્લમેન્ટે તેની પાસે જે શરતોનો સ્વીકાર કરાવ્યો હતો, તેને તેના ગાદીએ આવ્યા પછી કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું. તેમાં મુખ્ય શરતો નીચે પ્રમાણે હતી.

૧ પાર્લમેન્ટની સંમતિ વિના કાયદાઓનો અમલ થતો રાજાથી અટકાવી શકાય નહિ.

૨ રાજા સ્વતંત્ર રીતે કર નાખી કે ઉઘરાવી શકે નહિ.

૩ શાંતિના કાળમાં પાર્લમેન્ટને પૂછ્યા વિના રાજાએ બહાલી લશ્કર રાખવું નહિ.

૪ રોમન કેથોલિક કે રોમન કેથોલિક જોડે લગ્ન કરનાર કોઇ વ્યક્તિ ઈંગ્લેન્ડની રાજગાદીએ આવી શકે નહિ.

વિલિયમના રાજ્યમાં પાછળથી એક કાયદો પસાર કરી ઠરાવવામાં આવ્યું હતું, કે દર ત્રણ વર્ષે નવી પાર્લમેન્ટ મેળવવી જોઇએ.

ઈંગ્લેન્ડની પ્રજાએ તો રાજ્યક્રાન્તિ પછી વિલિયમનો રાજા તરીકે સ્વીકાર કર્યો, પણ આયર્લૅન્ડ અને સ્કૉટલેન્ડની પ્રજા આ નવા ફેરફારની સામે થઈ.

**આયર્લૅન્ડમાં બળવોઃ** ક્રોમ્વેલ આયર્લૅન્ડમાં આવી ત્રાસ વર્તાવી ગયો ત્યાર પછી તે હીણભાગી દેશમાં શાંતિ રહી હતી, પરંતુ પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક વચ્ચે દ્વેષ ઘટયો ન હતો. ક્રોમ્વેલે દેશીઓની જમીન ઝૂંટવી લઇ પ્રોટેસ્ટન્ટ વસાહતીઓને આપી દીધી, એટલે તે બિચારા ગુજરાનના સાધન વિનાના થઇ પડયા, અને મનમાં ધુંધવાઇ રહ્યા પણ કરે શું ? ચાર્લ્સ અને જેમ્સ રોમન કેથોલિકો પ્રત્યે ભાવ રાખનારા હોવા છતાં તેમણે પણ આઇરિશ કેથોલિકોને તેમની ગએલી જમીન પાછી અપાવી નહિ; છતાં જેમ્સ આખરે તો કેથોલિકજ હતો એ વિચારથી તેના આઇરિશ ધર્મભાઇઓ તેના પ્રત્યે વફાદાર રહ્યા, અને વિલિયમની સામે બખેડો કરવા તૈયાર થયા. ફ્રાન્સ નાસી ગએલો જેમ્સ પોતાના અધિકારીઓ સહિત આયર્લૅન્ડમાં ઉતર્યો, અને તેણે કેથોલિક બળવાખોરોની સરદારી લીધી.

તેમણે પ્રોટેસ્ટન્ટોના આશ્રયસ્થાન લંડનડરીના કિલ્લાને જબરો ઘેરો ઘાલ્યો. ૧૦૫ દિવસ સુધી ચાલેલા એ ઘેરામાં પ્રોટેસ્ટન્ટો બેહાલ બની ગયાઃ તેમની પાસે અનાજ ખૂટયું, અને તેમને ભૂખે મરવાનો સમય આવ્યોઃ તેઓને ચામડાં કરડીને દિવસ ગુજારવા પડયા, પરંતુ એ બહાદુર અને ટેકીલા લોકોએ નમતું નજ આપ્યું. આખરે વિલિયમે વહારે મોકલેલાં વહાણો આવી પહોંચ્યાં અને ઘેરો ઉઠયો, (૧૬૮૯). બીજે વર્ષે વિલિયમ પોતે સૈન્ય લઈ આયર્લેન્ડમાં પહોંચી આવ્યો, અને જેમ્સને બોઇન નદીના યુદ્ધમાં સખત હાર ખવરાવી. રાજા તો યુદ્ધ પૂરૂં થયા પહેલાંજ ફ્રાન્સ નાસી ગયો હતો, પરંતુ તેના આઇરિશ મળતીઆઓએ લડત ચાલુ રાખી. લિમરિકના કિલ્લામાં ભરાઇ રહી આઇરિશોના બહાદુર સૈન્યે વિલિયમ સામે જબરી ટક્કર ઝીલી, પરંતુ અંતે તેમને શરણ થવું પડયું, (ઇ. સ. ૧૬૯૧ ). તેમણે વિલિયમને હકદાર રાજા તરીકે સ્વીકાર્યો, અને ચાર્લ્સ રજાના સમયમાં કેથોલિકોને જે છૂટ મળી હોય, તે સર્વ ભોગવવા દેવાનું વિલિયમે વચન આપ્યું.

પરંતુ પાર્લમેન્ટે લિમરિકની સંધિનો આ ભાગ સ્વીકારવાની ના પાડી; અને પ્રોટેસ્ટન્ટોની બહુમતીવાળી આઇરિશ પાર્લમેન્ટે કેથોલિકો વિરુદ્ધ કડક કાયદા પસાર કરી, તેમના પરનો દાબ વધુ મજબુત કર્યોઃ કેથોલિકને રાજ-કાજમાંથી દૂર કરી મત આપવાની પણ મના કરવામાં આવી; અને તેમને જમીન ખરીદવાની કે વારસામાં મળી હોય તો સ્વીકારવાની પણ કાયદેસર ના પાડવામાં આવી; આયર્લેન્ડના વેપાર ઉપર ફટકો પડે તેવા કાયદાઓ ઘડવામાં આવ્યા. અનેક આઇરિશો બિચારા કંટાળીને દેશ છોડી જતા રહ્યા, અને દેશ વેરાન અને ઉજ્જડ થઈ રહ્યો.

**સ્કૉટલેન્ડમાં યુદ્ધઃ** સ્કૉટલેન્ડના પ્યૂરિટનોને ચાર્લ્સ અને જેમ્સના સમયમાં અનેક સંકટો વેઠવાં પડયાં હતાંઃ ચાર્લ્સે તો પ્યૂરિટન પાદરીઓને કાઢી મૂકી ગુજરાનના સાધન વિનાના રઝળતા કરી મૂકયા હતા; તેમજ પ્યૂરિટનોની ઉપાસના વખતે જે કોઈ ત્યાં એકઠા થાય તેમને પકડવા માટે સૈન્ય રાખ્યું હતું. આથી વિલિયમ ગાદીએ આવ્યો ત્યારે સ્કૉટ લોકોએ તેને હરખભેર આવકાર આપ્યો. છતાંએ ત્યાં પણ જેમ્સના પક્ષવાળા

હતા; તે સર્વેએ ડન્ડીના રણશુરા અમીરની સરદારી નીચે બળવો જગાવી વિલિયમને રાજા તરીકે સ્વીકારવાની ના પાડી. કિલિક્રેન્કીના યુદ્ધમાં બળવાખોરોએ રાજાના સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાખ્યો, પરંતુ એ જયની ઘડીએજ તેમનો સેનાપતિ માર્યો ગયો. સરદાર વિનાના સૂના પડેલા સ્કૉટ સિપાઇઓ વિખરાઈ ગયા. દેશમાં શાન્તિ આવી અને વિલિયમે શાહી વચન આપ્યું, કે સ્કૉટલેન્ડમાં પ્રેસ્બિટિરિયન પંથ ચાલુ રહેશે, અને ઇ. સ. ૧૬૯૨ના જાન્યુઆરિની ૧લી તારીખ પહેલાં વફાદારીના સોગંદ લેનારા સર્વને માફી આપવામાં આવશે. દૈવયોગે પશ્ચિમ હાઇલેન્ડની ઉજ્જડ ખીણમાં રહેનારો ગ્લેન્કોનો મેક આઇન નામે વૃદ્ધ ગુમાની સરદાર કેટલાંક અણચિંતવ્યાં કારણોને લઈને નીમેલા સમયે પ્રતિજ્ઞા લઇ શકયો નહિ, એટલે તેના શત્રુઓએ લાગ સાધી તેની વિરુદ્ધ વિલિયમને ભંભેરણી કરી, તેની પાસેથી એ અમીરના કુટુંબની કતલ કરવાની આજ્ઞા મેળવી લીધી. ગ્લેન્કોની આ નિર્દય અને ભયંકર હત્યા વિલિયમ ઉપર કલંક સમાન છે.

**ફ્રાન્સ જોડે વિગ્રહ:** વિલિયમ ઇંગ્લેન્ડની ગાદીએ આવ્યા પછી તરત તેને ફ્રાન્સ જોડે વિગ્રહમાં ઉતરવું પડયું. જો કે વિગ્રહ તો માત્ર આઠ વર્ષ ચાલ્યો, પરંતુ જરા ઉંડા ઉતરી જોતાં જણાય છે કે ફ્રાન્સ જોડેના અનેક વિગ્રહોનું એ તો મંગળાચરણજ હતું. વિલિયમના ગાદીએ આવવાના વખતથી ઇ. સ. ૧૮૧૫ ના વૉટર્લુના વિગ્રહ સુધીનાં ૧૨૬ વર્ષનો ગાળો તપાસીએ, તો સ્પષ્ટ જણાઇ આવશે કે એ વર્ષો દરમિઆન ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ વચ્ચે સાત વિગ્રહ થયા છે. એ સર્વ વિગ્રહો ચાલ્યાનાં વર્ષોનો સરવાળો કરતાં ૬૦ વર્ષ થાય છે. ઇ. સ. ૧૬૮૮ ની પૂર્વે એટલોજ ગાળો લઈ તપાસીએ, એટલે કે લગભગ ઇલિઝાબેથ ગાદીએ આવી તે સમયથી ઇ. સ. ૧૬૮૮ સુધીનાં વર્ષોનો ઇતિહાસ જોઈએ, તો તે દરમિઆન ફ્રાન્સ જોડે માત્ર ત્રણજ વિગ્રહો થયા છે. આટલું બધું અંતર કેમ? અને વિલિયમ ત્રીજો ગાદીએ આવ્યા પછી ફ્રાન્સ જોડેના વિગ્રહો શા માટે આરંભાયા?

વિલિયમ કે એનના સમયમાં જે સ્વીકારી પણ શકાય નહિ એવો આજે આટલાં વર્ષો પછી આપણને જવાબ મળે છે, કે ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ

વચ્ચે બીજો સો વર્ષનો વિગ્રહ મંડાયો હતો; આ વખતે તકરાર ફ્રાન્સનું રાજ્ય લેવાની નહિ, પરંતુ સંસ્થાનોનું રાજ્ય લેવા માટે હતી. વિલિયમના કે એનના સમયમાં આ તકરારનું બીજ જણાય એવી દશામાં પણ ન હતું, પરંતુ પચાસ વર્ષ પછી જગતના સર્વ ભાગમાં જ્યાં જ્યાં અંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજા જોડે હોય, ત્યાં ત્યાં જ્યારે યુદ્ધો થવા લાગ્યાં ત્યારે આ વાત સ્પષ્ટ થઇ.

ફ્રાન્સની સત્તાને ફટકો મારી નિર્જીવ બનાવી નાખવી એ વિલિયમની મોટી મુરાદ. તે સમયે ફ્રાન્સનો રાજા લુઇ ૧૪મો ફ્રાન્સના રાજ્યની સીમા વિસ્તારવાના મનોરથ ઘડતો હતો. હાલ જે પ્રદેશ બેલ્જીયમને નામે ઓળખાય છે તે એ વખતે સ્પેનિશ નેધર્લૅન્ડઝ કહેવાતો હતો. સત્તરમા સૈકામાં તે સ્પેનના તાબામાં હતો, પરંતુ ધીમે ધીમે સ્પેનની સત્તા નબળી પડતી ગઇ, એટલે લુઇએ એ પ્રદેશ હાથ કરવાના પ્રયત્નો કરવા માંડયા. એન્ટ-વર્પ જેવું અગત્યનું મથક ફ્રાન્સ જેવી બળવાન્ સત્તાના હાથમાં જઇ પડે તો ઇંગ્લેન્ડ અને હોલેન્ડ એ બંને દેશોની સલામતી જોખમમાં આવી પડે. હોલેન્ડને તો ખાસ ભય પેઠો એટલે વિલિયમ લુઇનો કટ્ટો શત્રુ બની બેઠો; લુઇએ જેમ્સને ફ્રાન્સમાં આશ્રય આપી વર્ષાસન બાંધી આપ્યું, તેને ઇંગ્લેન્ડનો રાજા ગણ્યો, અને આયર્લૅન્ડના બળવાખોરોને જેમ્સની ખાતર મદદ પણ મોકલી: એ સર્વ કારણોથી અંગ્રેજો પણ લુઇ ઉપર રોષે ભરાયા હતા. આથી વિલિયમ અને અંગ્રેજો બંને લુઇ જોડે જુદાં જુદાં કારણોસર લડતા હતા.

વિલિયમે ઇંગ્લેન્ડ અને હોલેન્ડનાં સૈન્યો એકઠાં કર્યાં છતાં ફ્રાન્સની પ્રતાપી સત્તા પાસે તેનું કશું ચાલતું ન હતું. બેલ્જીયમમાં થએલાં બે યુદ્ધોમાં વિલિયમ હાર્યો, છતાં લુઇને આગળ વધતાં તો અટકાવી શક્યો. ફ્રાન્સ આઠ વર્ષ ( ઇ. સ. ૧૬૮૯–૯૭ ) સુધી લડી લડીને થાકી ગયું હતું, અને ઇંગ્લેન્ડને પણ યુદ્ધનો ભાર અસહ્ય બનતો જતો હતો. ઇ. સ. ૧૬૯૭ માં રિસ્વિકની સંધિ થઇ તેમાં લુઇએ વિલિયમને ઇંગ્લેન્ડના રાજા તરીકે સ્વીકાર્યો, અને જેમ્સ રાજાને મદદ ન આપવાનું વચન આપ્યું. લુઇએ જીતેલા પ્રદેશો પાછા સોંપી દીધા. પરંતુ લુઇએ તો આપેલા વચનનો તરત-જ ભંગ કરી જેમ્સના પુત્રનો ઇંગ્લેન્ડના રાજા તરીકે સ્વીકાર કર્યો.

**મરણ**: લુઇના આ અવિચારી કૃત્યથી અંગ્રેજ પ્રજા ચમકી ઉઠી. જેમ્સ જો લુઇની મદદથી ગાદીએ આવે તો રાજ્યક્રાન્તિથી મળેલા સર્વ લાભ રદ થઈ જાય; ફરી એ સ્ટુઅર્ટ રાજાઓ આવે એટલે ઈશ્વિરી હકની લડત પાછી ચાલુજ રહે. એન્ટવર્પના કિલ્લાનું માહાત્મ્ય સમજવા જેટલી અંગ્રેજોમાં દીર્ઘદ્દષ્ટિ ન હતી, અને વિલિયમનાં લુઇ જોડેનાં યુદ્ધો અંગ્રેજોને બહુ ગમતાં ન હતાં. તેમને તો એટલુંજ લાગતું હતું કે પરદેશી રાજા હોલેન્ડનું રક્ષણ કરવા માટે ઈંગ્લેન્ડનાં સાધનો વાપરે છે, અને પ્રજાને નકામો ખર્ચનો ભાર વેઠવો પડે છે. લુઇની સત્તા વધી પડે તો યૂરોપી રાજ્યોને કેટલી ભયરૂપ થાય તે એઓ જાણતા ન હતા. પરંતુ જ્યારે લુઇએ જેમ્સનો પ્રકટ પક્ષ લીધો, ત્યારે તો અંગ્રેજો પણ ફ્રાન્સ જોડે લડવા તૈયાર થઇ ગયા; પણ જયની ઘડીનો જશ લેવાનું વિલિયમના નસીબમાં ન હતું. તે ઘોડા ઉપરથી પડયો અને તેના ગળાનું હાડકું ભાગી ગયું. ઇ. સ. ૧૭૦૨ના માર્ચની ૮મી તારીખે તે મરણ પામ્યો. મેરી તો ઇ. સ. ૧૬૯૪ માંજ મરણ પામી હતી.



મેરી ૨ જી.

**તુલના**: તે થોડાબોલા, આગ્રહી, લાગણી વગરના હૃદયવાળા, શુરા વલંદા રાજાએ જો કે જીવનભર યૂરોપના મામલાઓમાં હાથ ઘાલ્યા કર્યો, છતાં તેણે ઇંગ્લેન્ડનું ભલું પણ કર્યું છે. પરદેશી ભયથી તેને મુક્ત કરી દેશમાં પણ સ્વતંત્રતાની લાગણીને તેણે પોષણ આપ્યું.

વિલિયમના સમયમાં રાજ્યક્રાન્તિનું કાર્ય સંપૂર્ણ થયું. પ્રજાએ રાજા પાસેથી પોતાના હક કરાર કરીને લીધા. પાર્લમેન્ટ દર ત્રણ વર્ષે નવેસરથી મળવી જોઈએ એવો કાયદો થયો. આ ઉપરાંત પહેલાંના રાજાઓ પોતાની ઇચ્છામાં આવે તેને પોતાના પ્રધાન નીમી દેતા હતા; દરેક પ્રધાન પોતાના કાર્ય માટે રાજાને જવાબદાર રહેતો હતો. ઇ. સ. ૧૬૮૮ પછી પાર્લમેન્ટમાં વ્હીગ અને ટોરી એવા બે સ્પષ્ટ પક્ષ પડી ગયા, એટલે વિલિયમે રાજ્યનું કાર્ય સરળતાથી અને એકતંત્રથી ચાલી શકે તે માટે એક સાથે એકજ પક્ષના પ્રધાનો નીમવાનો રિવાજ શરૂ કર્યો. આ પ્રધાનો એકઠા મળી કાર્યક્રમ નક્કી કરી પાર્લમેન્ટની તેમાં સંમતિ મેળવતા. આજ પણ ઇંગ્લેન્ડમાં આ પદ્ધતિ ચાલી રહી છે.

---

## ૮. એન.

### ( ઇ. સ. ૧૭૦૨–૧૭૧૪ )

**સ્વભાવ:** વિલિયમ અને મેરી નિઃસંતાન મરણ પામવાથી જેમ્સ રાજાની બીજી પુત્રી ગાદીએ આવી. તે શાંત અને ધાર્મિક વૃત્તિની, ભલી અને ઝાઝી પહોંચ વિનાની હોવા છતાં મધુર સ્વભાવની હતી. તે ઇંગ્લેન્ડના રાષ્ટ્રીય ધર્મમાં અડગ શ્રદ્ધા રાખનારી અને ચુસ્ત ટોરી મતની હતી. તેના વખતમાં આમની સભામાં ટોરી સભ્યોની ઘણે ભાગે બહુમતી રહેતી; છતાં તેના ગાદીએ આવવાથી વ્હીગ અને ટોરી બંને પક્ષો ખુશી થયા.

**સ્પેનના ગાદીવારસાનો વિગ્રહ:** ( ઇ. સ. ૧૭૦૨–૧૭૧૩ ) વિલિયમના મરણ સમયે ફાટી નીકળેલા વિગ્રહને સ્પેનની ગાદીના વારસા માટેનો વિગ્રહ કહેવામાં આવે છે. સ્પેનના રાજાને સંતાન ન હતાં, તેથી તેના મરણ પછી કોણ ગાદીએ આવે તે પ્રશ્ન યૂરોપના રાજદ્વારીઓને મૂંઝવતો હતો. એ રાજાની એક બેને ફ્રાન્સના લુઈ ૧૪મા જોડે અને બીજી બેને ઑસ્ટ્રિઆના શહેનશાહ જોડે લગ્ન કર્યું હતું. આ બંને રાજાઓએ સગપણનો હક આગળ ધરી સ્પેનની ગાદી માટેનો દાવો કરવા માંડયો. ફ્રાન્સ જેવા બળવાન રાજ્યના હાથમાં સ્પેન જઈ પડે અને એ

એ દેશો એકઠા થઈ જાય તે વાત યૂરોપનાં બીજાં રાજ્યોને પરવડતી ન હતી; અને સ્પેન અને ઑસ્ટ્રિઆ એક રાજાના હાથમાં આવે એ ફ્રાન્સથી દેખી ખમાતું ન હતું. ઇંગ્લેન્ડને પણ આ મામલામાં બીજાં રાજ્યો જેટલોજ સ્વાર્થ હતો. યૂરોપની સત્તાતુલા ડગી જાય અને ફ્રાન્સ યૂરોપનું ધણી થઈ પડે એ ઉપરાંત એન્ટવર્પ જેવું બંદર ફ્રાન્સના હાથમાં આવી પડે એ ભય તેને જબરો હતો. વિલિયમે આ પ્રશ્નનો નિકાલ લાવવાના હેતુથી લુઈ જોડે વિષ્ટિ ચલાવી સમાધાનીના એક બે પ્રયત્નો કર્યા હતા, અને તેમાં સ્પેન, ફ્રાન્સ અને ઑસ્ટ્રિઆનાં રાજ્યો જુદા જુદા રાજાઓના હાથમાં રહે એવી ગોઠવણ કરવામાં આવી હતી. પરંતુ જ્યારે સ્પેનનો રાજા મરણ પામ્યો, ત્યારે તે પોતાનો સર્વ મુલક લુઈ ૧૪માના પૌત્ર ફિલિપને આપી ગયો. લુઈએ પણ વચનભંગ કરી પોતાના પૌત્રને ગાદીએ બેસવા માટે સ્પેન મોકલ્યો. વિલિયમે ઇંગ્લેન્ડ, હોલેન્ડ, ઑસ્ટ્રિઆ અને કેટલાંક જર્મન રાજ્યો વચ્ચે મહારાજ્યસંધિ કરી લુઈની સત્તા તોડવાનો ઝુંડો ઉપાડયો. પરંતુ તે તો ઇ. સ. ૧૭૦૨માં મરણ પામ્યો. પરંતુ મરતાં પહેલાં તે માર્લબરોના શુરા અમીરને સેનાધ્યક્ષ નીમતો ગયો હતો, એટલે એનના સમયમાં વિગ્રહ ચલાવવાની જવાબદારી તેના પર આવી પડી. તેણે જશના ડંકા વગાડી અંગ્રેજોનો જયજયકાર બોલાવ્યો.



માર્લબરો.

**માર્લબરો:** જ્હૉન ચર્ચીલ ઇતિહાસમાં એક મહાન્ પણ અધમ મનુષ્ય તરીકે મશહુર છે. તે રૂપાળો, આકર્ષક, કુનેહબાજ દીર્ઘદષ્ટિવાળો અને ચપળ હોવા છતાં પ્રપંચ કે વિશ્વાસઘાત કરતાં તે જરાએ ડરતો નહિ. પોતાના દેશની પ્રતિષ્ઠા વધાર-

વાને તે આતુર હોય, છતાં તે દુશ્મનો જોડે મળી કાવતરાં કરવામાં કુશળ હતો. તે ધનલોભી, આપમતલબી અને ખટપટી હતો. જેમ્સ ૨જો તેનો મિત્ર છતાં તેનો

તેણે વિશ્વાસઘાત કર્યો હતો; તેણે વિલિયમ ૩જાને પણ ફસાવવાનાં કાવતરાં કર્યાં હતાં; તેણે જેમ્સના પુત્ર જોડે ખાનગી પત્રવ્યવહાર રાખ્યો હતો, અને પોતાના હરીફને હલકો પાડવા માટે શત્રુઓને યુદ્ધની ખાનગી ખબર પણ પહોંચાડી હતી. છતાં તે એક સમર્થ સેનાપતિ હતો. સંકટના સમયમાં પણ તે ધીરજવાળો, ખબરદાર અને દૃઢ રહી શકતો હતો. યુદ્ધમાં જીતાએલા કેદીઓ પ્રત્યે તે માયાળુપણે વર્તતો. વિલિયમના મરણ પછી આ મહાન્ વિગ્રહના આત્મારૂપ તેજ હતો, છતાં તેના સ્વભાવની મિઠાશને લીધે બીજાં મિત્રરાજ્યોની જોડે તે સમાધાનીથી કામ લઈ શકતો હતો.

માર્લબરોને હોલેન્ડનું રક્ષણ કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૭૦૪ માં તેને સમાચાર મળ્યા કે ફ્રેંચ સૈન્ય વિએના પર ચડી જાય છે, એટલે તે રાતદહાડાની મજલ કરતો અચિંત્યો ડાન્યુબ નદીને કિનારે ફ્રેન્ચ સૈન્યના વિએના જવાના માર્ગમાં આવી ઉભો. બ્લેનહીમ નામે ગામડા પાસે ખૂનખાર લડાઈ થઈ, અને તેમાં ફ્રેન્ચોનો કચ્ચરઘાણ નીકળી ગયો. ત્યાર પછી તો તેણે એક પછી એક વિજય મેળવવા માંડયા, અને પછીનાં પાંચ વર્ષમાં તાલીમ પામેલી, બળવાન્ અને અજીત મનાતી ફ્રેન્ચ સેનાને રેમિલિઝ, ઉડેનાર્ડ અને માલ્પ્લાકેનાં યુદ્ધમાં સખત હાર ખવરાવી. તેણે ફ્રાન્સના કિલ્લાઓ જીતી લઈ ફ્રાન્સ પર હુમલો લઈ જવાની તૈયારી કરવા માંડી.

**યૂટ્રેકટની સંધિઃ** વિગ્રહ ચાલ્યા કર્યો અને અંગ્રેજો આખરે કંટાળી ગયા. માર્લબરોની પત્ની રાણીની સખી હોવાથી રાણી તેનો પક્ષ ખેંચતી, પરંતુ હવે તો રાણીની કૃપા એ અભિમાની સ્ત્રી ઉપરથી ઉતરી જઈ મિસિસ મેશામ નામે એક અન્ય સ્ત્રી ઉપર થવા લાગી. માર્લબરોના શત્રુઓએ આ પ્રસંગનો લાભ લઈ તેને સેનાપતિપદ પરથી દૂર કરાવ્યો. તેને ઇંગ્લેન્ડ પાછા આવતા રહેવાનો હુકમ કરવામાં આવ્યો, અને ઇ. સ. ૧૭૧૩ માં યૂટ્રેકટ મુકામે સંધિ થઈ. ફ્રાન્સના રાજાએ જેમ્સના પુત્રને સહાય ન આપવાનું વચન આપ્યું, અને ઈંગ્લેન્ડની ગાદી પર પ્રોટેસ્ટન્ટ રાજ્યકર્તા હોવો જોઇએ એ વાતનો સ્વીકાર કર્યો. ઈંગ્લેન્ડને જીબ્રાલ્ટર, નોવાસ્કોશિઆ, ન્યૂ ફાઉન્ડ લેન્ડ, અને હડસનના અખાતની આસપાસનો મુલક મળ્યો.

લુઈના પૌત્ર ફિલિપને સ્પેનનું રાજ્ય ન મળે તે માટે આ વિગ્રહનો આરંભ કરવામાં આવ્યો હતો, પરંતુ એ હેતુ સફળ થયો નહિ; કેમકે ફિલિપે તો સ્પેનનું રાજ્ય રાખ્યું; માત્ર તેણે ફ્રાન્સની રાજગાદી લેવી નહિ એવો કરાર કરવામાં આવ્યો. સ્પેનનો રાજા કોણ થાય તેની હવે ઈંગ્લેન્ડને દરકાર ન હતી; કેમકે તેનું ધ્યાન સંસ્થાનો અને વેપારમાં રોકાવા લાગ્યું હતું.

**મરણ:** રાણીની પ્રકૃતિ લથડવા લાગી હતી. તેણે લગ્ન કર્યું હતું, પરંતુ તેનાં સર્વ સંતાનો તેની હયાતીમાંજ મરણ પામ્યાં હતાં. ઇ. સ. ૧૭૦૧માં ગાદીવારસાનો કાયદો પસાર કરી પાર્લમેન્ટે ઠરાવ્યું, કે એનના મૃત્યુ પછી જેમ્સ ૧લાની પ્રપૌત્રી સોફિયાનો પુત્ર જ્યૉર્જ ગાદીએ આવે. સોફિયા ચુસ્ત પ્રૉટેસ્ટન્ટ હતી, અને જર્મનીમાં આવેલા હૅનોવર સંસ્થાનના ઠાકોર જોડે પરણી હતી. જ્યોર્જ પરદેશી હોવા છતાં પ્રૉટેસ્ટન્ટ હોવાથી તેને ગાદી મળી, અને સ્ટુઅર્ટ વંશના કૅથોલિક વંશજનો હંમેશને માટે ગાદી ઉપરનો હક રદ કરવામાં આવ્યો. એન ઇ. સ. ૧૭૧૪ માં મરણ પામી.

**ઇંગ્લેન્ડ અને સ્કૅાટલૅન્ડનું જોડાણ:** એન રાણીના મરણ પૂર્વે ઈંગ્લેન્ડ અને સ્કૅાટલેન્ડ વચ્ચેની જુની તકરારોનું સમાધાન થઈ ગયું હતું, અને બંને દેશની પાર્લમેન્ટ જોડાઈ ગઇ હતી.

જુના વખતમાં આ બે દેશો વચ્ચે સંબંધ સારો ન હતો; પરંતુ સ્કૅાટલેન્ડનો જેમ્સ ૬ઠ્ઠો જેમ્સ ૧લો નામ ધારણ કરી ઇંગ્લેન્ડની ગાદી પર આવ્યો, ત્યારથી બંને દેશ એક રાજાના હાથમાં આવ્યા. પરંતુ એ બંને દેશો વચ્ચે સંબંધ તો બગડેલોજ રહ્યો. બંને દેશને પોતાની સ્વતંત્ર પાર્લમેન્ટ હોવાથી તેમની વચ્ચે વારંવાર ખટરાગ જાગતો. ઇંગ્લેન્ડમાં સ્કૅાટલેન્ડના માલ પર જકાત લેવાતી, અને સ્કૅાટ લોકોને બીજા પરદેશીઓની હારમાં ગણવામાં આવતા હતા; ઇંગ્લેન્ડના વેપારમાં તેમનો હિસ્સો ન હતો. વળી સ્ટુઅર્ટસમયમાં સ્કૅાટલેન્ડના ધર્મમાં જે ડખલગીરી કરવામાં આવતી હતી તે પણ સ્કૅાટ લોકોથી ખમાતી ન હતી; તેઓ ઈંગ્લેન્ડથી જુદા પડી જવા પણ તૈયાર થઈ ગયા હતા. બંને દેશ વચ્ચે કડવાશ તો એટલે સુધી વધી કે ઇ. સ. ૧૭૦૩ માં સ્કૅાટલેન્ડની પાર્લમેન્ટે કાયદો પસાર કરી ઠરાવ્યું, કે એનના મરણ પછી સ્કૅાટલેન્ડની ગાદી ઉપર ઇંગ્લેન્ડના રાજાને આવવા દેવો નહિ. આ સાંભળી

ઇંગ્લેન્ડમાં ક્રોધની લાગણી પ્રકટી નીકળી, અને કદાચ વિગ્રહ પણ ફાટી નીકળે એમ લાગ્યું. પરંતુ બંને દેશમાં ડાહ્યા અને દીર્ઘદૃષ્ટિવાળા દેશહિતેચ્છુઓ હતા, એટલે આખરે ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડ વચ્ચે સંધિ થઈ; તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે સ્કૉટલેન્ડની જુદી પાર્લમેન્ટ બંધ કરી બંને દેશની રાજ્યવ્યવસ્થા એકઠી કરવી; સ્કૉટલેન્ડના ધર્મમાં ઇંગ્લેન્ડે હાથ નાખવો નહિ કે તેના કાયદા ફેરવવા નહિ; વેપારમાં સ્કૉટ લોકોને અંગ્રેજો જેટલાજ હક આપવા. હવેથી બંને દેશો ગ્રેટબ્રિટનના નામે ઓળખાવા લાગ્યા.

---

## ૬. રાજ્યવિસ્તાર.

ટયૂડરસમયમાં ઇંગ્લેન્ડના ડ્રેક, હૉકિન્સ, ફ્રોબિશર અને કેબટ જેવા સાહસિક નાવિકો અને વેપારીઓએ જે સમુદ્રોની સફરો કરી યશ અને ધન મેળવવાના જે પ્રયત્નો કર્યા તે તો પૂર્વે કહેવાઈ ગયા છે. સ્ટુઅર્ટસમયમાં રાજા અને પ્રજા વચ્ચે હકની જબરી જીવ સટોસટની લડાઇ ચાલી, છતાં તેજ સમયમાં ઇંગ્લેન્ડનો દરિયાપારના મુલકોમાં પગપેસારો થવા પામ્યો, અને તેના અર્વાચીન વિશાળ સામ્રાજ્યનો પાયો નંખાયો.

નવા શોધી કઢાએલા અમેરિકા ખંડ જોડે વેપાર વધારવાની જે યૂરોપી રાજ્યોમાં પરસ્પર સ્પર્ધા ચાલી રહી હતી, તેમાં ઇંગ્લેન્ડ પણ હતું. પરંતુ તે મોડું પડયું. સ્પેને આ નવા મળેલા મુલક પર પોતાનો હક કરી બીજી પ્રજાઓને તેમાં પ્રવેશ કરતી અટકાવવા માંડી, તેથી એ પ્રજાઓને વેપારનાં બીજાં ક્ષેત્રો શોધવાની જરૂર પડી.

**હિંદુસ્તાનઃ** ઇ. સ. ૧૬૦૦માં લંડનના કેટલાક વેપારીઓએ એકઠા મળી પૂર્વના દેશો જોડે વેપાર કરવા માટે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ સ્થાપી. પ્રથમ તો તેમણે મસાલાના ટાપુઓ તરફ પ્રવાસ કર્યો, પરંતુ ત્યાં વેપાર કરતા વલંદાઓ જોડે તેમને ખટરાગ થવાથી તેણે હિંદુસ્તાન જોડેજ વેપાર ખીલવવાના પ્રયત્નો કરવા માંડયા. અહીં પણ તેમના હરીફ તો હતાજ. તેમની પૂર્વે આવેલા પોર્ટુગીઝ લોકોએ તેમના કાર્યમાં બને તેટલાં વિઘ્નો નાખ્યાં, પરંતુ આખરે પોર્ટુગીઝ સત્તા નબળી પડી, અને કંપનિએ મદ્રાસ (ઇ. સ.

૧૬૪૧ ), મુંબઈ ( ઇ. સ. ૧૬૬૧ ) અને કલકત્તા ( ઇ. સ. ૧૬૯૧ )માં પોતાની કોઠીઓ નાખી ત્યાં કિલ્લેબંધી કરી.

**આફ્રિકા:** ઇંગ્લેન્ડથી હિંદ આવતાં વહાણોને ખોરાક પૂરો પાડવા માટે, તથા દેશમાં વેપારની સગવડ માટે ગેમ્બિઆ અને કેપ કોસ્ટ કેસલનાં મથકો હાથ કરી ત્યાં પણ કિલ્લા બાંધવામાં આવ્યા. આફ્રિકાનાં હવાપાણી અનુકૂળ આવે તેવાં ન લાગવાથી ત્યાં કાયમી વસવાટ કરવાની ઇચ્છા કોઇને થઈ નહિ.

**અમેરિકા:** આ ઉપરાંત અમેરિકામાં પણ સંસ્થાનો સ્થાપવાની શરૂઆત કરવામાં આવી. પરદેશમાં અંગ્રેજોને લઇ જઈ સંસ્થાનો સ્થાપવાના પ્રયાસો કરવાનું માન સર વૉલ્ટર રેલી અને સર હંફ્રી ગિલ્બર્ટને ઘટે છે. ગિલ્બર્ટે ન્યૂ ફાઉન્ડ લેન્ડ વસાવવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા; તેની સાથે જનારાઓને તો ધનના ઢગલા અને સ્પેનિઅર્ડો જોડે યુદ્ધજ જોઇતાં હતાં, એટલે તેઓ તો શાંત વસવાટ કરેજ શાના ? રેલીનો પણ વર્જિનિઆ સ્થાપવાનો પ્રયાસ નિષ્ફળ ગયો. ત્યાર પછી જેમ્સ ૧લાના ઉત્તેજનથી લંડનના કેટલાક સાહસિક પુરુષોએ જેમ્સટાઉન વસાવ્યું. તેમને આરંભમાં અનેક અગવડો વેઠવી પડી, અને ત્યાંના અસલી વતનીઓ જોડે યુદ્ધ પણ કરવું પડયું.

પછી તો ક્રમે ક્રમે આ પશ્ચિમખંડમાં સંસ્થાનો સ્થાપવાનો ઉત્સાહ વધવા લાગ્યો. જેમ્સ ૧લાએ ધર્મને નામે પ્યૂરિટનો પર જુલમ વર્તાવવા માંડયો, એટલે તેમની એક ટોળીએ પ્રાણ કરતાં પણ ધર્મને પ્રિય ગણી દેશત્યાગ કર્યો અને હોલેન્ડમાં વસવાટ કર્યો.વલંદાઓએ આ પરદેશીઓ પ્રત્યે ઘણી મમતા દર્શાવી, છતાં તેમને તો પોતાનાં બાળકો સ્વજાતિનું અભિમાન ભૂલી જઇ હોલેન્ડને સ્વદેશ માની બેસે એ વાત રુચી નહિ; એથી તેઓ મે ફ્લાવર નામે જહાજમાં અમેરિકા જવા ઉપડયા. અનેક તોફાનો અને અગવડો વેઠીને તેઓએ ઇ. સ. ૧૬૨૦માં અમેરિકામાં પગ મૂકયો. તેઓએ એક સંસ્થાન સ્થાપી તેને પ્લીમથ નામ આપ્યું; આખા પ્રદેશને ન્યૂ ઈંગ્લેન્ડ નામ આપવામાં આવ્યું.

સત્તરમા સૈકાના મધ્ય સુધીમાં ઉત્તર અમેરિકાના કિનારા પર નોવા-સ્કોશિઆથી ફ્લોરિડા સુધી અંગ્રેજ સંસ્થાનોની હાર વસી ગઈ. ધર્મના ત્રાસથી

નાસી આવેલા ભાવિકોએજ આ સંસ્થાનો વસાવ્યાં. તેમાં પ્યૂરિટનો ઉપરાંત કેટલાક રોમન કેથોલિકો પણ હતા. આ સંસ્થાનીઓ કિનારાથી ૭૦ માઈ-




લથી વધારે અંદર ગયા ન હતા; કેમકે તેમના શત્રુ ફ્રેન્ચ લોકોનાં ઉત્તરમાં કેનેડા અને દક્ષિણમાં લુઇઝિઆના નામે બે સંસ્થાનો વસેલાં હતાં. ચાર્લ્સ રજાના સમયમાં ન્યૂ આમસ્ટર્ડેમ નામે સંસ્થાન અંગ્રેજોને મળતાં તેનું નામ બદલી ન્યૂયૉર્ક રાખવામાં આવ્યું. ચાર્લ્સે સંસ્થાનો વસાવવાના કાર્યને પદ્ધતિસર ઉત્તેજન આપવા માંડયું.

આ ઉપરાંત અંગ્રેજો વેસ્ટ ઇન્ડિઝમાં પણ જઈ વસ્યા. ક્રોમ્વેલે સ્પેન પાસેથી જેમેકાનો ટાપુ પડાવી લીધો. સ્પેનના ગાદીવારસાના વિગ્રહમાં અંગ્રેજોને જીબ્રાલ્ટર અને માઇનોર્કા મળતાં ભૂમધ્ય સમુદ્રમાં પણ તેમની આણ વર્તાઈ.

આ સંસ્થાનો એકબીજાથી સ્વતંત્ર હતાં, અને પોતાનો વહીવટ જાતેજ કરી લેતાં હતાં. પાર્લમેન્ટે તેના પર કર નાખવાનો હક રાખ્યો હતો.

ત્યારે ખંડવાર અંગ્રેજોનું રાજ્ય કેટલું?

યૂરોપમાં: જીબ્રાલ્ટર અને માઇનોર્કા.

એશિઆમાં: હિંદુસ્તાનમાં મુંબઇ, મદ્રાસ અને કલકત્તાની કોઠીઓ.

આફ્રિકામાં: ફોર્ટ સેન્ટ જેમ્સ, કેપ કોસ્ટ કેસલ અને સેન્ટ હેલિના.

અમેરિકામાં: ઇશાન કોણનાં સંસ્થાનો અને ન્યૂ ફાઉન્ડ લેન્ડ.
વેસ્ટ ઇન્ડિઝમાં જેમેકા, બર્મ્યુડાસ, બહામા, બેર્બેડોઝ, લીવર્ડ અને વિન્ડવર્ડના ટાપુઓ.

---

## ૭. સત્તરમા સૈકાનું ઇંગ્લેન્ડ.

**ઉદ્યોગ:** સ્ટુઅર્ટસમય દરમિઆન રાજા અને પ્રજા વચ્ચે હકની લડત ચાલતી હતી, છતાં દેશમાં ધીમે ધીમે વેપાર અને સમૃદ્ધિ વધતાં જતાં હતાં. લુઇ ૧૪માએ ધર્મના આંધળા આવેશને વશ થઇને ફ્રાન્સમાંથી જે પ્રોટેસ્ટન્ટોને હાંકી કાઢ્યા, તેમાંના ઘણાખરાને ઇંગ્લેન્ડમાં આવકાર મળ્યો. આ લોકો ઉદ્યોગી અને કારીગીરીમાં કુશળ હોવાથી ફ્રાન્સને તો એકંદરે નુકસાનજ થયું, પરંતુ તેમના આવવાથી ઇંગ્લેન્ડને લાભ થયો. હવેથી ઇંગ્લેન્ડમાં રેશમ, કાચ, કાગળ અને લોખંડની વસ્તુ બનાવવાનો હુન્નર ખીલવા લાગ્યો, એટલે જે વસ્તુઓ ઇંગ્લેન્ડને પૂર્વે યૂરોપથી મંગાવવી પડતી હતી તે હવે દેશમાંજ થવા લાગી. હજુ લોખંડ ગાળવાનો ઉદ્યોગ પગભર થયો ન હતો; અને કોલસાને બદલે લાકડાંનો ઉપયોગ વધારે કરવામાં આવતો હોવાથી દેશમાં મોટાં કારખાનાં ચાલતાં ન હતાં. લૅંકેશાયર અને યોર્કશાયરનાં પરગણાં હજુ જંગલ જેવાંજ હતાં.

સ્ટુઅર્ટસમયમાં અંગ્રેજોનો પરદેશો જોડે વેપાર વધ્યો.

**ખેતીમાં સુધારો:** જો કે હેનરી ૮માના રાજ્ય કરતાં આ સમયમાં ખેતરોમાં કામ કરતા મજુરોની સ્થિતિ સારી હતી, છતાં હજુએ તેમને રોજી તો ટૂંકીજ મળતી; કેમકે તેમને માટે જેવું જોઇએ તેવું કામ ન હતું. પરંતુ ખેતીમાં ધીમે ધીમે સુધારાવધારા દાખલ થતા જતા હતા. યૂરોપની પેઠે ઇંગ્લેન્ડમાં પણ ઢોરની સંખ્યા અને ઓલાદ સુધારવાના પ્રયત્ન કરવામાં આવ્યા.

**રસ્તાઓ:** અનેક સૈકા થયાં ઇંગ્લેન્ડના વ્યવહારના સાધનરૂપ રસ્તાઓ છેક ખરાબ દશામાં હતા. પાકા અને મોટા રોમન રસ્તાઓને ઠેકાણે સાંકડી, ધૂળવાળી, ખાડાવાળી અસ્વચ્છ પગથીઓજ રહી હતી. આ રસ્તાઓમાં ઠેકાણે ઠેકાણે ખાબોચીઆં કે કળણ આવતાં, અને જો ત્યાં ગાડાં ખૂંચી જાય તો પાસેના ખેતરમાંથી ૬–૮ બળદો લાવી તેમને કાઢવાં પડતાં. ગરીબ લોકો ઘેર રહેતા કે પગે મુસાફરી કરતા, અને બીજા પ્રવાસીઓ ઘણું કરીને ઘોડા પર પરગામ જતા. પછી જેમ જેમ લોકોમાં પ્રવાસની જરૂરત અને આકાંક્ષા વધતાં ગયાં, તેમ તેમ સારા રસ્તાઓ અને મુસાફરીનાં સારાં સાધનોની જરૂર ઉત્પન્ન થઈ. ધીમે ધીમે ટપ્પા ગાડીનો પ્રચાર થવા લાગ્યો. આ ભારે અને બેડોળ ગાડીઓમાં ૬–૮ ઘોડાઓ જોડવામાં આવતા, અને તે ઘણી ધીમી ગતિએ ચાલતી. રસ્તામાં ચોર, લૂટારાનો ભય રહેતો.

**પોશાક:** ધર્મ અને વૈરાગ્યની ઉગ્ર વૃત્તિવાળા પ્યૂરિટનોને જીવનના વૈભવ રુચતા ન હતા, એટલે તેમનો પોશાક પણ સાદો રહેતો. ઇલિઝાબેથના જમાનામાં ભપકાદાર રંગબેરંગી વસ્ત્રો પહેરવાનો લોકોમાં જે શોખ થયો હતો, તે તરફ પ્યૂરિટનો પ્રકટ તિરસ્કાર દર્શાવતા. તેઓ કાળાં, સાદાં અને શણગાર કે શોભા વિનાનાં વસ્ત્રો પહેરી ફરતા, ત્યારે દમામદાર, કિંમતી અને વૈભવી વસ્ત્રો પહેરી દરબારીઓ ગાવા બજાવવામાં, નાચરંગમાં કે શરાબબાજીમાં પોતાનો વખત વીતાવતા. પરંતુ રાજ્યક્રાન્તિ પછી વસ્ત્રોમાં સાદાઇ, સ્વચ્છતા અને સુઘડતા હોય તો બસ છે, એવી લાગણી સમાજમાં ઘર કરવા લાગી.

**વિદ્યા:** કુલીન કુટુંબોના બાળકો રાજમહેલમાં રહી રાજસેવક બનવાને બદલે કોઇ મોટી સાર્વજનિક શાળામાં જઈ વિદ્યાભ્યાસ કરવા લાગ્યા; આખું વર્ષ તેઓ શાળાના છાત્રાલયમાં રહેતા, અને માત્ર રજાઓમાં ઘેર જઇ

શકતા. તેઓના અભ્યાસક્રમમાં ગ્રીક કે લેટિન ભાષા મુખ્ય હતી. ગરીબ બાળકો સાધારણ શાળામાં ભણતા. મઠો બંધ થયા પછી સાધુઓ તો શાળા ચલાવતા ન હતા; કોઇ સ્થળે ખાનગી શિક્ષક તો કોઇ સ્થળે રાજ્ય આવી શાળાઓ ચલાવતું. તેમાં શિક્ષણ કરતાં શિક્ષા વધારે મળતી; જરા પણ વાંકને માટે વિદ્યાર્થીઓને નિષ્ઠુર રીતે ફટકાવી કાઢવામાં આવતા. જીવનની સર્વત્ર વ્યાપી રહેલી કઠોરતાનો અનુભવ વિદ્યાર્થીઓને શાળામાં પણ મળી રહેતો.

**સાહિત્ય અને વિજ્ઞાનઃ** અશાંતિના એ કાળમાં સાહિત્યનો પ્રવાહ મંદ પડી ગયો હોવાથી ઇલિઝાબેથના સમય જેવું આ સમયનું સાહિત્ય તેજસ્વી નથી. ઘણાંખરાં પુસ્તકો તો ધાર્મિક વિષય પર લખાતાં હતાં. જેમ્સ ૧લાના સમયમાં બાઇબલનું સર્વમાન્ય ભાષાંતર થયું, સુવિખ્યાત મહાકવિ મિલ્ટન પણ આ સમયમાંજ થયો; તેણે બાઇબલની કથાનો આધાર લઇ માનવીના અધઃપાતની કથા લખી છે. વળી અર્વાચીન વિજ્ઞાનનો આરંભ પણ આ સમયમાંજ થયો. ચાર્લ્સ ૧લાના વૈદ્ય હાર્વીએ રુધિરાભિસરણની ક્રિયાની શોધ કરી. ચાર્લ્સ ૨જાને વિજ્ઞાનમાં રસ પડતો, અને તેણે તેની પ્રગતિ અને વિકાસને અર્થે 'રૉયલ સોસાયટિ' નામે સંસ્થા સ્થાપવામાં અગ્રેસર ભાગ લીધો હતો. સુપ્રસિદ્ધ ગણિતાચાર્ય સર આઇઝેક ન્યૂટન પણ આ યુગમાંજ થઇ ગયો છે.

---

# સ્ટુઅર્ટસમયમાં નીચેની તારીખો યાદ રાખો.

## સ્ટુઅર્ટ વંશ.

### ઇ. સ. ૧૬૦૩—૧૭૧૪.

| | |
|---|---|
| ૧૬૦૩–૧૬૨૫ | જેમ્સ ૧ લો. |
| ૧૬૦૩ | ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડ એક રાજાની સત્તામાં આવ્યાં. |
| ૧૬૦૪–૧૧ | પહેલી પાર્લમેન્ટ. |
| ૧૬૦૭ | વર્જીનિઆ સંસ્થાન સ્થપાયું. |
| ૧૬૨૦ | પ્યૂરિટનોએ ન્યૂ ઇંગ્લેન્ડ સંસ્થાન વસાવ્યું. |
| ૧૬૨૫–૧૬૪૯ | ચાર્લ્સ ૧ લો. |
| ૧૬૨૮ | હકની અરજી. (પિટિશન ઑવ્ રાઈટ) |
| ૧૬૨૯–૪૦ | ચાર્લ્સનું પાર્લમેન્ટ વિના રાજ્ય. |
| ૧૬૩૭ | ચાર્લ્સે વહાણવેરો નાખ્યો. |
| ૧૬૪૦ | લાંબી પાર્લમેન્ટ મળી. સ્ટ્રેફર્ડને મોતની શિક્ષા. |
| ૧૬૪૨–૪૯ | રાજાપ્રજા વચ્ચે યુદ્ધ. |
| ૧૬૪૯ | ચાર્લ્સનો શિરચ્છેદ. |
| ૧૬૪૯–૧૬૬૦ | સૈન્યસત્તાક રાજ્ય. |
| ૧૬૫૦ | ડનબારનું યુદ્ધ. |
| ૧૬૫૧–૫૪ | ડચ લોકો જોડે વિગ્રહ. |
| ૧૬૫૩ | ક્રોમ્વેલ રાજ્યરક્ષક થયો. |
| ૧૬૫૫ | સ્પેન પાસેથી જેમેકા મળ્યું. |
| ૧૬૫૮ | ક્રોમ્વેલનું મરણ. |
| ૧૬૬૦ | બ્રેડાનું જાહેરનામું. રાજસત્તા ફરી સ્થપાઈ. |
| ૧૬૬૦–૧૬૮૫ | ચાર્લ્સ ૨ જો. |
| ૧૬૬૨ | પોર્ટુગલના રાજાએ મુંબઈ ચાર્લ્સને આપ્યું. |
| ૧૬૬૫–૬૭ | ડચ લોકો જોડે બીજો વિગ્રહ. |
| ૧૬૭૩ | કસોટીનો કાયદો. (ટેસ્ટ એક્ટ) |
| ૧૬૭૯ | હેબિઅસ કૉર્પસ કાયદો. |

| | |
|---|---|
| ૧૬૮૫-૧૬૮૮ | જેમ્સ ૨ જો. |
| ૧૬૮૮ | જેમ્સનો રાજ્યત્યાગ. વિલિયમને નિમંત્રણ. |
| ૧૬૮૯ | હકપત્રિકા. [ બિલ ઑવ્ રાઈટ્સ ] |
| ૧૬૮૯-૧૭૦૨ | ધર્મછૂટનો કાયદો; બળવાને લગતો કાયદો; પ્રજાહક્કનો કાયદો. લંડનડરીનો ઘેરો. |
| ૧૬૯૪ | રાણી મેરીનું મરણ. |
| ૧૭૦૧ | વારસાનો કાયદો. જેમ્સ ૨જાનું મરણ. |
| ૧૭૦૨-૧૭૧૪ | એન. |
| ૧૭૦૨-૧૩ | સ્પેનનો ગાદીવારસાનો વિગ્રહ. |
| ૧૭૦૭ | ઇંગ્લેન્ડનું સ્કૉટલેન્ડ સાથે જોડાણ. |
| ૧૭૧૨ | યૂટ્રેક્ટની સંધિ. |



## હેનોવર વંશની વંશાવળી.

**જ્યૉર્જ ૧ લો.**

[ ઇ. સ. ૧૭૧૪—૧૭૨૭ ]

જ્યૉર્જ ૨ જો.

[ ઇ. સ. ૧૭૨૭—૧૭૬૦ ]

ફ્રેડરિક. મૃત્યુઃ (ઇ. સ. ૧૭૫૧)

જ્યૉર્જ ૩ જો.

( ઇ. સ. ૧૭૬૦–૧૮૨૦ )




---

નોંધઃ છેલ્લા મહાન્ વિગ્રહ દરમિઆન **હેનોવર** શબ્દ દૂર કરી ઇંગ્લેન્ડના રાજાએ પોતાને **વિંડસર** વંશના કહેવડાવવાનું શરૂ કર્યું છે.

# હેનોવર વંશ.

## ઇ. સ. ૧૭૧૪ થી અદ્ય પર્યંત.

**સામાન્યઃ** સ્ટુઅર્ટ રાજાઓએ રાજાનો ઈશ્વરી હક સ્થાપવાના અને દેશના કાયદાની પરવા કર્યા વિના રાજ્ય ચલાવવાના ઘણા યત્નો કર્યા, પરંતુ તેમના ક્રમભાગ્યે તે સર્વ અફળ ગયા. જેમ્સ રજાને રાજગાદી છોડી જતા રહેવું પડયું, અને પ્રજાએ પરદેશી વિલિયમને રાજ્ય કરવા નોતર્યો. પ્રજાનો જય થયો. રાજાએ પણ દેશના કાયદાને અને પ્રજાની ઇચ્છાને માન આપીને રાજ્ય કરવું જોઇએ, અને દેશમાં ખરૂં રાજ્ય તો લોકોનુંજ ચાલે છે એ વાત નક્કી થઇ ગઈ. એનની મરણ વખતની ઇચ્છા તો પોતાનો નાનો ભાઈ જેમ્સ ગાદીએ આવે તેવી હતી, પરંતુ તે કેથોલિક હતો, અને તેનામાં હજુ રાજાના ઈશ્વરી હક વિષે તરંગી ખ્યાલો ભરાઇ રહ્યા હતા, એટલે જેમ્સ ૧લાના કુટુંબમાંથી નજીકના પ્રોટેસ્ટન્ટ સગાને ગાદીવારસ તરીકે બોલવવામાં આવ્યો.

## ૧. જ્યૉર્જ ૧ લો.

### ઇ. સ. ૧૭૧૪-૧૭૨૭



જ્યૉર્જ ૧લો.

**ગુણ અને સ્વભાવઃ** એન રાણીના મરણ પછી જેમ્સની દૌહિત્રી અને હેનોવરના રાણાની સ્ત્રી સોફિઆનો પુત્ર જ્યૉર્જ ૫૪ વર્ષની પુખ્ત વયે ગાદીએ આવ્યો. તે ભલા દીલનો, પ્રમાણિક, અને પોતાના કામ પર ધ્યાન આપવાના સ્વભાવવાળો હતો. અંગ્રેજી ભાષા તેને આવડતી ન હતી, અંગ્રેજ પ્રજાનો તેને પરિચય ન હતો, કે અંગ્રેજી રાજ્યબંધારણની તેને સમજણ ન હતી. અંગ્રેજોને તે પ્રિય થાય તેવી એનામાં આવડત પણ ન હતી; માત્ર રોમન

કૅથોલિક સ્ટુઅર્ટ રાજા ગાદીએ આવી ન જાય તેટલા માટે તેને ગાદી આપવામાં આવી હતી. ગાદીએ આવતાં પહેલાં તેણે દેશના કારભારમાં વચ્ચે ન આવવાનું વચન આપ્યું હતું, અને તે તેણે બરાબર પાળ્યું હતું. આથી તેના સમયમાં પાર્લમેન્ટની સત્તા વધી ગઈ.

**પાર્લમેન્ટની વધી પડેલી સત્તા:** આવા અંગ્રેજી ભાષા પણ ન જાણનારા રાજાના વખતમાં પાર્લમેન્ટ અને પ્રધાનોની સત્તા વધી પડે એમાં શું આશ્ચર્ય ? એનના સમય સુધી એવી પદ્ધતિ ચાલી આવતી હતી, કે પ્રધાનોની સભા મળે ત્યારે રાજા પ્રમુખ થાય અને તેમની સલાહ લે. જ્યૉર્જે સભાઓમાં જવાનું બંધ કર્યું, એટલે એક મંત્રીને પ્રમુખ બનાવી તેને મુખ્ય પ્રધાનનું નામ આપવામાં આવ્યું. હવેથી મુખ્ય પ્રધાનનું જોર વધી ગયું. હવેથી રાજાઓનાં કામની મહત્તા રહી નહિ; રાજાઓ કરતાં પ્રધાનોની અગત્ય વધારે થઈ પડી; કેમકે દેશનો ખરો કારભાર ચલાવનાર તે થયા; રાજાઓ તો તેમનાં સોગઠાં જેવા થયા. એન પછી કોઈ રાજા પાર્લમેન્ટે કરવા ધારેલા કાયદાની આડે આવ્યો નથી. આ પ્રમાણે જ્યૉર્જ ૧લાના વખતથી હાલની રાજ્યપદ્ધતિની શરૂઆત થઇ.

હેનોવર વંશના આરંભમાં વ્હીગ પક્ષ જોરમાં હતો; કેમકે તે પક્ષે આ પરદેશી રાજાને ગાદી આપવામાં મદદ કરી હતી; ટોરી પક્ષવાળાઓ જેમ્સ રજાના પુત્રને ગાદી અપાવવા મથતા હોવાથી પ્રજામાં તેઓ અળખામણા થઇ પડયા હતા, એટલે પાર્લમેન્ટમાં તેમનું જોર ઘટી ગયું હતું. રાજા પણ પોતાને ગાદી લાવનાર વ્હીગ પક્ષને સર્વ રાજકારભાર સોંપી પોતાના જર્મન દોસ્તોની સોબતમાં સમય વીતાવતો હતો. વ્હીગ પક્ષના કેટલાક ચતુર આગેવાનોને રાજાએ પ્રધાનપદ ઉપર નીમ્યા, એટલે તેમણે ટોરી પક્ષને નબળો કરવાના ઉપાયો કરવા માંડયા. ઘણા વખત સુધી તેમને કોઈ પણ જાતનો અધિકાર આપવામાં આવ્યો નહિ.

આ પ્રમાણે એકજ પક્ષના અને પાર્લમેન્ટમાં બહુમતી ધરાવનારા પ્રધાનોનું મંડળ એકઠું મળીને રાજ્ય ચલાવે, એ પદ્ધતિ રાજ્યબંધારણમાં કાયમ થઇ ગઇ.

**બંડ:** ઇ. સ. ૧૭૧૫માં જેમ્સના[1] પક્ષકારો—જેકોબાઇટો—એ સ્ટુઅર્ટ રાજાને ગાદીએ આણવાનો પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. ટોરી પક્ષવાળાઓને જેમ્સ ઉપર ખાસ ભાવ ન હતો, પરંતુ કોઇ પણ ઉપાયે વ્હીગ પક્ષ નબળો પડે તો તે ઉપાય અજમાવવા તેઓ તૈયાર હતા. સ્કૉટલેન્ડમાં અલ ઑવ્ માર નામે એક લશ્કરી કુનેહ વિનાના નમાલા અમીરે અને ઇંગ્લેન્ડની ઉત્તર સરહદ પરના કેટલાક ગૃહસ્થોએ બળવાનો ઝુંડો ઉપાડયો. પરંતુ બંડખોરોમાં વ્યવસ્થા ન હતી. તેમનામાં કોઇ જબરો આગેવાન ન હતો અને પ્રજાનો તેમને ટેકો પણ હતો નહિ, તેથી લડાઇ વિના આ બંડ સહેલથી દાબી દેવામા આવ્યું. અનેક બળવાખોરોને મોતની શિક્ષા થઈ, કેટલાકને કેદમાં મોકલવામાં આવ્યા, અને ઠેરઠેર જેકોબાઇટો હડધૂત થવા લાગ્યા. જેમ્સને ફ્રાન્સ નાસી જવું પડયું, અને નવા રાજા પ્રત્યે પ્રજાની ભક્તિ ઉંડી થઇ.

**સપ્તવાર્ષિક કાયદો:** જેમ્સના પક્ષકારોએ ઉડાવેલા બંડથી થએલી અશાંતિનો લાભ લઇ વ્હીગ પક્ષે પોતાને મજબુત કરી લેવાનો લાગ શોધ્યો. ત્રિવાર્ષિક કાયદા પ્રમાણે દર ત્રણ વર્ષે પાર્લમેન્ટની નવી ચુંટણી થવી જોઇએ તે પ્રમાણે ઇ. સ. ૧૭૧૮માં જો ચુંટણી થાય તો ગાદીએ આવેલા નવા વંશના રાજાને તે જોખમભરેલી થાય એમ કહી વ્હીગ પ્રધાનોએ એવો કાયદો કર્યો કે તે વખતે જે ચાલુ હતી તે અને ત્યાર પછીની હરેક પાર્લમેન્ટ સાત વર્ષ સુધી ચાલુ રહે. આ કાયદો છેક ઇ. સ. ૧૯૧૧ સુધી અમલમાં રહ્યો. હાલ પાર્લમેન્ટનું આવરદા પાંચ વર્ષનું કરવામાં આવ્યું છે.

**દક્ષિણ મહાસાગરનો પરપોટો:** ઇ. સ. ૧૭૨૦માં ઇંગ્લેન્ડમાં દક્ષિણ મહાસાગરના પરપોટાની આફત આવી પડી. ઇ. સ. ૧૭૧૧માં સ્પેનિશ સંસ્થાનો જોડે વેપાર કરવા માટે એક મંડળી સ્થપાઇ. આરંભમાં તો તેનો વેપાર સારો ચાલવા લાગ્યો, એટલે તેના વ્યવસ્થાપકોનો લોભ વધ્યો. દક્ષિણ મહાસાગરના ટાપુઓમાં જો તે મંડળીને વેપાર કરવાની રજા

---

૧ આ જેમ્સને 'પ્રીટેન્ડર' કહેવામાં આવે છે. મૂળ ફ્રેંચ શબ્દનો અર્થ તો 'દાવાદાર' થાય છે, પરંતુ અંગ્રેજીમાં એ ફ્રેંચ શબ્દને મળતા આવતા 'પ્રીટેન્ડર' શબ્દનો અર્થ ઢોંગી, વેશધારી એવો થાય છે. સ્ટુઅર્ટોના શત્રુઓ આથી જેમ્સને પ્રીટેન્ડર કહેતા હતા.

મળે તો તેણે વધી પડેલું પ્રજાકીય ઋણ ફેડી આપવાનું કબુલ કર્યું. પાર્લમેન્ટની સંમતિથી પ્રધાનોએ મંડળીએ કરેલી સરતે રજા આપી. રજા મળી, એટલે લોકો એકદમ પૈસાદાર થઈ જવાની આશાએ શેર ખરીદવા લાગ્યા અને સટ્ટા પણ કરવા લાગ્યા. પ્રધાનોએ પણ સટ્ટામાં ભાગ લઇ પોતાનાં ખીસાં ભર્યાં. બીજી પણ અનેક વિચિત્ર યોજનાઓ અને ઉદ્દેશવાળી મંડળીઓ નીકળવા લાગી, એટલે સરકારને લાગ્યું કે લોકો જો શેરમાં નાણાં રોકી દેશે તો દેશની પાયમાલી થવાનો કોઇ દિવસ વખત આવશે; આથી તેણે કેટલીક મંડળીનાં પોકળ ખુલ્લાં કર્યાં અને લોકોની આંખ ઉઘડી. બીજી મંડળીઓની વ્યવસ્થામાં પોકળ હોય તો આ મંડળીમાં પણ કેમ ન હોય ? બધા લોકો શેર વેચવા મંડી પડયા, શેરના ભાવ ઘટી ગયા અને લોકોની પાયમાલીનો પાર રહ્યો નહિ. આખરે સરકારને વચ્ચે પડી મંડળીનું કરજ ચૂકવી આપવું પડ્યું.

**વૉલ્પોલ:** આવા દેશની દુર્દશાના કટોકટીના મામલામાં સર રૉબર્ટ વૉલ્પોલ નામે એક પ્રસિદ્ધ રાજદ્વારી પુરુષ લોકની જાણમાં આવ્યો. તે સાધારણ જમીનદાર હોવા છતાં નાણાંના વહીવટ સંબંધે ઉંડી સમજ ધરાવતો હતો. તે પ્રથમથીજ આ મંડળીની યોજનાની વિરુદ્ધ પડયો હતો, એટલે આ સંકટમાંથી કંઈક રસ્તો કાઢે એવી આશાએ જ્યૉર્જે તેને મુખ્ય પ્રધાન બનાવ્યો. તેણે મંડળીના વ્યવસ્થાપકોની માલમતા હરરાજ કરી નાખી અને બાકી રહી તે નુકસાની ઇસ્ટ ઇન્ડિઆ કંપનિ અને ઇંગ્લેન્ડની બેન્ક વચ્ચે વહેંચી નાખી; છતાં લોકોની સ્થિતિ પૂરેપૂરી તો સુધરી કહેવાય નહિ. વૉલ્પોલ એકવીસ વર્ષ સુધી પ્રધાનપદે રહ્યો, તે દરમિઆન દેશની આર્થિક સ્થિતિ સુધારવાની એકસરખી નીતિ તેણે સ્વીકારી હતી.

---

## ૨. જ્યોર્જ ૨જો.

### ઈ. સ. ૧૭૨૭-૧૭૬૦

**જ્યૉર્જ ૨ જો:** ઇ. સ. ૧૭૨૭માં જ્યૉર્જ ૧લો હૅનોવર ગયો હતો, ત્યાં ઓચિન્તો મરણ પામવાથી તેનો પાટવી કુંવર જ્યૉર્જ ૨જો ગાદીએ આવ્યો. તે ભલા સ્વભાવનો હતો. તે યુદ્ધનો શોખીન અને જાતે લડવાની

આવડતવાળો હતો. પિતાપુત્રને પહેલેથીજ અણબનાવ હોવાથી તે પોતાના પિતાથી ઉલટે પગલેજ ચાલવાનો નિશ્ચય કરીને ગાદીએ આવ્યો હતો. તે સાધારણ અંગ્રેજી બોલી જાણતો હતો; પરંતુ અંતરથી તેને ઇંગ્લેન્ડ પર પ્રીતિ ન હતી; તેણે પણ પિતાની પેઠે રાજ્યવહીવટમાં બહુ હાથ નાખ્યો નહિ.

જ્યૉર્જ રજાને વૉલ્પોલ તરફ અણગમો હતો; પરંતુ તેની રૂપાળી અને સુશીલ રાણી કેરોલાઇનના આગ્રહથી તેણે વૉલ્પોલનેજ પ્રધાનપદે કાયમ રાખ્યો.

**વૉલ્પોલની રાજનીતિ:** સર રૉબર્ટ વૉલ્પોલ એક સાધારણ જમીન-દારનો પુત્ર હતો; તેને બહુ વાંચતાં લખતાં આવડતું ન હતું; છતાં તે પોતાના ઉદ્યમ, આવડત, વ્યવહારકુશળતા, માણસની પરીક્ષા કરવાની શક્તિ અને નાણાંવહીવટની ઉંડી સમજણથી આગળ આવ્યો, અને એક પછી એક અધિકાર ઉપર ચડતો ગયો. એનના વખતમાં વિશ્વાસઘાતના વાંક માટે એક વાર તેને બંદીખાને પણ નાખવામાં આવ્યો હતો. તે વ્હીગ પક્ષનો હતો, અને દક્ષિણ મહાસાગરના પરપોટાની દેશ ઉપર આફત આવી પડી, ત્યારે જ્યૉર્જ ૧લાએ તેને મુખ્ય પ્રધાન બનાવ્યો હતો. યોગ્ય કરકસર અને વહીવટથી તેણે દેશની નાણાં સંબંધી સ્થિતિ પાછી સદ્ધર બનાવી હતી.

પરદેશો જોડે સલાહસંપ રાખી દેશની આબાદી વધારવી એ વૉલ્પોલની રાજનીતિ હતી. તે કહેતો કે પ્રજાની આબાદીમાં જો કંઈ પણ વધારે નુકસાન કર-નાર હોય તો તે યુદ્ધ છે. તે ચાલે છે ત્યારે તો નુકસાન થાય છે, બંધ પડે છે ત્યારે કંઇ ખાસ લાભ મળતો નથી, અને પૂરૂં થાય છે ત્યારે લોકો ઉપરનાં દુઃખો વધી પડે છે. તેણે માલની આયાત નિકાસ પરના કર ઓછા કર્યા, વેપારને ઉત્તેજન આપ્યું, ને સંસ્થાનોને યૂરોપના બીજા દેશો જોડે સીધો વેપાર કરવાની રજા આપી. આ ઉપરાંત તેણે દેશમાં થતી દાણચોરી અટકાવી, અને આવક વધારવાના હેતુથી કર લેવાની પદ્ધતિમાં સુધારો કરવાના કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં આણ્યો, (ઇ. સ. ૧૭૩૩). તેની યોજના એવી હતી કે માલની આયાત થાય ત્યારે બંદર ઉપર જકાત લેવાને બદલે માલ કાર-ખાનામાં પહોંચે અને તૈયાર થાય, ત્યાર પછી તેના પર જકાત લેવાનું ધોરણ રાખવું. આથી દાણચોરી અટકવાનો અને વેપાર વધવાનો સંભવ

હતો; પણ પાર્લમેન્ટમાં આ ખરડાનો એટલો બધો વિરોધ થયો કે વૉલ્પોલે તે પાછો ખેંચી લીધો.

આવા મહાન્ પુરુષમાં બે મોટા દોષ હતા. તે સત્તાનો એટલો બધો લોભી હતો કે બુદ્ધિશાળી માણસોને તે હંમેશાં દૂરને દૂરજ રાખતો, અને તેમને રાજ્યવહીવટમાં ભાગ લેવાની તક આપતો નહિ; તેથી પુલ્ટની અને કાર્ટરેટ જેવા બુદ્ધિમાન્ વ્હીગ અગ્રેસરો તેના વિરુદ્ધ પક્ષમાં ગયા. તેના વિરોધીઓએ વિલિયમ પિટ નામે એક ઘણા સમર્થ અને બુદ્ધિશાળી આગેવાનની સરદારી નીચે પાર્લમેન્ટમાં એક પક્ષ ઉભો કર્યો, અને દરેક વાતમાં વૉલ્પોલની સામે પડવા માંડ્યું. પરંતુ તેમનું કંઇ ચાલતું નહિ; કેમકે વૉલ્પોલ લાંચરૂશ્વતનો છૂટથી ઉપયોગ કરી પાર્લમેન્ટના સભ્યોને રીઝવી લેતો, અને પોતાના પક્ષમાં મેળવી લેતો. સપ્તવાર્ષિક કાયદા પ્રમાણે એક સભ્ય પોતાની ચુંટણી થયા પછી સાત વર્ષ સુધી પાર્લમેન્ટમાં રહી શકતો, એટલે તેટલો વખત તેને પ્રજાની દરકાર રહેતી નહિ. વૉલ્પોલ માનઅકરામ, ભેટ, નજરાણાં, સનદ, અને રોકડ નાણું આપી સભ્યોને પોતાના પક્ષમાં મેળવી લેતો, અને એમ કરવામાં પોતે કશું ખોટું કરે છે એમ માનતો નહિ.

રાણીના આશરા નીચે રહી તેણે પોતાની સામે પાર્લમેન્ટમાં વિરોધ હોવા છતાં ઈંગ્લેન્ડને યૂરોપની રાજદ્વારી ખટપટોથી અલગ રાખ્યું, અને તેને શ્રીમંત બનાવ્યું. તેના ૨૧ વર્ષના અમલમાં મોટાં યુદ્ધો થયાં નથી કે મોટી જીત મળી નથી, પણ તેની શાંતિમય નીતિને પરિણામે નવો રાજવંશ સ્થિર થયો, પાર્લમેન્ટની સત્તા વધારે મજબુત બની, અને દેશનો વેપાર વધ્યો.

**સ્પેન જોડે યુદ્ધઃ** ઇ. સ. ૧૭૩૭ માં રાણીના મરણથી વૉલ્પોલે એક જબરો મિત્ર ખોયો. હવે તેના વિરોધીઓ જોર કરવા લાગ્યા. ઇ. સ. ૧૭૩૯ માં સ્પેન જોડે વેપારી બાબતમાં નકામી તકરાર થતાં વૉલ્પોલને પોતાની ઇચ્છા વિરુદ્ધ લડાઈ જાહેર કરવી પડી. અંગ્રેજ સૈન્ય અને કાફલાએ કંઈ જાણવા જેવું પરાક્રમ કરી બતાવ્યું નહિ.

લડાઈનું તો કંઇ પરિણામ આવ્યું નહિ, અને તેજ વખતે યૂરોપમાં ફાટી નીકળેલા એક જબરા વિગ્રહમાં તે વીસરાઈ પણ ગઇ, પણ વૉલ્પો-

ક્ષના વિરોધીઓને વૉલ્પોલનો વાંક કાઢવાનો લાગ મળ્યો. ઘણા દિવસ સુધી જીવની પેઠે જાળવી રાખેલી સત્તા છોડી વૉલ્પોલને રાજીનામું આપવાનો વખત આવ્યો (ઇ. સ. ૧૭૪૨), અને અર્લ ઑવ્ ઑક્સફર્ડ તરીકે ઉમરાવનો દરજ્જો સ્વીકારી આમની સભામાંથી વિદાય લેવી પડી. બીજાં વ્હીગ પ્રધાનમંડળો આવ્યાં, તેમને દેશપરદેશમાં જાગી ઉઠેલાં યુદ્ધો તરફ ધ્યાન આપવાની જરૂર પડી.

**ઑસ્ટ્રિઆના ગાદીવારસાનો વિગ્રહઃ** ઇ. સ. ૧૭૪૦ માં ઑસ્ટ્રિઆનો શહેનશાહ અપુત્ર મરણ પામ્યો, અને પોતાનું વિશાળ સામ્રાજ્ય મેરિઆ થેરિસા નામે પુત્રીને સોંપતો ગયો. મેરિઆ ગાદીએ આવે તે બાબતમાં યૂરોપનાં મુખ્ય રાજ્યોએ સંમતિ આપી હતી; છતાં જ્યારે તે ખરેખર ગાદીએ આવી, ત્યારે અનેક રાજાઓની દાઢ સળકી. જર્મનીમાં આવેલા તે વખતે નવા ઉદય પામતા પ્રુશિઆના રાજા ફ્રેડરિકે મેરિઆના રાજ્યમાંથી સાઇલિશિઆનો ફળવંત પ્રાંત પડાવી લીધો, એટલે આખા યૂરોપમાં એક મહાન્ વિગ્રહ ફાટી નીકળ્યો. ફ્રાન્સે પ્રુશિઆનો પક્ષ લીધો, અને સ્પેન ફ્રાન્સ જોડે ભળ્યું. ઈંગ્લૅન્ડે મેરિઆને ગાદીએ આવવા દેવાની સંમતિ આપી હતી. તે ઉપરાંત પ્રુશિઆનો ફ્રેડરિક બહુ બળવાન્ થઇ પડે, તો હેનોવર તેની પડોશમાં આવેલું હોવાથી તેના ઉપર પણ તેનો ડોળો પડે, એ ભયથી તે ઑસ્ટ્રિઆના પક્ષમાં રહ્યું. આ પ્રમાણે ઑસ્ટ્રિઆ, હૉલૅન્ડ અને ઈંગ્લૅન્ડના બનેલા એક પક્ષ, અને ફ્રાન્સ, સ્પેન અને પ્રુશિઆનાં રાજ્યોના બનેલા બીજા પક્ષ વચ્ચે વિગ્રહ ચાલ્યો.

યુદ્ધનો રસીઓ જ્યૉર્જ પોતે રણે ચડયો, અને ઇ. સ. ૧૭૪૩ માં બેવેરિઆમાં આવેલા ડેટિંજનના યુદ્ધમાં તેની સરદારી નીચે અંગ્રેજોએ ફ્રેન્ચ લશ્કરને હરાવ્યું; પરંતુ ફ્રેંચોએ ઇ. સ. ૧૭૪૫ માં ફોન્ટેનૉયના યુદ્ધમાં અંગ્રેજોને સખત હાર ખવરાવી પોતે ખાધેલી હારનું વેર લીધું.

વિગ્રહ તો ઇ. સ. ૧૭૪૮ સુધી ચાલ્યા કર્યો, પરંતુ ઇ. સ. ૧૭૪૫ માં થએલા જૅકોબાઈટ બંડને લીધે ઈંગ્લૅન્ડ તેમાં ભાગ લઈ શક્યું નહિ. ઇ. સ. ૧૭૪૮ માં એ-લા-શાપેલની સંધિથી ફ્રેડરિકને સાઇલિશિઆ પ્રાંત રાખવામાં દેવામાં આવ્યો, મેરિઆનો ઑસ્ટ્રિઆની ગાદી ઉપરના હકનો

સ્વીકાર કરવામાં આવ્યો, અને જ્યોર્જ રાજાને ઈંગ્લેન્ડની ગાદીનો ખરો હકદાર રાજા ગણવામાં આવ્યો. આ ઉપરાંત યુદ્ધમાં જીતેલા મુલકો પાછા સોંપી દેવાનું પણ નક્કી થયું.

**૧૭૪૫નું બંડ:** ઇંગ્લેન્ડ જ્યારે ઑસ્ટ્રિઆના વિગ્રહમાં પડેલું હતું, ત્યારે જેકોબાઇટોએ સ્ટુઅર્ટ રાજાને ગાદીએ બેસાડવાનો એક વધારે પ્રયત્ન કરી જોવાની પેરવી કરી. જેમ્સ પ્રીટેંડરનો પુત્ર ચાર્લ્સ જે નાના પ્રીટેંડરને નામે ઓળખાતો હતો, તે ધીર, બહાદુર, બોલવા ચાલવાની મનોહર ઢબ-વાળો, દેખાવડો રાજકુમાર હતો. ફ્રાન્સે તેને મદદ આપવાનું વચન આપ્યું, પરંતુ ત્યાંથી તેને કશી મદદ મળી શકી નહિ, એટલે તે એકલો આપબળ ઉપર આધાર રાખી સ્કૉટલેન્ડમાં છુપી રીતે ઉતર્યો. કેટલાક જેકોબાઇટ અને ટોરી હાઇલેન્ડરો તેને આવી મળ્યા. એડિનબરો પાસે આવેલા પ્રેસ્ટનપાન્સ પાસે અંગ્રેજી લશ્કરને હરાવી ચાર્લ્સ અને તેના મળતીઆઓ એડિનબરો ગયા, અને ત્યાં તેમણે થોડા દિવસ મોજમઝામાં ગાળ્યા. પછી ત્યાંથી ચાર્લ્સ લંડન સર કરવાની આશાએ ચાલ્યો, પરંતુ અંગ્રેજ લોકોએ તેને સહાય કરી નહિ. વૉલ્પોલના વહીવટમાં તેમણે શાંતિ અને સમૃદ્ધિની કિંમત પિછાણી હતી, અને નવા પરદેશી રાજાઓથી હવે તેઓ ટેવાઈ ગયા હતા, એટલે સ્ટુઅર્ટ અને રોમન કેથોલિક રાજાને તેઓ ગાદીએ આવેલો જોવા ખુશી ન હતા. હાઇ-લેન્ડરો પણ લાંબી મુસાફરીથી કંટાળી ગયા હતા, અને તેમનામાં હવે જુસ્સો રહ્યો ન હતો. આગળ જવાની ચાર્લ્સની હિંમત રહી નહિ, અને તે ડર્બીથી નિરાશા ભરેલે હૃદયે પાછો ફર્યો. અંગ્રેજી લશ્કરે તેની પુંઠ પકડી. સ્કૉટલેન્ડની ઉત્તરે આવેલા ઇનવર્નેસ પરગણામાં આવેલા કલોડનના યુદ્ધમાં રાજાના બીજા પુત્ર ડયૂક ઑવ્ કમ્બરલેન્ડની સરદારી નીચે અંગ્રેજી સૈન્યે ચાર્લ્સને છેલ્લી અને સજ્જડ હાર ખવરાવી, (૧૭૪૫). ચાર્લ્સ છુપે વેશે પાંચ માસ સુધી ભટકયો, અને આખરે અનેક સંકટો વેઠયા પછી ફ્રાન્સ નાસી ગયો. સ્ટુઅર્ટ વંશનો ઈંગ્લેન્ડની ગાદી મેળવવાનો આ છેલ્લો પ્રયત્ન હતો, પણ તે અફળ ગયો. પાછળથી ચાર્લ્સ દારૂની લતમાં પડયો, અને ઇ. સ. ૧૭૮૮ માં રોમમાં બેઆબરૂભરેલી રીતે મરણ પામ્યો.

ચાર્લ્સનો પક્ષ લેનારા હાઇલેન્ડરો ઉપર જુલમનો વરસાદ વરસ્યો.

તેમના સરદારોની સત્તા ખુંચવી લેવામાં આવી, તેમને પોતાનો પોશાક પહેરવાની મના કરવામાં આવી, તેમનાં હથિયાર પડાવી લેવામાં આવ્યાં, અને તેમના કિલ્લાઓ તોડી ત્યાં ખુલ્લા રસ્તાઓ બનાવવામાં આવ્યા.

**હિંદુસ્તાનમાં વિગ્રહના પડઘા:** ઑસ્ટ્રિઆના ગાદીવારસાના વિગ્રહની અસર છેક હિંદુસ્તાનનાં ફ્રેન્ચ અને અંગ્રેજ વેપારી મથકો સુધી પહોંચી. તે તેખતે હિંદુસ્તાનમાં દુપ્લે નામે ફ્રેન્ચ સુબો હતો, તે હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢી ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાના કોડ કરી રહ્યો હતો. આ વિગ્રહનો લાભ લઈ તેણે મદ્રાસ ઉપર ચડાઈ કરી અને તે તાબે કર્યું, (૧૭૪૬). એ-લા-શાપેલની સંધિથી મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું. બંને દેશો વચ્ચે યૂરોપમાં સલાહ હોવા છતાં દુપ્લેએ હિંદુસ્તાનમાં તો શત્રુવટ જારી રાખી, અને આર્કટના નવાબ થવામાં ચંદાસાહેબને મદદ કરી. પરંતુ ફ્રાન્સના રાજાને દુપ્લેની આ રીત પસંદ ન પડવાથી તેણે તેને પાછો બોલાવી લીધો. દુપ્લે બિચારો પાયમાલ થઇ જઇ ગરીબ હાલતમાં મરણ પામ્યો, તો પણ કોઇએ તેની દરકાર કરી નહિ. હિંદુસ્તાનનાં યુદ્ધોનું પરિણામ એ આવ્યું, કે કોરોમંડલ કિનારા પર અંગ્રેજોની સત્તા મજબુત થઇ.

**અમેરિકામાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે સંબંધ:** ઉત્તર અમેરિકાના પૂર્વ કિનારા ઉપર અંગ્રેજો સંસ્થાનો સ્થાપી વસ્યા હતા એ તો પૂર્વે કહેવાઇ ગયું છે. આ બધાં સંસ્થાનો સમુદ્રકિનારા ઉપર આવેલાં હતાં, અને અંદર તેમની હદ ચોક્કસ થઈ ન હતી. સ્ટુઅર્ટ રાજાઓના સમયથીજ ફ્રેન્ચ લોકો કેનેડામાં વસવાટ કરવા લાગ્યા હતા. છેક દક્ષિણમાં મિસિસિપીના મુખ પાસે તેઓએ લુઇઝિઆના નામે એક સંસ્થાન સ્થાપ્યું, અને ત્યાર પછી મિસિસિપી અને ઓહિઓ નદીઓની ફળદ્રુપ ખીણમાં તેમણે વસવાનું શરૂ કર્યું; આ સર્વ પ્રદેશ ઉપર પોતાનો હક સાબીત કરવા તેમણે કેનેડા અને લુઇઝિઆના વચ્ચે કિલ્લેબંધી કરવા માંડી. આ પ્રમાણે થાય તો અંગ્રેજ સંસ્થાનીઓને માત્ર સાંકડા ચીચરવટામાંજ ભરાઈ રહેવું પડે, એમ ધારી તેઓએ યૂરોપમાં ચાલતા વિગ્રહની તક લઈ ફ્રેન્ચ થાણાંઓ અને કિલ્લા પર હલ્લા કર્યા. આ બે પ્રજાઓ વચ્ચે વેપારને નિમિત્તે વેર ઉંડાં રોપાતાં જતાં હતાં; બંને પ્રજાઓએ જોઇ લીધું કે વહેલું કે મોડું યુદ્ધ

કર્યા વિના છૂટકો થનાર નથી, અને યુદ્ધ ક્યારે થશે તે કહી શકાય તેમ નથી, તેથી બંને પક્ષ વેપારમાં સર્વોપરિ કોણ રહે એ પ્રશ્નનો નિકાલ આણવા માટે યુદ્ધની તૈયારી રાખી બેઠા હતા. યુદ્ધનો પ્રસંગ તરતજ મળ્યો.

**સાતવરસી વિગ્રહ:** એ–લા–શાપેલની સંધિ તો થઇ, પરંતુ તેથી યૂરોપનાં થોડાંજ રાજ્યોને સંતોષ થયો હતો. મેરિઆને પોતાનો ગએલો સાઇલિશિઆ પ્રાંત પાછો જોઇતો હતો; ફ્રાન્સ અને રશિઆથી પ્રુશિઆના ફ્રેડરિકની વધતી જતી સત્તા ખમાતી ન હોવાથી જુનાં વેર વીસરીને તેઓ મેરિઆને મદદ કરવા તૈયાર હતાં. ફ્રાન્સે ઑસ્ટ્રિઆનો પક્ષ લીધો ત્યારે ઇંગ્લેન્ડે પ્રુશિઆ જોડે સંધિ કરી હતી તેથી, તથા જ્યારે ત્યારે ફ્રાન્સ જોડે લડાઇમાં ઉતરવું પડે એમ છે એમ જોઈ લીધું હતું, તેથી આ વિગ્રહમાં તેણે પ્રુશિઆનો પક્ષ કર્યો. આ પ્રમાણે ઑસ્ટ્રિઆના ગાદીવારસાના વિગ્રહ વખતનાં મિત્રો ઇંગ્લેન્ડ અને ઑસ્ટ્રિઆ, અને ફ્રાન્સ અને પ્રુશિઆ તે આ નવા વિગ્રહમાં એકમેકનાં શત્રુ થઈ બેઠાં: અને ઇંગ્લેન્ડ અને પ્રુશિઆની સામે ફ્રાન્સ, રશિઆ અને ઑસ્ટ્રિઆનો પક્ષ રચાયો.

આ વિગ્રહ ૧૭૫૬ થી ૧૭૬૩ સુધી ચાલ્યો, અને જ્યાં જ્યાં ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો એકઠા થયા ત્યાં ત્યાં એટલે યૂરોપ, અમેરિકા અને હિંદુસ્તાનમાં એક સાથે ચાલવા લાગ્યો.

વિગ્રહનો આરંભ તો અંગ્રેજોને મગરૂર થવા જેવો ન હતો. ડ્યૂક ઑવ્ ન્યૂકેસલ નામે મુખ્ય પ્રધાનમાં આવો મહાન્ વિગ્રહ ચલાવવાની તાકાત કે આવડત ન હતી. યૂટ્રેક્ટની સંધિથી અંગ્રેજોના કાબુમાં આવેલા ભૂમધ્ય સમુદ્રના મુખ્ય લશ્કરી મથક માઇનોર્કાના ટાપુને ફ્રેન્ચોએ ઘેરો ઘાલ્યો, તે ઉઠાડવા માટે ઇંગ્લેન્ડથી એક જેવો તેવો કાફલો મોકલવામાં આવ્યો. ફ્રેન્ચ બળ પાસે તેનું કશું ચાલ્યું નહિ, અને માઇનોર્કા અંગ્રેજોના હાથમાંથી ગયું, (૧૭૫૬). અમેરિકામાં પણ ફ્રેન્ચોએ નાની નાની જીતો મેળવી: હિંદુસ્તાનમાંએ બંગાળાના નવાબ સિરાજ—ઉદ્—દૌલાએ કલકત્તા ઉપર ચડાઇ કરી અંગ્રેજોના હાથમાંથી તે પડાવી લીધું. લોકલાગણી ખૂબ ઉશ્કેરાઇ ગઈ, અને અન્તે પ્રજામતને માન આપીને ન્યૂકેસલને રાજીનામું આપવાની ફરજ પડી. આવા વિકટ પ્રસંગે દેશને તારે એવા માણસની પ્રજાને જરૂર હતી.

**પ્રતાપી પિટઃ** તે વખતે આવો મહાન્ રાજદ્વારી નર વિલિયમ પિટ નામે હતો. તે પાર્લમેન્ટમાં દાખલ થતાંજ વૉલ્પોલના વિરોધી પક્ષમાં ભળ્યો, અને પોતાનાં જુસ્સાદાર, છટાદાર અને દેશાભિમાનથી ભરેલાં ભાષણોથી જાહેરમાં આગળ આવ્યો. યૂરોપના મામલાઓમાં નાણાં વેડફી નાખવા બાબત પિટનાં પાર્લમેન્ટમાં કરેલાં ભાષણોથી જ્યોર્જ તેના પર કોપ્યો હતો, પરંતુ આવા કટોકટીના મામલામાં તેના જેવો સમર્થ રાજદ્વારી બીજો કોઈ ન હતો, એટલે ડ્યૂક ઑવ્ ન્યૂકેસલ ફરીથી નામનો પ્રધાન બન્યો, અને પિટે યુદ્ધખાતું સંભાળ્યું. તેનો આત્મવિશ્વાસ અજબ હતો. તે તો છ્ચોક કહેતો કે "હું જાણું છું કે હુંજ દેશને તારીશ; બીજા કોઈથી એ બને તેમ નથી." તે પ્રધાન થવાથી બધી બાજીનો રંગજ બદલાઈ ગયો. વૉલ્પોલ જેમ નાણાખાતાનો મહાન્ પ્રધાન હતો, તેમ પિટ યુદ્ધખાતાનો મહાન્ પ્રધાન હતો. તેણે જુના નમાલા સેનાપતિઓને બદલે ચુનંદા, તાલીમ પામેલા, અને હોંસીલા સરદારો નીમી તેમના હાથ નીચે ટુકડીઓ કે કાફલા મૂકયા.



વિલિયમ પિટ.

તેણે આ વિગ્રહમાં પોતાને ચાલવાનું ધોરણ પણ નક્કી કરી રાખ્યું. તેણે જોઇ લીધું કે ઇંગ્લેન્ડ માટે ખરો વિગ્રહ તો અમેરિકામાંજ છે; યૂરોપના યુદ્ધમાં તેનો બહુ સ્વાર્થ નથી. માત્ર ફ્રેન્ચ લશ્કર યૂરોપમાંથી અમેરિકા મદદ પહોંચાડી શકે નહિ, તેટલો બંદોબસ્ત કરવાની જરૂર છે. ફ્રેન્ચોને અમેરિકામાં સહાય આપતા અટકાવવા માટે તેણે નૌકાસૈન્યનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું. તેણે સૈન્યનો મોટો ભાગ અમેરિકા મોકલી દીધો;

માત્ર થોડું લશ્કર ફ્રેડરિકની મદદ માટે જર્મની ગયું, અને તે ફ્રેડરિકના એક ઘણા હોશિયાર સેનાપતિના હાથ તળે મૂકવામાં આવ્યું.

જર્મનીને નાણાં આપવાની વિરુદ્ધ પડનાર પિટે પોતે ફ્રેડરિકને યૂરોપમાં યુદ્ધ ચલાવવા માટે નાણાંની જબરી મદદ કરવા માંડી. ફ્રેડરિક કુશળ સેનાપતિ હતો, ને તેની પાસે લશ્કર પણ કસાએલું હતું, એટલે તેને નાણાંની મદદ મળતાં તેણે ઉપરાઉપરી વિજય મેળવી પોતાનું પરાક્રમ બતાવવા માંડયું.




ઇ. સ. ૧૭૫૯માં અંગ્રેજ સૈન્યે મિંડનના યુદ્ધમાં ફ્રેન્ચ સૈન્યને જબરી હાર ખવરાવી. આ ઉપરાંત તેજ વર્ષમાં ભૂમધ્ય સમુદ્રમાં ફરતા ફ્રેન્ચ કાફલાનો લેગોસની ભૂશિર પાસે, અને આટલાંટિક મહાસાગરમાં ફરતા ફ્રેન્ચ કાફલાનો કિવબરોન બેના યુદ્ધમાં અંગ્રેજોએ ઘાણ વાળી નાખ્યો. ફ્રાન્સનું નૌકાબળ તૂટી ગયું, અને અમેરિકામાં મદદ પહોંચાડવાનું કાર્ય અશક્ય થઇ પડયું. સંસ્થાનોનું ભાગ્ય હવે લગભગ નક્કી થઇ ગયું.

**કિવબેકની જીતઃ** પિટની કાબેલ રાજનીતિને પરિણામે અમેરિકામાં

પણ અંગ્રેજોના જયના ડંકા વાગતા હતા; સંસ્થાની લશ્કરે જય મેળવી કેનેડા અને લુઇઝિઆના વચ્ચેનો એક અગત્યનો કિલ્લો હાથ કરી એ બંને સંસ્થાનોને અલગ કરી નાખ્યાં. જીતાએલા કિલ્લાનું ફ્રેન્ચ નામ બદલી પિટના સ્મરણમાં તેનું નામ પિટસબર્ગ પાડવામાં આવ્યું.




સાતવરસી વિગ્રહમાં અમેરિકાનાં યુદ્ધ.

પરંતુ પિટની યુદ્ધનીતિની સર્વથી મોટી જીત તો કેનેડા ફ્રેન્ચોના હાથમાંથી અંગ્રેજો પાસે આવ્યું એ હતી. પિટની ચાલાક આંખે જેમ્સ વુલ્ફ નામે એક તરુણ અને કાબેલ સેનાપતિને શોધી કાઢયો હતો, અને તેને અમેરિકાનાં સૈન્યની સરદારી સોંપવામાં આવી હતી. અબ્રાહામની ઉંચી ટેકરી ઉપર આવેલી કેનેડાની રાજધાની કિવબેક પર તેણે ચઢાઈ કરી

ઓચિન્તો છાપો મારી જીતી લીધું, અને ફ્રેન્ચ સત્તાનો અંત આણ્યો, (૧૭૫૯). ફ્રેન્ચ સેનાપતિ મોન્ટકામ અને અંગ્રેજ સેનાપતિ વુલ્ફ બંને આ યુદ્ધમાં મરાયા. બીજે વર્ષે કેનેડા પૂરેપૂરો જીતી લેવામાં આવ્યો.

**હિંદુસ્તાનમાં અંગ્રેજોનો જય:** ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાના નવાબે કલકત્તા અંગ્રેજો પાસેથી પડાવી લીધું, પરંતુ બીજેજ વર્ષે રૉબર્ટ ક્લાઇવની સરદારી નીચે અંગ્રેજોએ પ્લાસીના યુદ્ધમાં નવાબને હરાવ્યો. નવાબ જીવ બચાવવા રણક્ષેત્રમાંથી નાઠો, અને હિંદુસ્તાનમાં અંગ્રેજ સત્તા સ્થાપન થઈ. મદ્રાસ ઉપર ફ્રેન્ચ સુબા લાલીએ ચડાઈ કરી, પરંતુ સર આયર કૂટ ત્યાં વેળાસર જઈ પહોંચ્યો. તેણે વાંદિવાશના નામીચા યુદ્ધમાં ફ્રેન્ચોને હરાવી પોંડીચરીમાં પાછા કાઢયા, (૧૭૬૦). આ પ્રમાણે દક્ષિણ હિંદુસ્તાનમાં ડગમગી ગએલી ફ્રેન્ચ સત્તાનો નાશ થયો અને ફ્રેન્ચ લોકોની પ્રતિષ્ઠા તૂટી ગઈ.

**રાજાનું મરણ:** સાત વર્ષનો વિગ્રહ ચાલતો હતો તે દરમિઆન રાજા ૭૭ વર્ષની પાકટ વયે મરણ પામ્યો, અને તેના પછી તેનો પૌત્ર જ્યૉર્જ ૩જો નામ ધારણ કરી ગાદીએ આવ્યો: કેમકે તેનો નાલાયક પાટવી કુંવર ફ્રેડરિક તેની પોતાની હયાતીમાંજ મરણ પામ્યો હતો.

**પંચાંગમાં સુધારો:** જ્યૉર્જ રજાના સમયમાં ઇંગ્લેન્ડના પંચાંગમાં સુધારો થયો તે જાણવા જેવો છે. પૃથ્વી સૂર્યની આસપાસ ૩૬૫ દિવસ ઉપરાંત થોડા કલાક ફરી રહીને પાછી અસલને ઠેકાણે આવે છે. વર્ષ તો ૩૬૫ દિવસનુંજ ગણાય, એટલે જે થોડા કલાકની દર વર્ષે ભૂલ આવી તે દર ચાર વર્ષે એક દિવસ વધારાનો ગણી સુધારવામાં આવે છે, છતાં પણ એ ભૂલ પૂરેપૂરી સુધરતી નથી, અને થોડો તફાવત રહી જાય છે. ઇ. સ. ૧૫૮૨ માં પોપે આ ભૂલ સુધારવા માટે પંચાંગમાં ફેરફાર કર્યો હતો, તે યૂરોપનાં કેથોલિક રાજ્યોએ સ્વીકાર્યો હતો. ઇંગ્લેન્ડ પ્રોટેસ્ટન્ટ દેશ હોવાથી તેણે પોપે સૂચવેલો તે સુધારો સ્વીકાર્યો નહિ, એટલે હવે તે ફ્રાન્સ અને જર્મનીથી ૧૧ દિવસ પાછળ પડી ગયું હતું. આથી આ ભૂલ ટાળી વ્યવહારમાં પડતી અગવડ દૂર કરવા માટે ઇ. સ. ૧૭૫૧માં પાર્લમેન્ટે એક કાયદો પસાર કરી એમ ફરમાવ્યું, કે ઇ. સ. ૧૭૫૨ના સપ્ટેમ્બરની ૩જી તારીખને ૧૪ મી તારીખ ગણવી, અને હવેથી નવું વર્ષ માર્ચની ૨૫માને બદલે જાન્યુઆરીની

૧લી તારીખથી શરૂ થતું ગણવું. આ રીતે ઇ. સ. ૧૭૫૧ ના વર્ષમાંથી ત્રણ માસ કપાઇ ગયા. હજુ પણ રશિઅન અને બીજી કેટલીક પ્રજાઓ જુના પંચાંગને વળગી રહી છે, તેથી તેમની ગણતરીમાં હવે બારથી વધારે દિવસની ભૂલ આવે છે.

---

## ૩. જ્યૉર્જ ૩ જો.

ઇ. સ. ૧૭૬૦–૧૮૨૦

**નવા રાજાના વિચારઃ** નવો રાજા ૨૨ વર્ષની જુવાન ઉંમરે ગાદીએ આવ્યો. તે ઇંગ્લેન્ડમાં જન્મ્યો હતો, સ્વભાવે અને રીતભાતમાં સાચો અંગ્રેજ હતો, અને ઇંગ્લેન્ડને પોતાનો સ્વદેશ કહેવામાં વડાઇ માનતો હતો. તે મીલનસાર, માયાળુ અને સાદું જીવન ગાળનારો હોવાથી પ્રજાવર્ગમાં માનીતો થઈ પડયો હતો. અંગ્રેજ પ્રજાનો દરેક પક્ષ તેની બાજુમાં ઉભો રહેવા તૈયાર હતો, અને જે થોડાઘણા જેકોબાઇટ હોય તે પણ આ રાજાને વફાદાર રહેવા તૈયાર હતા; કેમકે રાજા વ્હીગ પક્ષનો વિરોધી હતો.



જ્યૉર્જ ૩ જો.

જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારથી રાજા વિષે તેના ખ્યાલ પહેલા બે જ્યૉર્જ કરતાં જુદા હતા. તેમના સમયમાં મુખ્ય પ્રધાનનું રાજ્યમાં ઘણું જોર હતું. આ વાત નવા રાજાને પરવડે તેમ ન હતી. તેના મનમાં તો એમજ હતું કે રાજ્યની સર્વ સત્તા રાજા પાસેજ રહેવી જોઇએ; જે પક્ષની પાર્લમેન્ટમાં બહુમતી હોય તેમાંથીજ પ્રધાન નીમવાની રાજાને શિરે ફરજ ન હોવી

જોઇએ. રાજા તો મરજીમાં આવે તેને પોતાના પ્રધાન નીમી શકે એટલી સત્તાવાળો હોવો જોઇએ. પોતાનો આ વિચાર અમલમાં મૂકવા માટે પ્રથમ તો વ્હીગ પક્ષને નબળો પાડવો જોઇએ એમ રાજાને લાગ્યું. હેનોવર વંશના આરંભથી પચાસ વર્ષ સુધી મોટાં ખાનદાન કુટુંબોના વ્હીગ લોકોના હાથમાં એકધારી સત્તા રહેવાથી તેઓ બળવાન બની ગયા હતા, એટલે રાજાની સત્તા સર્વોપરિ કરવી હોય તો એ પક્ષને તોડી પાડવો જોઇએ.

પ્રધાનો રાજાના નોકર છે, અને રાજા તેને ઇચ્છા પડે ત્યારે રજા આપી શકે છે, એ સિદ્ધાન્ત અમલમાં મૂકવાની તેણે પોતાના આખા અમલ દર-મિઆન તનતોડ મહેનત કરી. કેટલીક વેળા તો લોકપ્રિય પ્રધાનોને બરતરફ કરી પોતાનું કહ્યું કરે એવા પ્રધાનો નીમી તેણે પ્રજાનો અણગમો પણ વહોરી લીધો. પરંતુ છેવટે તેના પ્રયત્નોમાં તે નિષ્ફળ ગયો.

એકંદરે નવો રાજા સાદો, ઉદ્યમી, ભલો અને ધર્મિષ્ઠ હોવાથી પ્રજામાં પ્રિય હતો. તેનું ખાનગી જીવન સાદું અને કલંક વગરનું હતું, પણ આપ-બળે રાજ્ય ચલાવવા જેટલી તેનામાં બુદ્ધિ ન હતી.

**સાત વરસી વિગ્રહનો અંતઃ** પિટે મેળવેલા વિજયોને લીધે ઇંગ્લે-ન્ડમાં તેનો જેજેકાર થઈ રહ્યો હતો. પ્રજા તેને પૂજતી હતી, તેની સત્તા અતુલ હતી, પણ હવે તે વિજયના ગર્વમાં મગરૂર અને પોતાનું ધાર્યું કરનારો થવા લાગ્યો હતો; તેના સોબતીઓ તેનાથી કંટાળ્યા હતા, અને રાજાને પિટ કહે તેમ ચાલવાનું પસંદ ન પડવાથી આ મહાન્ પુરુષ પાસેથી અધિકાર પડાવી લેવાની તેને આતુરતા હતી. રાજાએ અર્લ ઑવ્ બ્યૂટ નામે પોતાના માનીતા પણ નમાલા અને સાધારણ બુદ્ધિના ઉમરાવની શીખવણીએ ચાલવા માંડ્યું.

પિટને ખબર પડી કે સ્પેન ફ્રાન્સ જોડે ભળી ઇંગ્લેન્ડ જોડે યુદ્ધમાં ઉતરવા માગે છે; તેની ઇચ્છા એવી થઈ કે સ્પેન યુદ્ધ માટે તૈયાર થાય, તે પહેલાંજ ઇંગ્લેન્ડે તેની સામે લડાઈ જાહેર કરી દેવી. પરંતુ જ્યૉર્જને હવે સંધિ કરવાની ઇચ્છા હતી, એટલે તેણે પિટની વાત માની નહિ; પિટે રાજીનામું આપ્યું; અર્લ ઑવ્ બ્યૂટ પ્રધાન થયો. સ્પેન જોડે આખરે લડાઈ તો જાહેર કરવી પડી, પરંતુ રાજાની ઇચ્છા જોઇ બ્યૂટે ઇ. સ. ૧૭૬૩ માં પેરિસ મુકામે સંધિના કરાર કર્યા.

**પેરિસની સંધિઃ** સાતવરસી વિગ્રહનો આખરે અંત આવ્યો. આ સંધિથી ઇંગ્લેન્ડને કેનેડા અને વેસ્ટ ઇન્ડિઝના કેટલાક ટાપુઓ મળ્યા; લુઇઝિઆના સ્પેનને મળ્યું; સ્પેને ઉત્તર અમેરિકામાં ફ્લોરિડા ઇંગ્લેન્ડને આપી તેના બદલામાં ફિલિપાઇન્સમાં આવેલા ક્યૂબા અને મનિલાના ટાપુઓ પાછા લીધા, અને ફ્રાન્સને હિંદુસ્તાનમાં પોંડીચરી અને બીજી વેપારી કોઠીઓ ત્યાં ઘણું લશ્કર ન રાખવાની સરતે પાછી આપવામાં આવી. આમ ઇંગ્લેન્ડનો જય થયો, ને તેની દરિઆઇ સત્તા શ્રેષ્ઠ ગણાઇ, છતાં પ્રજાને એમ લાગ્યું કે બ્યૂટે જોઇએ તેવા સારા કોલકરાર કર્યા નહિ, અને ઈંગ્લેન્ડને નાણાં અને મનુષ્યનાં થએલાં નુકસાનના પ્રમાણમાં બદલો ઘણો ઓછો મળ્યો. બ્યૂટને રાજીનામું આપી નીકળી જવું પડયું.

• **લૉર્ડ નોર્થ પ્રધાનપદેઃ** જ્યૉર્જ ૩જાના રાજ્યવહીવટ વિષે શા વિચારો હતા તે આગળ કહેવાઇ ગયું છે. તેણે પોતાનું કહ્યું કરે તેવા પ્રધાનો નીમવાના પ્રયત્નોમાં કેટલાક પ્રધાનો બદલ્યા, અને આખરે લૉર્ડ નોર્થ નામે એક અમીરને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. તે બાર વરસ સુધી પ્રધાનપદે રહ્યો તે દરમિઆન તે રાજાનો આજ્ઞાંકિત નોકર થઇને રહ્યો, અને રાજાએ પણ એ વર્ષો દરમિઆન રાજ્યવહીવટમાં એટલી ડખલગીરી કરવા માંડી કે દેશમાં રાજા કહે તે થાય એવો પ્રસંગ આવી ગયો.

દુરાગ્રહી અને સત્તાલોભી રાજા અને નમાલા મંત્રીએ દેશને આફતમાં ઉતાર્યો: ઈંગ્લેન્ડ અને અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે જબરી તકરાર ઉઠી.

**સંસ્થાનોનો પૂર્વ ઇતિહાસઃ** એ તકરારનાં કારણ અને પરિણામ સમજતાં પહેલાં તેમનો પ્રથમનો ઇતિહાસ સમજવો જોઈએ. આપણે જોઈ ગયા કે આ સંસ્થાનો સ્ટુઅર્ટસમયમાં પ્યૂરિટન અને કૅથોલિક લોકોએ સ્થાપ્યાં હતાં. આ સર્વ સંસ્થાનો એકમેકથી સ્વતંત્ર હતાં; દરેકનો સુબો જુદો, અને દરેકની ધારાસભા પણ જુદી હતી. દરેક ધારાસભા પોતાના સંસ્થાનને લગતા કાયદા ઘડતી; આ પ્રમાણે સંસ્થાનો ઘણે દરજ્જે સ્વરાજ્ય ભોગવતાં હતાં. ઉત્તર તરફનાં સંસ્થાનોમાં નાના નાના ખેડુતો વસતા હતા, અને દક્ષિણ સંસ્થાનોમાં શ્રીમંત જમીનદારો વસતા, અને તમાકુ ને કપાસની ખેતી ગુલામો પાસે કરાવતા. આ પ્રમાણે ખંત અને ઉદ્યોગથી આબાદ

ચએલાં સંસ્થાનો જો કે બધી વાતે સ્વતંત્ર હતાં, છતાં તેમને પરદેશ જોડે સીધો વેપાર કરવાની મના કરવામાં આવી હતી; આ ઉપરાંત ઇ. સ. ૧૭૫૦માં એક કાયદો કરી તેમને કેટલીક વસ્તુઓ પણ બનાવતાં બંધ કરવામાં આવ્યાં હતાં, આથી તે વસ્તુઓ તેમને ગ્રેટબ્રિટનમાંથી મંગાવવી પડતી અને નુકસાન વેઠવું પડતું. આથી સંસ્થાનીઓમાં અસંતોષનાં બીજ રોપાયાં.

**સંસ્થાનો જોડે તકરારઃ** સાત વરસી વિગ્રહમાં ઈંગ્લેન્ડને ઘણું ખર્ચ કરવું પડયું હતું. આ વિગ્રહ મુખ્યત્વે કરીને સંસ્થાનીઓની ખાતર કરવામાં આવ્યો હતો, અને તેને પરિણામે તેઓ ફ્રેન્ચ લોકો તરફના ત્રાસમાંથી છૂટયા હતા, માટે સંસ્થાનોએ આ ખર્ચમાં ભાગ આપવો એવું જ્યૉર્જ અને તેના પ્રધાનોએ કહેવા માંડયું; આ પ્રમાણે તેમની પાસેથી ખર્ચ વસુલ લેવાના હેતુથી ઇ. સ. ૧૭૬૫માં સ્ટેમ્પ એક્ટ નામે કાયદો પસાર કરી એમ ઠરાવવામાં આવ્યું, કે સંસ્થાનોમાં થતા દસ્તાવેજ ઉપર નક્કી કરેલી કિંમતની ટિકિટ ( સ્ટેમ્પ ) લગાડવી જોઈએ. સંસ્થાનીઓએ તકરાર ઉઠાવી કે ઇંગ્લેન્ડની પાર્લમેન્ટને આવો કાયદો પસાર કરવાનો હક નથી; કેમકે તેમાં અમારા પ્રતિનિધિઓ બેસતા નથી. રાજા અને તેના પ્રધાનોએ હઠ પકડી મક્કમપણે કહેવા માંડયું, કે ઇંગ્લેન્ડની પાર્લમેન્ટને આવો કાયદો કરવાનો હક છે; કેમકે તેર સંસ્થાનોની તેર ધારાસભા પાસે દરેક સંસ્થાને આપવાના ખર્ચના ભાગની મંજુરી મેળવી શકાય નહિ. બંને પક્ષ મમતે ચડયા. સ્ટેમ્પ એક્ટ તો નિષ્ફળજ નીવડયો, અને ૧૭૬૬માં તે રદ પણ કરવામાં આવ્યો. પિટ જેને હવે અર્લ ઑવ્ ચેથામનું ઉમરાવપદ આપવામાં આવ્યું હતું, તેને પ્રધાનપદે આવી સંસ્થાનીઓને શાંત પાડવાનું રાજાએ આમંત્રણ કર્યું; પરંતુ તે માંદોસાજો રહેતો, અને રાજકાજમાં ધ્યાન આપી શકતો નહોતો. તેની ગેરહાજરીમાં ચાહ, કાચ, કાગળ વગેરે કેટલાક પદાર્થો ઉપર જકાત નાખવામાં આવી.

લૉર્ડ નોર્થે પ્રધાનપદે આવીને આ સર્વ જકાત રદ કરી, પરંતુ રાજાએ તો સંસ્થાનો ઉપર પાર્લમેન્ટનું ઉપરીપણું છે એવું કોઇ રીતે પણ બતાવવું જોઇએ એમ જ્યારે હઠ પકડી, ત્યારે તેણે માત્ર ચાહ ઉપર જકાત નાખી. આ જકાતમાંથી થતી આવકની રકમ બહુ મોટી નહતી, પરંતુ અવિચારી

રાજા મમતે ભરાયો હતો. સંસ્થાનીઓને પણ જકાતની રકમ સામે વાંધો હતોજ નહિ; તેમને તો જકાત નાખવાની એ રીતજ કબુલ ન હતી, એટલે તેમણે ઈંગ્લેન્ડથી આવતી ચાહ વાપરવાનું બંધ કરવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૭૭૩માં કેટલાક અધીરા અને ઉછાંછળા લોકો રેડ ઇન્ડિઅનોનો વેશ પહેરી બોસ્ટન બંદરમાં પડેલા ચાહ ભરેલા વહાણુ ઉપર ધસી ગયા, અને અંદરની તમામ ચાહ સમુદ્રમાં ફેંકી દીધી. સરકાર ખૂબ ખીજવાઈ, અને બોસ્ટન બંદર વેપાર માટે એકદમ બંધ કરી દેવાનો હુકમ કરવામાં આવ્યો. હવે સમાધાન થવાની આશા રહી નહિ.

બાર સંસ્થાનોના પ્રતિનિધિઓએ એકઠા મળી ઠરાવ કર્યો, કે બોસ્ટનનું બારૂં ખુલે નહિ ત્યાં સુધી બ્રિટનમાંથી માલ મંગાવવો નહિ. લૉર્ડ નોર્થે સમાધાનીના પ્રયત્નો કર્યા; પણ સંસ્થાનીઓએ તો બ્રિટનથી છુટા પડી જવાનું નક્કી કરી લીધું હતું. ઇ.સ. ૧૭૭૬ માં તેર સંસ્થાનોના પ્રતિનિધિઓની સભાએ ફિલાડેલ્ફિઆમાં મળી સ્વતંત્રતાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. સંસ્થાનોએ 'અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો' એવું નામ ધારણ કર્યું.

**અમેરિકાનો સ્વતંત્રતા માટે વિગ્રહ:** ઇ. સ. ૧૭૭૬થી સાત વર્ષ સુધી ચાલેલા આ વિગ્રહને પરિણામે સંસ્થાનીઓનો જય થયો. અંગ્રેજોની સરખામણીમાં સંસ્થાનીઓ સંખ્યા, આવડત અને સાધનોમાં ઉતરતા હતા, છતાં ઈંગ્લેન્ડનો પરાજય કેમ થયો? ઈંગ્લેન્ડમાં જળ અને સ્થળ સૈન્યની વ્યવસ્થા જોઈએ તેટલી સારી હતી નહિ; આટલાંટિક મહાસાગર ઓળંગી ઝડપથી નવું લશ્કર કે નવાં સાધનો મોકલવાનું કામ તે જમાનામાં આજના જેટલું સહેલું ન હતું, આ ઉપરાંત અંગ્રેજોને અજાણ્યા અને વિશાળ પ્રદેશમાં ઘરથી દૂર રહીને લડવાનું હતું; અંગ્રેજ સેનાપતિઓ એક સ્થળેથી બીજે સ્થળે જવામાં ઘણો વિલંબ કરતા, તથા કેટલાક તો ખરા અંતઃકરણથી એમ પણ ધારતા હતા, કે સંસ્થાનીઓની તકરાર વાજબી છે, એટલે એમની સામે લડવામાં અન્યાય છે.

લડાઈનો ખરો આરંભ ઇ. સ. ૧૭૭૫ માં બોસ્ટન પાસે લેકિંસગ્ટનની ઝપાઝપીથી થયો. ત્યાર પછી તે વર્ષમાં વધારે અગત્યનું યુદ્ધ તો બંકર-હીલનું થયું; તેમાં અંગ્રેજ સૈન્યે સંસ્થાનીઓને હરાવ્યા. સંસ્થાનીઓ સામગ્રી

કે લડવાની તાલીમ વિનાના હતા, પરંતુ તેમનો નિશ્ચય અને દેશપ્રેમ અડગ હતો. લૉર્ડ નોર્થને તો જ્યારે દરિયાપાર મોટું લશ્કર મોકલવું પડશે એમ ખબર પડી, ત્યારે તેને પૂરતાં માણસો પણ મળી શકયાં નહિ, એટલે તેણે જર્મન જાગીરદારોની લશ્કરી ટુકડીઓ ભાડે લીધી. આ સમાચાર સાંભળી સંસ્થાનીઓ ઉશ્કેરાયા, અને ઇ. સ. ૧૭૭૬ના જુલાઇની ૪થી તારીખે તેઓએ સ્વતંત્રતાનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. જ્યૉર્જ વૉશિંગ્ટન નામે નિર્મળ દેશભક્તિવાળા એક મહાપુરુષે સંસ્થાની સૈન્યની સરદારી લીધી. આજ પણ ૪થી જુલાઈ યુનાઇટેડ સ્ટેટસની સ્વતંત્રતાના દિવસના ઉત્સવ તરીકે પાળવામાં આવે છે.

અંગ્રેજોએ ૧૭૭૬માં ન્યૂયૉર્ક અને ૧૭૭૭માં ફિલાડેલ્ફિઆ હાથ કરી વૉશિંગ્ટનનાં સૈન્યોને પાછાં તો હઠાવ્યાં, પરંતુ ઇ. સ. ૧૭૭૮માં એક અંગ્રેજ સેનાપતિની સારાટોગા પાસે હાર થવાથી યુદ્ધની સઘળી બાજી ઉલટી ગઇ. સંસ્થાનીઓમાં ઉત્સાહ અને જોમ આવ્યાં. તેમની ધીરજ ખૂટવા આવી હતી, તેમનો ઉત્સાહ નરમ પડવા લાગ્યો હતો, તેમને અનાજની, યુદ્ધસામગ્રીની અને સાધારણ પગરખાં જેવી વસ્તુઓની તંગી ભોગવવાનો વખત આવી પહોંચ્યો હતો, પરંતુ સારાટોગાના વિજયથી તેમને અણધારી મદદ મળી. ફ્રાન્સ અને સ્પેને પોતાનું જુનું વેર વાળવાનો આ સારો લાગ જાણી સંસ્થાનોનો પક્ષ લીધો, અને ઇંગ્લેન્ડ સામે યુદ્ધ જાહેર કર્યું; હોલેન્ડ પણ પાછળ તેમની જોડે ભળ્યું. શત્રુઓને સમુદ્રમાર્ગે કોઈ રાજ્ય સહાય ન પહોંચાડવા પામે એવા હેતુથી ઈંગ્લેન્ડ લડાઇમાં ન ઉતર્યા હોય તેવાં



જ્યૉર્જ વૉશિંગ્ટન.

રાજ્યોનાં વહાણોની પણ જડતી લેતું હતું. રશિઆ અને સ્વીડન જેવાં ઉત્તર યૂરોપનાં રાજ્યોએ આ રીત સામે વાંધો લઇ લડાઈમાં ઉતરવાની ધમકી આપી. કોઈ યૂરોપી રાજ્યે ઈંગ્લેન્ડને આ સમયે મદદ કરી નહિ. અમેરિકામાં અંગ્રેજ સૈન્યે ગએલી આબરૂ પાછી મેળવવા તનતોડ મહેનત કરી, પરંતુ સંસ્થાનીઓને ફ્રાન્સ તરફથી એક કાફલો અને થોડા સૈન્યની મદદ મળવાથી તેનું કંઇ વળ્યું નહિ. ઇ. સ. ૧૭૮૧માં કૉર્નવૉલિસ નામે એક બહાદુર અંગ્રેજ સરદાર યૉર્કટાઉનમાં ઘેરાઇ ગયો અને તેને શરણે આવવાની ફરજ પડી, એટલે સંસ્થાનોમાં યુદ્ધ પુરૂં થયું એમ મનાવા લાગ્યું.

ઈંગ્લેન્ડની આબરૂ હીણી પડી ગઇ. યૂટ્રેક્ટની સંધિ અને સાતવરસી વિગ્રહથી કીર્તિને શિખરે પહોંચનાર દેશને રશિઆએ પણ સહાય ન કરી; તેનું લશ્કરે પણ સંસ્થાનોમાં હાર ઉપર હાર ખાતું હતું, અને તેના નૌકાસૈન્યનું ઠેકાણું ન હતું. સ્પેને જીબ્રાલ્ટરને ઘેરો નાખ્યો હતો, અને ફ્રાન્સે વેસ્ટ ઇન્ડિઝના ટાપુ જીતી લેવા માટે એક કાફલો મોકલ્યો હતો, પણ દેશના સદ્‌ભાગ્યે એડમિરલ રોડની નામે એક કુનેહબાજ નૌકાસેનાપતિના પરાક્રમથી આ બંને રાજ્યો પોતાની તદબીરમાં ફાવ્યાં નહિ. રોડનીએ ઈંગ્લેન્ડની ડગમગતી કીર્તિ સાચવી.

**વર્સેલ્સના કરારઃ** ઇ. સ. ૧૭૮૩માં ફ્રાન્સમાં આવેલા વર્સેલ્સ મુકામે સંધિ થઇ, તેમાં સંસ્થાનોની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી. સ્પેનને માઇનોર્કા અને ફ્લોરિડા મળ્યાં, અને ફ્રાન્સને પશ્ચિમ આફ્રિકામાં એક બે બંદરોનો કબજો મળ્યો.

સંસ્થાનોએ સ્વતંત્રતા મેળવ્યા પછી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી જ્યૉર્જ વૉશિંગ્ટનને પહેલા પ્રમુખ તરીકે નીમ્યો. તેને વિષે કહેવાય છે કે તે "યુદ્ધમાં પહેલો, શાંતિમાં પહેલો, અને પોતાના દેશજનોના હૃદયમાં પણ પહેલો" હતો.

કેનેડામાં ફ્રેન્ચ લોકોની વસ્તી હોવા છતાં તે સંસ્થાનોની જોડે યુદ્ધમાં ભળ્યું નહિ. સલાહ પછી ઘણા સંસ્થાનીઓ પોતાનું અસલ વતન તજી કેનેડામાં રહેવા ગયા.

---

# ૪. નાનો પિટ.

**નાનો પિટ:** સંસ્થાનોની સ્વતંત્રતાનો વિગ્રહ ચાલતો હતો, તે દરમિઆન ઇ.સ. ૧૭૮૨માં લૉર્ડ નોર્થે રાજીનામું આપી દીધું હતું. પોતાનો મનમાન્યો પ્રધાન નીમવાની હઠમાં જ્યૉર્જને સારો માણસ મેળવતાં મુશ્કેલી પડવા લાગી. પરંતુ આખરે રાજાનો માનીતો હોય છતાં જેનામાં પ્રજા વિશ્વાસ મૂકી શકે, એવો એક પ્રવીણ મુત્સદ્દી તેને મળ્યો. તે મોટા પિટનો પુત્ર વિલિયમ પિટ હતો: ઇતિહાસમાં તે નાના પિટને નામે મશહૂર છે.

નાનો પિટ મહાન્ પિતાનો મહાન્ પુત્ર હતો. તેની નબળી તબીયતને લીધે જો કે તે કદી શાળામાં ગયો ન હતો, છતાં તેને દરેક પ્રકારની ઉત્તમ કેળવણી આપવામાં આવી હતી. નાનપણથીજ તેની શકિત અને બુદ્ધિ અસાધારણ ગણાતાં હતાં. ૨૧ વર્ષની બાળ વયે તો તે પાર્લમેન્ટમાં સભ્ય થઇને આવ્યો, અને પોતાની બોલવાની છટાથી મોટા મોટા રાજદ્વારીઓને પણ તેણે છક કરી નાખ્યા. ઇ. સ. ૧૭૮૩માં તો રાજાએ તેને પ્રધાન બનાવ્યો. દેશભરમાં પિટ લોકપ્રિય હતો, રાજા અને પ્રજાનો તેનામાં વિશ્વાસ હતો, એટલે આ નીમણુકથી પ્રજામાં સંતોષ અને આનંદ થયાં.

**પિટની રાજનીતિ:** પ્રતાપી પિતાના આ પ્રતાપી પુત્રની રાજનીતિ બાપ કરતાં ઉલટીજ હતી. વ્હીગ પક્ષમાં જેમ વૉલ્પોલ હતો, તેમ ટોરી પક્ષમાં આ નાનો પિટ હતો. બંને નાણાના વહીવટમાં જબરા એક્કા હતા. સંસ્થાનો જોડેના વિગ્રહથી દેશ થાકી ગયો હતો, તેમજ ઉપરાઉપરી ચાલ્યા આવતા વિગ્રહોનાં ભારે ખર્ચથી નાણાંની ખૂબ ખુવારી થઇ હતી, એટલે પિટ એમ માનતો હતો, કે દેશમાં શાંતિથી રાજ્યવહીવટ ચલાવી નાણાંની કરકસર કરી દેશને આબાદ બનાવવાની જરૂર સર્વથી પહેલી છે. સંક્ષેપમાં પ્રજા પ્રત્યેનું દેવું ઘટાડવું, જકાત ઘટાડી વેપાર વધારવો, અને પાર્લમેન્ટમાં સુધારા કરવા, એ તેની રાજનીતિ હતી.

પ્રજા પ્રત્યેનું દેવું ઘટાડવા માટે તેણે દર વરસે રાજ્યની આવકમાંથી ઠરાવેલી રકમ અલગ રાખી એકઠી કરી, અને તેમાંથી દેવું વાળી આપવાની યોજના અમલમાં મૂકી. નિત્યની વપરાશની ચીજો ઉપર ભારે જકાત હોવાથી દેશમાં દાણચોરીનો તો નિયમિત ધંધો ચાલતો હતો; તે અટકાવી સરકારી આવક

વધારવા માટે પિટે ઘણી વસ્તુઓ ઉપરથી જકાત ઘટાડી નાખી. ફ્રાન્સ જોડે હલકી જકાતે માલની લાવજા કરવા દેવાના વેપારી કોલકરાર કરી તેણે ઇંગ્લેન્ડના પરદેશી વેપારને ઉત્તેજન આપ્યું. દેશમાં સમૃદ્ધિ વધી અને શાંતિ સ્થપાઈ; વિગ્રહનો થાક ઉતર્યો.

**પિટના સુધારાઃ** આ ઉપરાંત બીજા પણ કેટલાક સુધારા પિટે કરવા ધાર્યા હતાઃ તેને આયર્લેન્ડ અને ઇંગ્લેન્ડ વચ્ચે વેપારી સંધિ કરાવવી હતી, રોમન કેથોલિક ધર્મ સામેનાં બંધનો દૂર કરાવવાં હતાં, ગુલામોનો વેપાર બંધ કરાવવો હતો, અને આમની સભામાં સુધારા દાખલ કરી પાર્લમેન્ટને પ્રજાની ખરેખરી પ્રતિનિધિ બનાવવી હતી. પરંતુ એ સર્વ માટે પ્રજા હજુ તૈયાર ન હતી. તેણે કરવા ધારેલા એ સર્વ સુધારા ધીમે ધીમે વખત જતાં અમલમાં આવ્યા છે, એ વિચારતાં તેની અગાધ સમજશકિત અને દૂરંદર્શી બુદ્ધિ માટે માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી.

દસ વર્ષ આમ શાંતિમાં ગયાં. ત્યાર પછી યૂરોપની શાંતિમાં ખલેલ પાડનાર અને તેના ઇતિહાસમાં જબરી ઉથલપાથલ કરનાર તે સમયનો એક મહાન્ બનાવ બન્યો. એ બનાવ તે ફ્રાન્સની રાજ્યક્રાન્તિ.

**ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિઃ** આ રાજ્યક્રાન્તિનાં કારણો સમજવા માટે થોડો ફ્રેન્ચ ઇતિહાસ જોઇએ. લુઇ ૧૪માના હાથ નીચે ફ્રાન્સનું રાજ્ય બળવાન્ બન્યું હતું, અને તેની સીમા પણ વિસ્તાર પામી હતી; પણ તે મરણ પામ્યો ત્યારે દેશને કરજમાં મૂકતો ગયો. ધીમે ધીમે દેશની પડતી આવવા લાગી. લુઇ ૧૪મો હેનરી ૮માની પેઠે એક આપખુદ ને સર્વસત્તાધીશ રાજા હતો, પરંતુ તેના વારસો નમાલા નીવડયાઃ તેમનામાં આવું મોટું રાજ્ય ચલાવવાની આવડત ન હતી, કે જમાના પ્રમાણે યોગ્ય સુધારા કરી પ્રજાને પોતાની તરફ મેળવી લેવાની સમજ ન હતી. અમેરિકા અને હિંદુસ્તાનમાંથી તેની સત્તા અને કીર્તિ તૂટતી જતી હતી. દેશમાં ધર્મગુરુઓ અને અમીરોનું જોર વધી ગયું હતું; મધ્યમ વર્ગ અને ગરીબોનો મરો હતો; કેમકે ઉમરાવોને કર ભરવો પડતો નહિ, એટલે કરનો સર્વ બોજો તેમનેજ વેઠવો પડતો હતો. ખેડુતોની તો પૂરેપૂરી પાયમાલીજ હતી. જમીનદારો તેમનો માલ પડાવી લે, પાક લઇ જાય, તેમની પાસે વેઠે કામ કરાવે કે

તેમના પર ગમે તેવો જુલમ કરે, તોપણ તેમને કોઈ દાદ આપનાર ન હતું. ઈંગ્લેન્ડની પેઠે ફ્રાન્સમાં પણ મધ્યમ વર્ગ શ્રીમંત થતો જતો હતો, અને ધીમે ધીમે બહાર આવતો હતો. તે વર્ગના લોકો આવા જુલમી વહીવટને મૂંગે મોંએ સાંખી લેવા તૈયાર ન હતા. દેશના મહાન્ લેખકો પોતાનાં આકરાં લખાણો વડે દેશને જાગૃત કરવા લાગ્યા, અને દેશના અનેક ભણેલા માણસો માનવા લાગ્યા, કે રાજ્યપદ્ધતિમાં મૂળમાંથીજ ફેરફાર થવો જોઇએ. તેમણે ઇંગ્લેન્ડ અને અમેરિકાના સંસ્થાનના લોકોએ કેવી રીતે સ્વતંત્રતા મેળવી તે જોયું હતું. તેમાં પણ ફ્રાન્સે સંસ્થાનીઓને સ્વતંત્રતા મેળવવા માટે મદદ કરી, ત્યારે તો પોતાનો રાજા પરદેશીઓને સ્વતંત્રતા અપાવે, અને દેશની પ્રજાને દબાએલી રાખે એ વાત તેમનાથી સંખાઇ નહિ.

લુઇ ૧૬મા નામે ભલા અને નબળા દીલના રાજાને પૈસાની તંગી પડવાથી તેણે પાર્લમેન્ટ બોલાવી: પાર્લમેન્ટ મળી તો ખરી, પરંતુ આખી પ્રજા અને પાર્લમેન્ટ રાજાની વિરુદ્ધ થઇ પડી. તેણે તો ફ્રાન્સ માટે નવું રાજ્યબંધારણ ઘડવાનો નિશ્ચય કર્યો. પ્રજાના એકમત આગળ રાજા નિરુપાય થઇ પડયો; ધર્મગુરુઓ અને ઉમરાવોના ખાસ હક રદ કરવામાં આવ્યા, અને રાજાને કેદ કરવામાં આવ્યો. આ બનાવને ફ્રાન્સની રાજ્યક્રાન્તિ કહેવામાં આવે છે. રાજ્યક્રાન્તિ એટલે રાજ્યમાં જબરો ફેરફાર.

ફ્રાન્સમાં રાજા કેદ થયાના સમાચાર સાંભળી યૂરોપનાં બીજાં રાજ્યો ચમકી ઉઠયાં; આ પ્રમાણે તો બીજી પ્રજાઓ પણ પોતાના રાજાની સામે ઉઠે, માટે ફરી આવું થવા ન પામે એવો દાખલો બેસાડવો જોઇએ એમ તેમણે માન્યું. ફ્રાન્સની રાણી ઑસ્ટ્રિઆની રાજકુંવરી હોવાથી ઑસ્ટ્રિઆએ તેના બચાવ માટે સૈન્ય મોકલ્યું, ને પ્રુશિઆએ તેમાં મદદ આપી. ફ્રેન્ચ લોકો આ પ્રમાણે પોતાના દેશના મામલામાં પરદેશીઓને વચ્ચે પડતા જોઇ વીફર્યા. તેમણે રાજારાણીનો વધ કર્યો, ફ્રાન્સને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું, અને જે કોઇ રાજાના પક્ષનો કે ઉમરાવવર્ગનો છે એમ લાગે તેવા હજારો માણસની નિર્દય કતલ ચલાવી, (ઇ. સ. ૧૭૯૩). ઇ. સ. ૧૮૧૫ સુધી ફ્રાન્સને યૂરોપનાં જુદાં જુદાં રાજ્યો જોડે યુદ્ધમાં ઉતરવું પડયું.

**ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ:** ફ્રાન્સની રાજ્યક્રાન્તિથી શરૂઆતમાં તો કેટલાક

અંગ્રેજો ખુશી થયા; કેમકે તેમણે ધાર્યું કે જેમ પોતે સ્વતંત્રતાની ખાતર સ્ટુઅર્ટ રાજાઓ સામે લડયા હતા તેમ ફ્રાન્સની પ્રજા પણ જુલમગાર રાજા સામે લડી નવું બંધારણ અને સારો રાજ્યવહીવટ મેળવવા ઇચ્છે છે. પરંતુ જ્યારે ફ્રાન્સમાં ચાલતા જુલમોની રોમાંચ ખડાં કરનારી વાતો સાંભળી, ત્યારે તેઓનો મત ફર્યો. મુખ્ય પ્રધાન પિટ પણ ઈંગ્લેન્ડના જુના શત્રુ ફ્રાન્સને આ પ્રમાણે અંદરની તકરારમાં રોકાએલું જાણી ખુશી થયો, એટલે પ્રથમ તો આ બનાવની તેણે બહુ દરકાર કરી નહિ. પરંતુ જ્યારે ફ્રાન્સના લશ્કરે ઑસ્ટ્રિઆ અને પ્રુશિઆનાં સૈન્યોને હરાવી પાછાં કાઢયાં, અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી યૂરોપની બીજી પ્રજાઓને પણ પોતાની પેઠે કરવા સલાહ આપી, ત્યારે તેને ભય લાગ્યો, કે આ બંડખોર ચળવળ ઈંગ્લેન્ડમાં પણ ફેલાશે. રાજ્યક્રાન્તિની તરફેણમાં લોકોની લાગણી ઉશ્કેરાય તેવાં ભાષણો કરવાની તેણે મના કરી, સભાઓ ભરવાની બંધી કરી, અને દેશમાં વસતા પરદેશીઓ ઉપર સખત દેખરેખ રાખવા માંડી: પરંતુ ફ્રાન્સ જોડે યુદ્ધ કરવાનો તેનો વિચાર ન હતો.

**ફ્રાન્સ જોડે વિગ્રહ:** પરંતુ ફ્રાન્સે પોતેજ ઇ. સ. ૧૭૯૩માં ઈંગ્લેન્ડ વિરુદ્ધ લડાઈ જાહેર કરી. ઑસ્ટ્રિઆ, પ્રુશિઆ, સ્પેન અને હોલેન્ડ જોડે ઈંગ્લેન્ડ પણ ફ્રાન્સ સામે લડવામાં ભળ્યું. પિટે પોતાના પિતાને પગલે ચાલી લશ્કર કરતાં નૌકાસૈન્ય ઉપરજ વધારે આધાર રાખ્યો, અને યૂરોપમાં પોતાનાં મિત્ર રાજ્યોને માણસને બદલે છૂટે હાથે પૈસાની મદદ કરી. જમીન ઉપરની લડાઈઓમાં ફ્રેન્ચ લોકો ફાવ્યા. ભૂખમરાથી અધમુઆ થઇ ગએલા ફ્રેન્ચ સિપાઇઓ દેશની સ્વતંત્રતા જાળવવા ખાતર મરણીઆ થઇને લડતા હતા, એટલે તેમની પાસે યૂરોપી રાજ્યોનાં લશ્કરોનું કશું ચાલ્યું નહિ. તેમણે હોલેન્ડ જીતી લીધું અને રહાઇન નદીના પ્રદેશ તરફ કૂચ કરી. ઇ. સ. ૧૭૯૫માં પ્રુશિઆ, હોલેન્ડ અને સ્પેન ફ્રાન્સને મળી ગયાં. જુવાન અને સાહસિક ફ્રેન્ચ સરદાર નેપોલિઅન બોનાપાર્ટના વેગવંત ધસારા સામે ઑસ્ટ્રિઆને પણ નમતું આપવું પડયું, એટલે ઈંગ્લેન્ડ એકલું પડી ગયું. તેની સ્થિતિ કફોડી થઇ ગઇ.

આવા વિકટ સમયે તેના કાફલાએ ખરો રંગ રાખ્યો. સર જહૉન

જર્વિસ નામે નૌકાસેનાપતિએ સ્પેનના કાફલાને સેન્ટ વિન્સેન્ટની ભૂશિર પાસે હરાવ્યો, (ઇ. સ. ૧૭૯૭). આ યુદ્ધમાં ઇંગ્લેન્ડના ભવિષ્યના મહાન્ નૌકાસેનાપતિ હોરેશિઓ નેલ્સને સ્પેનનાં સાત મોટાં વહાણો ઉપર હુમલો કરી નામના મેળવી. તેજ વર્ષે હોલેન્ડના કાફલાને પણ અંગ્રેજ કાફલાએ કેમ્પર ડાઉનના યુદ્ધમાં હરાવ્યો.



નેપોલિઅન જેડેના વિગ્રહો.

આ દરમિઆન નેપોલિઅનની ચડતી કળા થવા લાગી હતી; ઑસ્ટ્રિઆને હરાવ્યા પછી તેનું પ્રબળ વધી ગયું હતું, અને તે ફ્રાન્સના સૈન્યમાં કર્તાહર્તા પુરુષ થઈ પડયો હતો. તેણે ફ્રાન્સનું હિંદુસ્તાનમાંથી ગએલું રાજ્ય પાછું મેળવી ઇંગ્લેન્ડને નમાવવાનો વિચાર કર્યો. થોડા લશ્કર અને કાફલા સહિત તે મિસર (ઇજીપ્ત) જઇ પહોંચ્યો. થોડા વખતમાં તો તેણે આખો દેશ કબજે કરી લીધો, અને સિરિઆને માર્ગે આગળ જવાની તૈયારી કરવા માંડી. પરંતુ તેની આશા મનમાંજ રહી ગઇ. નેલ્સન પોતાના કાફલા

સહિત ભૂમધ્ય સમુદ્રમાં ફરતો હતો; તે નેપોલિઅનની પાછળ પડયો, અને મિસર પહોંચ્યો. ત્યાં તેણે નેપોલિઅનના કાફલાને નાઇલ નદીના મુખમાં નાંગરેલો જોયો. બે કાફલાઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું, અને તેમાં ફ્રાન્સનાં માત્ર ત્રણ વહાણ બચવા પામ્યાં. અબુકીર બે અથવા નાઇલના આ યુદ્ધથી ફ્રેન્ચ સત્તાને સખત ફટકો લાગ્યો. પિટનો ઉત્સાહ ઉછળ્યો, અને ફરીથી તેણે ઑસ્ટ્રિઆ અને રશિઆ જોડે સંધિ કરી ફ્રાન્સ જોડે લડવાનું ચાલુ રાખ્યું.

નેપોલિઅને આગળ જવાનો વિચાર બંધ રાખી પાછા ફરવામાંજ ડહાપણ માન્યું. ફ્રાન્સ ગયા પછી તે વખતે ચાલતી સરકારને તોડી પાડી પોતાના સિપાઇઓની મદદથી તે શહેનશાહ બન્યો. રાજ્યમાં ચાલતી અવ્યવસ્થાથી ફ્રાન્સની પ્રજા એટલી તો કંટાળી ગઈ હતી, કે તેણે નેપોલિઅનનો હર્ષપૂર્વક શહેનશાહ તરીકે સ્વીકાર કર્યો. નેપોલિઅને પાછું ઑસ્ટ્રિઆને હરાવી ઈંગ્લેન્ડથી છૂટું પાડી નાખ્યું, એટલે રશિઆએ પોતાની જાતેજ સમય વર્તી ફ્રાન્સ જોડે સંધિ કરી લીધી: એથી ઇ. સ. ૧૮૦૦ માં ફરી પાછું ઇંગ્લેન્ડ એકલું પડી ગયું. પરંતુ ઇ. સ. ૧૮૦૧માં ઇંગ્લેન્ડને બે જીત મળી. મિસરમાં આવેલા અલેકઝાન્ડ્રિઆ આગળ અંગ્રેજ સૈન્યે ફ્રેન્ચ સૈન્યને હરાવ્યું, અને અંગ્રેજ કાફલાએ ડેન્માર્કના કાફલા ઉપર કોપનહેગનના યુદ્ધમાં જીત મેળવી. લાંબા વખતથી ચાલતા યુદ્ધથી અને ખર્ચથી કંટાળેલાં ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ બંને હવે સલાહ માટે ઈંતેજાર હતાં, એટલે ઇ. સ. ૧૮૦૨માં આમીઅન્સની સંધિ થઈ. આ સંધિથી બંને રાજ્યોએ યુદ્ધમાં મેળવેલો મુલક પાછો સોંપી દેવો એમ ઠર્યું. ઇંગ્લેન્ડે હોલેન્ડ પાસેથી મેળવેલો સિલોન ટાપુ પોતાની પાસેજ રાખ્યો. બંને પક્ષ જાણતા હતા કે આ સલાહ તો માત્ર નામની છે, થોડા કાળનો આરામ છે, અને ફરીથી યુદ્ધ ફાટી નીકળ્યા વિના રહેનાર નથી.

આમીઅન્સની સંધિ થઇ ત્યારે પિટ પ્રધાનપદે ન હતો; કેમકે આયર્લૅન્ડના મામલા સંબંધે તેને રાજા જોડે મતભેદ થવાથી તેણે રાજીનામું આપી દીધું હતું. ઇ. સ. ૧૮૦૪માં પાછો રાજાની વિનતિ ઉપરથી તે પ્રધાનપદે આવ્યો.

---

## ૫. યૂરોપની પ્રજાઓ સામે નેપોલિઅન.

**ફરી વિગ્રહ:** ( ઇ. ૧૮૦૩ ): નેપોલિઅનને શહેનશાહ થયા પછી ફ્રાન્સમાં નવું રાજ્ય જમાવવાનું અને પ્રજાનું કલ્યાણ થાય એવા કાયદાઓ ઘડવાનું કામ કરવાનું હતું. તે કામ તેણે બરાબર બજાવ્યું, પરંતુ રાજ્યલોભનો કીડો તેના મનમાંથી નીકળ્યો નહિ. તેને તો દેશો જીતી મોટી ખ્યાતિ મેળવવાનાં સ્વપ્નાં આવતાં હતાં. યૂરોપનાં રાજ્યો હાથ કરી લેવાની તે યોજનાઓ ઘડતો હતો, ઇંગ્લેન્ડના હિંદુસ્તાનમાં આવેલા રાજ્ય તરફ તેની નજર ખુંપી હતી, અને તે હાથ કરવાની આશાએ એ જબરૂં લશ્કર તૈયાર કરી રહ્યો હતો. આથી ઇંગ્લેન્ડ કે ફ્રાન્સે કોઇએ આમીઅન્સની સરતો પૂરેપૂરી પાળી નહિ, અને ઇ. સ. ૧૮૦૩માં ફરી વિગ્રહ શરૂ થયો.



નેપોલિઅન બોનાપાર્ટ.

નેપોલિઅને જોઈ લીધું કે તેની યોજનાઓની આડે આવનાર ઈંગ્લેન્ડજ છે, એટલે પ્રથમ તેણે ઇંગ્લેન્ડનો કાંટો કાઢી નાખવાનો મનસુબો કર્યો. તેણે ધાર્યું કે ઇંગ્લેન્ડ એકલું ફ્રાન્સની સામે થઇ શકે તેમ નથી, એટલે ડોવરની ફક્ત વીસ માઇલ જેટલી પહોળી ખાડીમાં ફ્રાન્સ અને સ્પેનના સંયુક્ત કાફલાઓ લઇ જવામાં આવે તો ઈંગ્લેન્ડ જીતવું એ તો બાળખેલ છે. તે કહેતો કે " ફક્ત ૭ કલાક એ ખાડી મારા કબજામાં આવે, તો આપણે ઇંગ્લેન્ડના ધણી થઇ પડીએ. " એથી તેણે ઇંગ્લેન્ડને સામે કિનારે જબરૂં લશ્કર એકઠું કરવા માંડયું. એક અંગ્રેજ કાફલો તોપોથી સજ્જ થઈને સાવધપણે ખાડીની ચોકી કરી રહ્યો હતો, અને બીજો જે બહાર ફરતો

હતો, તે ફ્રાન્સ અને સ્પેનના કાફલાની દેખરેખ રાખતો હતો. નેપોલિઅને ખાડીમાંથી અંગ્રેજ કાફલો ખસેડવાની અનેક યુક્તિઓ અજમાવી જોઇ, પણ વ્યર્થ. આખરે જ્યારે ફ્રાન્સ અને સ્પેનના કાફલા પોતાનાં બંદર છોડી નીકળ્યા, ત્યારે નેલ્સન તેમના ઉપર તૂટી પડયો. નેલ્સન પોતે યુદ્ધમાં મરાયો, પણ તેની જીત તો પૂરી થઇ. ફ્રાન્સ અને સ્પેનનાં નૌકાબળનો સમૂળો નાશ કર્યો. કેટલાંક વર્ષો સુધી તો ફ્રાન્સ પાસે દરીઆમાં મૂકવા જેવો કાફલોજ રહ્યો નહિ. આ યુદ્ધ ટ્રફાલ્ગારના યુદ્ધને નામે પ્રસિદ્ધ છે, (ઇ. સ. ૧૮૦૫).



નેલ્સન.

ઇંગ્લેન્ડને જીતવાનો વિચાર માંડી વાળી નેપોલિઅને પોતાની નિરાશાનો રોષ યૂરોપનાં બીજાં રાજ્યો ઉપર ઠાલવવા માંડયો. તેણે ઑસ્ટ્રિઆ પર ચડાઇ કરી ઑસ્ટરલિટ્ઝના યુદ્ધમાં તેને હરાવી તેની સત્તાના ચૂરા કર્યા.[1] બીજે વર્ષે પ્રુશિઆને જીનાના યુદ્ધમાં હરાવ્યું. આ પ્રમાણે આખા પશ્ચિમ યૂરોપનો તે માલિક થઇ પડયો, એટલે તેના નાના નાના ભાગ પાડી ફ્રાન્સને તાબે રહે એવાં રાજ્યો બનાવ્યાં: અને પોતાના ભાઇઓ અને સેનાપતિઓને તેણે આ નવાં રાજ્યોના રાજા બનાવ્યા. રશિઆએ પણ ઇ. સ. ૧૮૦૭માં નેપોલિઅન જોડે સલાહ કરી લીધી.

**બર્લિનનાં ફરમાન:** આટલી સત્તા મેળવ્યા પછી ઇંગ્લેન્ડને છુંદી નાખવાની નેપોલિઅને નવી યુક્તિ અજમાવી. ઇંગ્લેન્ડ પર હલ્લો ન લઇ

૧ ઑસ્ટરલિટ્ઝના યુદ્ધના સમાચાર સાંભળી પિટ બહુ નિરાશ થઈ ગયો, અને પછી થોડાજ વખતમાં મરણ પામ્યો.

જવાય તો તેનો વેપાર બંધ કરી તેને ભૂખે મારવું, એવા ઇરાદાથી તેણે બર્લિનથી હુકમ કાઢયો, કે ફ્રાન્સ જોડે દોસ્તી રાખનાર કોઇ દેશે ઇંગ્લેન્ડ જોડે વેપાર કરવો નહિ. પરંતુ આ હુકમનો અમલ કરાવી શકે એટલું નૌકાબળ નેપોલિઅન પાસે ન હોવાથી તેનો હુકમ તો માત્ર નામનોજ રહ્યો. યૂરોપના દરેક દેશમાં અને ખુદ નેપોલિઅનની છાવણીમાં ઈંગ્લેન્ડનો માલ ચોરીછુપીથી પહોંચતો હતો. પરંતુ આ હુકમના જવાબમાં ઈંગ્લેન્ડે સામો હુકમ કાઢયો, કે કોઇ પણ વહાણ સીધું ફ્રેન્ચ બંદરે જઇ શકશે નહિ, અને જવા માગશે તો અંગ્રેજ કાફલો તેની જડતી લેશે. આ હુકમ-થી યૂરોપનાં રાજ્યોને હરકત પડવા લાગી, એટલે તેઓ નેપોલિઅન પર ગેરવાજબી હુકમ કાઢવા માટે ગુસ્સે થયાં.

**પોર્ટુગલ અને સ્પેનમાં વિગ્રહ:** પોર્ટુગલના રાજ્યે બર્લિનનો હુકમ ગણકાર્યો નહિ; કેમકે તેને ઇંગ્લેન્ડ જોડે ફળ અને દારૂનો જબરો વેપાર ચાલતો હતો, એટલે તે ગુમાવવા તે તૈયાર ન હતું. સ્પેનના રાજાની અનુ-મતિથી નેપોલિઅન સ્પેનના મુલકમાં થઇ પોર્ટુગલ પર ચડી ગયો. આ ચડાઇમાં વિજય મળવાથી તેણે સ્પેન પણ કબજે કરવાનો વિચાર કર્યો.

સ્પેનના રાજા અને તેના પુત્ર વચ્ચે અણબનાવ હતો. તેનો લાભ લઇ નેપોલિઅને પ્રજામતની વિરુદ્ધ જઇને પણ પોતાના ભાઇને સ્પેનની ગાદીએ બેસાડી દીધો. આથી સ્પેનની પ્રજા એકસંપીલી થઇ દઢતાપૂર્વક નેપોલિઅનની સામે થઇ. આજ સુધી તેણે અનેક વિગ્રહો કર્યા હતા, પણ તે બધા તે તે દેશોની સરકાર સાથે કર્યા હતા. પ્રજાનો ઘણો ભાગ તો તેની તરફેણમાં રહેતો; કેમકે પ્રજા તો ફ્રેન્ચ લોકોને સ્વતંત્રતાના હિમાયતી ધા-રતી, અને માનતી કે ફ્રાન્સમાં કર્યું તેમ આપણો દેશ જીતીને પણ નેપોલિ-અન આપણે ત્યાં નવા ધારા કરશે અને નવું રાજ્યબંધારણ ઘડશે. પરંતુ સ્પેન જોડના યુદ્ધમાં તો એકસંપીલી પ્રજા શું કરી શકે તેનો નવોજ અનુ-ભવ આ શહેનશાહને મળ્યો. તેઓ ફ્રેન્ચ સિપાઇઓ સામે ખુલ્લા મેદાનમાં સામી છાતીએ લડી શકે તેમ ન હતા, પણ જો રડયોખડયો ફ્રેન્ચ સિપાઇ હાથ પડયો તો તેને જીવતો મૂકતાજ નહિ. ફ્રેન્ચ સિપાઇઓને ખાવાપીવાનું પણ મળવું કઠણ થઇ પડતું.

ઇ. સ. ૧૮૦૪માં હિંદુસ્તાનમાં મરાઠાઓ જોડેના યુદ્ધમાં કીર્તિ પામેલા સરદાર સર આર્થર વેલેસ્લીને થોડું સૈન્ય આપી સ્પેન, પોર્ટુગલની કુમકે મોકલવામાં આવ્યો. પરંતુ તરતજ તેને પાછો બોલાવી લઇ સર જૉન મૂરને સરદારી સોંપવામાં આવી. ઇ. સ. ૧૮૦૯માં કોરુન્નાના યુદ્ધમાં અંગ્રેજ સૈન્યનો જય થયો; પરંતુ મૂર લડતાં મરાયો, એટલે વેલેસ્લીને પાછો મોકલવામાં આવ્યો. ફ્રેન્ચ લોકોએ વેલેસ્લીને પોર્ટુગલમાંથી હઠાવવાના જબરા પ્રયત્નો કર્યા, છતાં ત્રણ વર્ષ સુધી વેલેસ્લીએ કિલ્લેબંધી કરી આ હલ્લાની સામે ટક્કર ઝીલ્યા કરી, (ઇ.સ.૧૮૦૯–૧૨). ફ્રેન્ચો થાકયા અને તેઓ જાતેજ સ્પેનમાં પાછા હઠયા. વેલેસ્લીને પ્રથમ વાઇકાઉન્ટ, પછી માર્કિવસ, અને ઇ. સ. ૧૮૧૪માં ડયૂક ઑવ્ વેલિંગ્ટનનાં એકએકથી ચડતાં ઉમરાવપદ આપી સરકારે તેના શૌર્યની કદર કરી.

**રશિઆ પર ચડાઇ:** ઇ. સ. ૧૮૧૨માં સ્પેનમાં વિગ્રહ ચાલતો હતો, તે દરમિઆન નેપોલિઅને રશિઆ ઉપર ચડાઇ કરી. આજ સુધી રશિઆએ નેપોલિઅન જોડે યુદ્ધ કર્યું ન હતું, પરંતુ બર્લિનના ફરમાન પછી રશિઆને ઘણી મુસીબત વેઠવી પડતી હોવાથી ત્યાંના ઝારે નેપોલિઅન જોડે તકરાર કરવા માંડી. લગભગ દસ લાખ સિપાઇઓ લઇને નેપોલિઅને ચડાઇ કરી. રશિઅનો પાછા હઠતા ગયા, અને નેપોલિઅન આગળ વધતો વધતો છેક મોસ્કો સુધી આવી પહોંચ્યો. રશિઆની એ રાજધાની જીતવાથી દેશ સહેલથી તાબે કરી શકાશે એમ માની તેણે મોસ્કોમાં પ્રવેશ તો કર્યો, પરંતુ રશિઅનો તો સલાહ કરવાને બદલે શહેર છોડી તેને આગ લગાડી ચાલ્યા ગયા હતા. રશિઆની કડકડતી ઠંડીમાં નેપોલિઅન ખોરાક કે આશ્રય વિનાનો થઇ પડયો. શત્રુના દેશમાંથી સ્વદેશ સંદેશો પહોંચાડવાનું પણ તેની પાસે સાધન રહ્યું નહિ. તેને વીલે મોંએ પાછા ફરવું પડયું. તેનાં માણસો ભૂખમરાથી કે ટાઢથી મરણ પામ્યાં. રશિઅનો તેની પાછળ પડી તેના સિપાઇઓને રંજાડવા લાગ્યા, અને આવડા મોટા સૈન્યમાંથી માત્ર વીસ હજાર માણસો રશિઆની બહાર પગ મૂકવા પામ્યા. તેના કસાએલા બહાદુર સિપાઇઓ મરી ખૂટયા.

**નેપોલિઅનની પડતી:** યૂરોપનાં રાજ્યોમાં નવો ઉત્સાહ આવ્યો.

ઑસ્ટ્રિઆ, પ્રુશિઆ, રશિઆ, સ્વીડન, અને ઈંગ્લેન્ડનાં સંયુક્ત સૈન્યોએ નેપોલિઅનને લીપઝીગના યુદ્ધમાં હરાવ્યો, (ઇ. સ. ૧૮૧૩). હવે નેપોલિઅનનો સિતારો અસ્ત પામ્યો એમ સર્વને લાગ્યું; કેમકે આ તરફથી વેલેસ્લી પણ સ્પેનમાં ફ્રેન્ચ લોકોને ઉપરાઉપરી હરાવી તેમના અગત્યના કિલ્લા સર કરતો કરતો છેક પીરિનીઝ પર્વતો સુધી પહોંચી આવી ફ્રાન્સમાં ઉતરી આવવાની તૈયારી કરી રહ્યો હતો.

બંને બાજુએથી હુમલાઓ આવતા જોઇ નેપોલિઅને રાજગાદી છોડી, અને જીવતાં સુધી ઈટલીના કિનારાથી દૂર આવેલા એલ્બાના ટાપુમાં એક ખાનગી ગૃહસ્થ તરીકે રહેવાનું તેણે વચન આપ્યું, (ઇ. સ. ૧૮૧૪).

**વૉટર્લુનું યુદ્ધ**: આવા જંગી વિગ્રહમાં થએલી ઉથલપાથલો પછી યૂરોપનાં રાજ્યોની સરહદ કેમ નક્કી કરવી તેનો નિર્ણય કરવા માટે યૂરોપનાં મહારાજ્યોની વિએનામાં સભા મળી. પરંતુ ત્યાં તો સમાચાર મળ્યા, કે નેપોલિઅન એલ્બામાંથી નાસી છૂટી ફ્રાન્સ ગયો છે, અને ત્યાં તેના જુના સિપાઇઓએ હર્ષપૂર્વક તેને શહેનશાહ તરીકે સ્વીકાર્યો છે. તેની જોડે સલાહ તો કોઇને કરવીજ નહતી, એટલે બન્યું તેટલું લશ્કર એકઠું કરી વેલિંગ્ટનની સરદારી નીચે બેલ્જીયમ રવાના કરવામાં આવ્યું. બ્લૂશરની સરદારી નીચે પ્રુશિઅનો તેની કુમકે ઉપડયા. નેપોલિઅનની છેલ્લી અને તેના ભાગ્યનો અને યૂરોપના ઇતિહાસનો નિર્ણય કરનારી લડાઈ વૉટર્લુની થઈ. નેપોલિઅને પોતાની સર્વ ચતુરાઇ વાપરી, પોતાનાં તમામ શૌર્ય અને જોરનો ઉપયોગ કર્યો. પ્રુશિઅનો અને અંગ્રેજોને છૂટા રાખી બંનેની



વેલિંગ્ટન.

સાથે છૂટા છૂટા લડી તેમને હરાવવાની યુક્તિ કરી, પણ સર્વ વ્યર્થ ગયું. નેપોલિઅન હાર્યો, લાંબો વિગ્રહ આખરે પૂરો થયો, અને ઇંગ્લેન્ડ પોતાના જીવલેણ શત્રુના ભયમાંથી મુક્ત થયું, (ઇ. સ. ૧૮૧૫).

નેપોલિઅન અંગ્રેજોને શરણે ગયો, એટલે તેમણે એને જીવતો રાખી આટલાંટિક મહાસાગરમાં આવેલા સેન્ટ હેલિનાના ટાપુમાં એ જીવ્યો ત્યાં સુધી કેદ રાખ્યો. તે ઇ. સ. ૧૮૨૧માં મરણ પામ્યો.

ફરીથી વિએનામાં મહારાજ્યોની સભા મળી. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ પહેલાં યૂરોપના દેશોની જે સરહદ હતી તે કાયમ રાખવામાં આવી, જુના રાજવંશને પાછા પોતાના દેશમાં સ્થાપવામાં આવ્યા, બેલ્જીયમ અને હોલેન્ડને જોડી દેવામાં આવ્યાં, ઇંગ્લેન્ડને કેપ ઑવ્ ગુડહોપ અને માલ્ટા મળ્યાં.

---

## ૬. હિન્દુસ્તાન અને આયર્લૅન્ડ.

**મહાન્ બનાવો:** જ્યૉર્જના સાઠ વર્ષના લાંબા રાજ્યકાળમાં જગત્‌ના ઇતિહાસમાં અગત્યના એવા મહાન્ અને યાદગાર બનાવો બન્યા છે. આટલાંટિકને પેલે પાર આવેલાં અમેરિકાનાં સંસ્થાનોએ બળવો કરી સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું; યૂરોપમાં ફ્રેન્ચ પ્રજાએ રાજ્યક્રાન્તિ કરી; નેપોલિઅને ઘડીભર યૂરોપનાં રાજ્યોની જુની સરહદો ભૂંસી નાખી લગભગ આખા ખંડમાં પોતાની આણ વર્તાવી, અને ઇંગ્લેન્ડમાં પણ યન્ત્રોની શોધખોળ થવાથી દેશ ખેતી કરનારો ટળી જઇ ઉદ્યોગપ્રધાન બની રહ્યો; આથી મોટાં શહેરો ઉભાં થવા લાગ્યાં. ગામડાની વસ્તી ઘટવા લાગી, અને મજુરીના ભાવ ઘટયા; આથી આજકાલ જાણીતા થઈ ગએલા અનેક પ્રશ્નો ઉભા થયા. જ્યોર્જના સમયનો હિંદુસ્તાન અને આયર્લૅન્ડનો ઇતિહાસ હવે જોઇએ.

**હિંદુસ્તાન:** ક્લાઇવે પ્લાસીના યુદ્ધમાં જય મેળવી બ્રિટિશ સત્તાનો પાયો નાખ્યો. તેના પ્રતાપે વેપારીઓની મંડળી રાજકર્તા બની હતી, એટલે નવી મળેલી રાજસત્તા જમાવવાનું કામ તેનેજ સોંપવામાં આવ્યું. તેણે વહીવટમાં નાના મોટા સુધારા કરવા માંડયા, પરંતુ ઇ. સ. ૧૭૬૭ માં નાદુરસ્ત તબીઅતને કારણે આરંભેલું કાર્ય અધુરું રાખી તેને સ્વદેશ

જવું પડયું. ત્યાં તેના શત્રુઓએ તેને સંતાપ્યો, પરંતુ તેણે કરેલી રાજ્યની ઉત્તમ સેવાના બદલામાં તેને નિર્દોષ ઠરાવવમાં આવ્યો. આખરે જિંદગીથી કંટાળી ઇ. સ. ૧૭૭૪ માં તેણે આપઘાત કર્યો.

કલાઇવિના ગયા પછી દેશમાં ઘણી ગેરવ્યવસ્થા ચાલવા લાગી, અને ઇ. સ. ૧૭૭૦ માં બંગાળામાં ભયંકર દુકાળ પડવાથી પ્રજા દુઃખી થઇ. એથી સારો બંદોબસ્ત રાખી દેશનો ઉત્તમ વહીવટ ચલાવવા માટે વૉરન હૅસ્ટિંગ્સને ગવર્નર નીમવામાં આવ્યો.

લૉર્ડ નોર્થ પ્રધાનપદે આવ્યો ત્યારે તેને લાગ્યું કે હિંદુસ્તાન જેવો વિશાળ દેશ માત્ર વેપારીઓની મંડળીના હાથમાં રહેવો જોઇએ નહિ; તેના વહીવટ અને બંદોબસ્તમાં પાર્લમેન્ટનો પણ ભાગ હોવો જોઇએ. આ ઉપરથી તેણે ઇ. સ. ૧૭૭૩ માં બંદોબસ્તનો કાયદો (રેગ્યુલેટિંગ એક્ટ) પસાર કરી હિંદુસ્તાનમાં એક ગવર્નર–જનરલ, તેની સભા અને વડી અદાલતની સ્થાપના કરી. પાછળથી નાના પિટે પાર્લમેન્ટના સભ્યોની બનેલી એક વ્યવસ્થાપક સભા (બૉર્ડ ઑવ્ કાન્ટ્રોલ) સ્થાપી હિંદુસ્તાનનો રાજકીય વહીવટ તેને હસ્તક મૂકી કંપનીના હાથમાં વેપારી વહીવટ રહે એવો કાયદો પસાર કર્યો, (ઇ. સ. ૧૭૮૪).

વૉરન હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર–જનરલ થયો. તેણે દેશમાં સુધારા કર્યા, કાયદા બાંધ્યા અને બ્રિટિશ સત્તા મજબુત કરવાનો યત્ન કર્યો. તેને મરાઠાઓ અને મ્હૈસુરના હૈદરઅલી જોડે યુદ્ધમાં ઉતરવું પડયું, પરંતુ તેમની જોડે તેમણે ડહાપણ ભરેલી સલાહ કરી અંગ્રેજ સત્તા મજબુત બનાવી. પરંતુ તે જ્યારે પાછો ગયો ત્યારે તેના શત્રુઓએ તેના પર હિંદુસ્તાનમાં ગેરવહીવટ ચલાવ્યાના અને હિંદી રાજાઓ પાસેથી જોરજુલમથી પૈસા કઢાવ્યાના આરોપ મૂક્યા. સાત વર્ષ સુધી તેની તપાસ ચાલી, અને અન્તે તેને નિર્દોષ ગણી છોડી મૂકવામાં આવ્યો.

**મ્હૈસુર વિગ્રહો:** જ્યૉર્જ ૩જાના સમયમાં અંગ્રેજોને મ્હૈસુર વિગ્રહો લડવા પડયા. ફ્રેન્ચોએ હૈદર અને તેના પુત્ર ટીપુને સહાય આપી અંગ્રેજોને હિંદમાં નબળા પાડવાનો એક વધારે પ્રયત્ન કરી જોયો. અમેરિકાનાં સંસ્થાનો જોડે વિગ્રહ ચાલતો હતો, તે વખતે તેમની અને હૈદરઅલ્લી વચ્ચે વિગ્રહ થયો,

પરંતુ તેમાંથી કોઈને ખાસ લાભ થયો નહિ. ત્યાર પછી કૉર્નવૉલિસના અને ફ્રાન્સની રાજ્યક્રાન્તિના સમયમાં હૈદરના પુત્ર ટીપુ જોડે બીજા વિગ્રહો થયા. ટીપુ અને નેપોલિઅન વચ્ચે હિંદ ચડાઈ લાવવા વિષે સંદેશા પણ ચાલ્યા હોવા છતાં ફ્રાન્સ તરફથી તેને જીવ જેવી મદદ મળી નહિ. છેવટે તે શ્રીરંગપટ્ટમના ઘેરામાં મરણ પામ્યો, અને રાજ્યના મૂળ હકદારના વંશમાં જન્મેલા વારસને રાજ્ય પાછું આપવામાં આવ્યું, ત્યારે આ વિગ્રહો સમાપ્ત થયા. તે વખતે લૉર્ડ વેલેસ્લી ગવર્નર-જનરલ હતો.

**મરાઠાઓ જોડે વિગ્રહ:** મોગલ સામ્રાજ્યની પડતી થયા પછી પશ્ચિમની આ લડાયક જાતિ પોતાના રાજ્યનો વિસ્તાર કરતી જતી હતી, અને જે મુલક પોતાના તાબામાં ન હોય, ત્યાં અચિન્ત્યો છાપો મારી લૂટફાટ ચલાવી કેર વર્તાવી મૂકતી હતી. મરાઠાઓ કોઈ વાર હૈદર અને ટીપુની સાથે અને કોઇ વેળા તેની સામે રહીને લડતા હતા; બંને અંગ્રેજોના તો કટ્ટા શત્રુ હતા. અંગ્રેજોને મ્હૈસુર વિગ્રહો પૂરા થયા પછી મરાઠાઓ જોડે લડવાનો વારો આવ્યો. તે વખતના ગવર્નર જનરલ વેલેસ્લીના ભાઈ સર આર્થર વેલેસ્લીની સરદારી નીચે અસાઈના યુદ્ધમાં અંગ્રેજોને જબરી જીત મળી (૧૮૦૩); ગ્વાલિઅર અને નાગપુરનાં સૈન્યો હાર્યાં, અને થોડા સમય પછી હોલકરની પણ એજ ગતિ થઈ. ઇ. સ. ૧૮૧૮ માં મરાઠા જોડેના છેલ્લા વિગ્રહમાં અંગ્રેજોની પૂરી જીત થઇ, અને મરાઠા રાજ્યનો મોટો ભાગ તેમના તાબામાં આવ્યો.

**કંપનીની સનદ:** આ ઉપરાંત કંપની પાસેથી ધીમે ધીમે સર્વ રાજકીય સત્તા ખેંચી લેવાની નીતિ પાર્લમેન્ટમાં કંપનીને સનદો આપતી વખતે અમલમાં મુકાવા માંડી. જુની કંપનીને હિંદુસ્તાન જોડે વેપાર કરવાનો એકહથ્થુ હક મળ્યો હતો, પરંતુ જે સનદને આધારે એ હક તેને મળ્યો હતો, તે વખતોવખત નવી કરાવવી પડતી હતી, અને દર વખતે નવી સનદ આપતી વખતે પાર્લમેન્ટ કંપનીના હકમાં કાપ મૂકતી આવતી હતી. વખત જતાં જે કોઈ વેપારીને હિંદ જોડે વેપાર કરવો હોય તેને તેમ કરવાની છૂટ આપવામાં આવી.

આ પ્રમાણે જ્યૉર્જ ૩ જાના અન્તકાળ સુધીમાં અંગ્રેજોની સત્તા હિંદમાં પૂરેપૂરી જામી ગઇ. મરાઠાઓ, નિઝામ અને મ્હૈસુરનાં રાજ્યો તો તાબે

થયાં; તેની જોડે લૉર્ડ વેલેસ્લીની સહાયકારી સૈન્યની યોજનાથી અંગ્રેજ સત્તા સર્વોપરિ થઇ. તેના પછી આવેલા લૉર્ડ મિન્ટો અને લૉર્ડ હેસ્ટિંગ્સે એ સર્વોપરિ સત્તાને વધારે મજબુત કરી અંગ્રેજોની વગ વધારી મૂકી. નેપાલ જોડે કાયમી દોસ્તી થઇ, પિંઢારાઓનો ભય દેશમાંથી દૂર થયો, અને દેશમાં શાન્તિ ભરેલા અમલની તૈયારી થઇ.

**આયર્લૅન્ડ:** અઢારમા સૈકાના આરંભમાં આયર્લૅન્ડની દશા ઘણી બૂરી હતી; આયર્લૅન્ડના કૅથોલિકોએ જેમ્સ રજાનો પક્ષ લીધેલો હોવાથી વિલિયમે ત્યાંના પ્રોટેસ્ટન્ટોની મદદથી તેમને દબાવી દીધા, અને ત્યાર પછી ઈંગ્લેન્ડની પાર્લમેન્ટે આયર્લૅન્ડના કૅથોલિકો વિરુદ્ધ અનેક કડક કાયદાઓ કર્યા. તેમનાથી પાર્લમેન્ટના સભ્ય થવાય નહિ, કે તેને માટે મત પણ આપી શકાય નહિ; સરકારી નોકરીમાં, લશ્કરમાં કે કાફલામાં તેમને નોકરીએ રાખવામાં આવતા નહિ એટલુંજ નહિ, પણ તેમને શિક્ષક કે વકીલનો ધંધો પણ કરવા દેવામાં આવતો નહિ.

આયર્લૅન્ડનો વેપાર પણ અંગ્રેજ વેપારીઓની અદેખાઇથી તોડી પાડવામાં આવ્યો; ત્યાંનો વેપાર તો લગભગ મરી ગયો, અને ખેડુતો બિચારા સાધન વિનાના ગરીબ હાલતમાં આવી પડી લગભગ ભૂખમરો વેઠવા લાગ્યા. તેમના જમીનદારોને તેમની દરકાર ઓછી હતી; તેઓ તો દેશ બહાર ફરતા અને પોતાની જમીન ઉપર કોડી પણ ખરચતા નહિ, એટલે તો ખેડુતોની હાલત દયાજનક થઇ પડી. આથી આયર્લૅન્ડના કૅથોલિક અને પ્રોટેસ્ટન્ટ બંને ઇંગ્લેન્ડ તરફ રોષે ભરાયા. ઘણા આઇરિશો દેશ તજી યૂરોપમાં ઉપડયા અને ત્યાં ફ્રાન્સ, સ્પેન અને રશિઆના શહેનશાહની નોકરીમાં રહ્યા. કેટલાક વેપાર અર્થે સંસ્થાનોમાં પણ ઉપડયા.

**કાયદેસર વિરોધ:** આયર્લૅન્ડને પોતાની સ્વતંત્ર પાર્લમેન્ટ હતી; તે દર વર્ષે મળતી. જ્યોર્જ રજાના અંત સુધી આ પાર્લમેન્ટ અંગ્રેજ સરકારના કબ્જામાં રહેતી; પણ ધીમે ધીમે તેમાં અસંતોષ ઉઠયો, અને ગ્રેટન નામે આગેવાને પોતાની જુસ્સાદાર વાણીથી થાકયા વિના ખંતપૂર્વક ઝુંબેશ ઉપાડી. તેના પ્રયત્નથી ઇ. સ. ૧૭૮૦ માં આયર્લૅન્ડને સ્વતંત્રપણે વેપાર કરવાની છૂટ મળી. અમેરિકાના સ્વતંત્રતા માટેના વિગ્રહમાં ફ્રાન્સ આયર્લૅન્ડ પર

ઓચિન્તો લાવે એવા ભયથી આઇરિશોએ સ્વયંસેવકોનું દળ ઉભું કર્યું. અંગ્રેજ સરકારે અણગમતા મને તેને હથિઆરો આપ્યાં. આ દળના દબાણને વશ થઇ સરકારે આયર્લેન્ડને સ્વતંત્ર પાર્લમેન્ટ આપી. તેણે પસાર કરેલા કાયદાઓ હવે ઇંગ્લેન્ડની પ્રિવિ કાઉન્સિલના કાબુ નીચે રહ્યા નહિ; પણ આ પાર્લમેન્ટમાં એકલા પ્રોટેસ્ટન્ટો હતા, કૅથોલિકોને તો મત આપવાનોજ હક હતો, પાર્લમેન્ટમાં સભ્ય થવાનો નહિ. સ્વતંત્ર પાર્લમેન્ટ મળ્યા પછી પણ દેશમાં દુઃખ તો ઓછું થયું નહિ. તકરાર, ખૂનામરકી, દુકાળ, ગરીબી, અને ભૂખમરો તો એનાં એજ ચાલુ રહ્યાં. લાંચરૂશ્વતનો છચોક ઉપયોગ થવા લાગ્યો. છતાં એમ તો કહેવુંજ જોઈએ કે સ્વતંત્ર પાર્લમેન્ટના વખતમાં આયર્લેન્ડની સ્થિતિ થોડે ઘણે અંશે સુધરવા માંડી.

• ઇ. સ. ૧૭૯૧માં ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ દરમિઆન આયર્લેન્ડમાં પ્રોટેસ્ટન્ટોના વિરોધીઓએ યુનાઈટેડ આઇરિશમેન નામે છુપી મંડળી સ્થાપી. આ મંડળીએ ઇ. સ. ૧૭૯૬માં ઇંગ્લેન્ડ જ્યારે ફ્રાન્સ જોડે યુદ્ધમાં પડયું હતું તે તકે, ફ્રાન્સ મદદ કરશે એવી આશાએ એક મોટો બળવો જગાડયો; પણ બળવાનું પરિણામ કંઈ ન આવ્યું. બળવાખોરોને વિનેગાર હિલના યુદ્ધમાં હરાવી બળવો બેસાડી દેવામાં આવ્યો, અને આગેવાનોને ફાંસીની શિક્ષા કરવામાં આવી.

**આયર્લેન્ડનું જોડાણ:** આ વખતે નાનો પિટ પ્રધાનપદે હતો. તેણે ધાર્યું કે આયર્લેન્ડની સ્વતંત્ર પાર્લમેન્ટ કાઢી નાખી ઇંગ્લેન્ડ અને આયર્લેન્ડની પાર્લમેન્ટ સંયુક્ત કરી હોય, તો એ અભાગિયા દેશમાં શાન્તિ થાય; પણ આયર્લેન્ડની પાર્લમેન્ટ બંધ કરવાનો કાયદો તેની પોતાની પાસેજ પસાર કરાવવો જોઈએ, તેથી તેણે લાંચરૂશ્વત, ઈનામઅકરામ, ભેટસોગાદ અને ઉમરાવપદની કેટલાકને લાલચ આપી, અને આખરે પોતાનું મનમાન્યું કરવા તે શક્તિમાન્ થયો. કૅથોલિકોને પોતાના પક્ષમાં મેળવી લેવા માટે પિટે તેમની વિરુદ્ધના કાયદા રદ કરવાનું વચન આપ્યું. પરંતુ રાજાએ પિટનું કહ્યું માન્યું નહિ, એટલે તેણે રાજીનામું આપ્યું.

ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની સંયુક્ત પાર્લમેન્ટ ઇ. સ. ૧૮૦૧ માં મળી. આમની સભામાં આયર્લેન્ડના સો સભાસદો, અને અમીરોની સભામાં

૨૮ ચુંટાએલા અમીરો અને ચાર ધર્માધિકારી બેસે એમ ઠર્યું. આયર્લૅન્ડનો અમલ ચલાવવા માટે એક વાઇસરૉય અને મુખ્ય સેક્રેટરીની નીમણુક કરવામાં આવી.

ઑસ્ટ્રેલિઆની સ્થાપના વિષે આગળ ઉપર કહેવામાં આવશે.

**છેલ્લા દિવસો:** રાજા હવે ઘરડો અને આંધળો થઈ ગયો હતો. તેને ગાંડપણનો રોગ લાગુ પડવાથી ઇ. સ. ૧૮૧૧ થીજ તેને બદલે તેનો પુત્ર જ્યોર્જ ૪થો તેને નામે રાજ્ય ચલાવતો હતો, એટલે તેના મરણથી નવો રાજા ગાદીએ આવ્યો છે, એવું લોકોને લાગ્યું નહિ. ૮૧ વર્ષની વયે તે ઇ. સ. ૧૮૨૦માં મરણ પામ્યો.

---

## ૭. અઢારમા સૈકાનું ઇંગ્લૅન્ડ.

અઢારમા સૈકામાં ઇંગ્લૅન્ડમાં જે અનેક ફેરફાર થયા, તેમાં સર્વથી મોટો તો એ હતો, કે ઉદ્યોગધંધામાં અને માલની નીપજમાં વરાળનો ઉપયોગ પ્રથમજ કરવામાં આવ્યો. વરાળયંત્રના ઉપયોગથી ઇંગ્લૅન્ડ ખેતી કરનાર દેશ મટી જઇ ઉદ્યોગ કરનારો દેશ થઇ પડયો.

**કારખાનાંની પદ્ધતિ:** વૉલ્પોલના સમયમાં રૂ અને ઊનનું વણાટ-કામ અને બીજા કેટલાક ધંધાઓ તો ચાલતા હતા, પણ તે બધા કારીગરના ઘરમાં ચાલતા, અને દેશનો મોટો ભાગ તો ખેતીમાંજ રોકાએલો હતો. વખત જતાં સુતરના ઉદ્યોગમાં મદદ થાય એવાં યંત્રોની શોધ થવા લાગી; પ્રથમ તો આ યંત્રો પાણીના જોરથી ચલાવવામાં આવતાં; વળી યંત્રો રહ્યાં મોઘાં, એટલે શ્રીમંત માણસો આવાં યંત્રો ખરીદી શકતા. એક પાણીની ચક્કી ઘણાં યંત્રોને ગતિ આપી શકતી હોવાથી ઘણાં યંત્રો મોટાં પાકાં બાંધેલાં મકાનોમાં એક સ્થળે ગોઠવી કામ ચલાવવાનો રિવાજ પડયો; આવાં કારખાનાંમાં કામ કરવા માટે ઘણા મજુરોની જરૂર પડવા લાગી. ઘરમાં વણવા કાંતવાનો ઉદ્યોગ નાશ પામ્યો, અને કારખાનાંની પદ્ધતિ દાખલ થઇ.

આ યંત્રો લોખંડનાં બનાવવામાં આવતાં હોવાથી દેશમાં લોખંડનો ઉદ્યોગ વધારે ખીલવવાની જરૂર પડી. પ્રથમ તો સામાન્ય કોલસાથી લોઢું ગાળવામાં આવતું, પરંતુ વખત જતાં ખનિજ કોલસો પણ લોઢું

ગાળવામાં કામ આવે છે એમ માલમ પડ્યું, એટલે કોલસાની ખાણો ખોદાવા લાગી. ખાણો ઉંડી ખોદાતાં, તેમાં પાણી આવે તે જલદીથી બહાર કાઢી નાખવાનાં સાધનો શોધવાની જરૂર પડી. જેમ્સ વૉટ નામે શોધકે વરાળથી ચાલતા એન્જિનની શોધ કરી. વરાળનો ઉપયોગ તો પ્રથમ પણ જાણીતો હતો, પરંતુ જેમ્સ વૉટે તો ઘણી સહેલાઇથી અને થોડે ખર્ચે ચાલે તેવું એન્જિન બનાવ્યું, એટલે તેનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો. રૂ, ઊન, અને રેશમના વણાટનાં યંત્રોમાં પણ આ એન્જિનનો ઉપયોગ થવા લાગ્યો. આવાં વરાળયંત્રથી ચાલતાં કારખાનાંઓમાં બાળવાને માટે કોલસો પણ પુષ્કળ જોઈએ, એટલે જે પરગણાંમાં કોલસો અને લોખંડ પાસે પાસે મળી શકે એમ હોય તે પરગણાંમાં આવાં કારખાનાંઓ ઉભાં કરવામાં અનુકૂળતા પડે. આ કારણથી લૅંકેશાયરમાં રૂનાં કારખાનાં વધી પડયાં; કેમકે લૅંકેશાયરમાં કોલસાની ખાણો હોવા ઉપરાંત હવામાં ભિનાશ હોવાથી સુતરના લાંબા તાર કાઢવાનું સુગમ પડે છે. યૉર્કશાયરમાં ઊનનાં કારખાનાં વધ્યાં. અનેક માણસો ખેતી છોડી કારખાનાંઓમાં મજુરી કરવા ચાલ્યા. યંત્રોની મદદથી માલની નીપજ વધારે પ્રમાણમાં થવા લાગી અને તેનું ખર્ચ ઓછું આવવા લાગ્યું, એટલે પરદેશમાં બીજા દેશ કરતાં ઇંગ્લેન્ડનો માલ સસ્તો પડવા લાગ્યો. ધંધોરોજગાર અને ખોરાકની છત થતાં વસ્તીમાં પણ વધારો થવા લાગ્યો.

આ ફેરફારોને લીધે લૅંકેશાયર અને યોર્કશાયર પરગણાંમાં મોટાં શહેરો ઉભાં થવા લાગ્યાં; ગામડાંના ગરીબ લોકો મજુરી મળવાની આશાએ ત્યાં જઇ વસવાટ કરવા લાગ્યા. મજુરીના દર ઘણા ઓછા હતા, અને તેમને રહેવાને માટે બાંધવામાં આવેલાં મકાનો નીચાં, અને હવા અજવાળાની પૂરી સગવડ વિનાનાં હતાં. કારખાનાંઓમાં સ્ત્રીઓ અને બાળકો પાસેથી પણ સખત કામ લેવામાં આવતું હતું.

ઇ. સ. ૧૭૬૦ થી ૧૮૨૦ સુધીના સમયને ઔદ્યોગિક પરિવર્તન-નો યુગ કહેવામાં આવે છે; કેમકે તે સમય દરમિઆન ઉદ્યોગધંધો ચલા-વવાનાં સાધનોમાં જબરો ફેરફાર થઈ ગયો. જાણે જુનું ઇંગ્લેન્ડ બદલાઇને નવુંજ થઇ ગયું.

રસ્તાઓ: મોટાં શહેરો ઉભાં થયાં, એટલે એક શહેરથી બીજે શહેર માલની લાવજા કરવી પડે. ઇંગ્લેન્ડમાં તે વખતે સારા રસ્તાઓ ન હતા. ધૂળ અને કાદવવાળા રસ્તાઓમાં મોટા ખાડા પડી રહેતા, અને ઘણી વાર તેમાં ગાડાંઓ ખૂંચ્યા રહેતાં. આવા રસ્તાઓ સમરાવવાની આજ સુધી કોઇને દરકાર ન હતી; પણ હવે તો વેપાર વધતાં આવા રસ્તાઓને લીધે અગવડ પડવા લાગી. એક તરફથી રસ્તાઓ પાકા, મજબુત અને સ્વચ્છ બનાવવાની તજવીજ ચાલી, અને બીજી તરફથી એક સ્થળેથી બીજે સ્થળે સસ્તે દરે માલ પહોંચાડવા માટે દેશમાં નહેરો ખોદાવા લાગી. રસ્તા સુધર્યા એટલે વાહનો પણ સુધર્યા, માલ લાવવા લઇ જવાની સગવડ વધી, અને એકંદરે દેશમાં આબાદી વધી.

સમાજ: લોકોનો પહેરવેશ સાદો અને ભપકા વિનાનો હતો, છતાં શોખીન અને વિલાસી લોકો કયાંક કયાંક રંગબેરંગી કપડાં પહેરતા, અને કમ્મરે તરવાર લટકાવતા. પોલિસની ગોઠવણ હતી નહિ, અને રાત્રે રસ્તા ઉપર દીવા થતા નહિ, એટલે દરેકને પોતાની સંભાળ રાખવી પડતી. છતાં એકંદરે લોકોની રહેણીકરણી સ્વચ્છ અને શુદ્ધ થવા લાગી હતી; પ્લેગનું હવે ત્યાં નામનિશાન રહ્યું ન હતું, અને રક્તપિતનો રોગ તો જડમૂળથી દેશમાંથી ગયો. ચાહ અને કોફીનો જો કે ઉપયોગ થવા લાગ્યો હતો, છતાં હજુ તે મોજશોખની વસ્તુઓ ગણાતી હતી.

શ્રીમંતો અને અમીરોના પુત્રો શાળાઓમાં ભણતા, અને ત્યાંનાં છાત્રાલયો ( બોર્ડિંગ ) માં રહેતા; ગરીબના છોકરાઓ તો ભાગ્યેજ ભણતા. છોકરીઓને પણ હજુ કેળવણી આપવાની શરૂઆત કરવામાં આવી ન હતી.

કાયદાઓ તો હજુએ સખત અને ગુનાનું પ્રમાણ જોયા વિના સજા ફરમાવનારા રહ્યા. ઘણાએ ગુનાઓ કરવા માટે દેહાંતદંડની શિક્ષા કરવામાં આવતી. કરજદાર માણસોને બંદીખાને નાખવામાં આવતા, અને ત્યાં તેમના ઉપર સખતાઈ અને જુલમ ગુજારવામાં આવતાં.

ધર્મ: ધર્મમાં તો ઇંગ્લેન્ડ ચુસ્ત પ્રોટેસ્ટન્ટ દેશજ રહ્યો. તે પોતાની સ્વતંત્ર રાષ્ટ્રીય ધર્મસંસ્થા જાળવી રહ્યું. દેશમાં કેટલાક કેથોલિક પણ હતા, અને તે ઉપરાંત આ રાષ્ટ્રીય ધર્મસંસ્થાથી છૂટા પડેલા ( નૉનકોન્ફોર્મિસ્ટ

અથવા ડિસેન્ટર ) હતા. આ બંને વર્ગના લોકોને સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવતા નહિ. પરંતુ ટયૂડર અને સ્ટુઅર્ટ સમય જેવાં ધર્મના ઝગડાઓ ચાલતાં ન હતા. વૉલ્પોલ તો માનતો હતો કે રાજ્યક્રાન્તિ પછી દેશમાં સંપ વધારવાની ખાસ જરૂર છે, એટલે ધર્મના ઝઘડાઓમાં પડવા જેવું નથી. તેણે ડિસેન્ટરો વિરુદ્ધના કાયદાઓમાં થોડી ઘણી છૂટછાટ પણ મૂકી હતી; જો કે પાર્લમેન્ટ સામી પડે એ ભયથી તે કાયદાઓ તેણે રદ કર્યા ન હતા.

મોટા પગારના ધર્મગુરુઓ મોજીલા અને બેદરકાર થઇ ગયા હતા, અને લોકોમાંથી પણ ધર્મની લાગણી ઓસરી ગઇ હતી. આવે વખતે જ્યૉર્જ રજાના સમયમાં ઑક્સફર્ડના એક નાના મંડળે વેસ્લી અને વ્હિટફિલ્ડની આગેવાની નીચે ધર્મસુધારો કરવાના પ્રયત્નો કરવા માંડયા. તેમનાં લાગણી ભરેલાં અને ધર્મના જુસ્સાથી ઉછળતાં ભાષણો સાંભળી લોકોનાં હૃદય પીગળી જતાં, અને તેમની ધર્મવૃત્તિ જાગૃત થતી. મોટા પિટે જેમ રાજદ્વારી વિષયો સંબંધે ભાષણો કરી લોકોના અંતરમાં સૂઇ રહેલો દેશપ્રેમ જાગૃત કર્યો, તેમ વેસ્લીએ ધર્મ સંબંધી ભાષણો આપી લોકોના અંતરમાં ઉંડી ઉતરી ગએલી ધર્મવૃત્તિને ઉત્તેજન આપી બહાર આણી. વેસ્લી અને તેના અનુયાયીઓ મેથોડિસ્ટસ ( નિયમ પ્રમાણે ચાલનારા ) કહેવાય છે. શરૂઆતમાં તો ઇંગ્લેન્ડના ધર્મખાતાએ વેસ્લી કે તેના ઉપદેશની બહુ પરવા કરી નહિ, પણ આખરે તેને પણ વેસ્લી પાસેથી શીખવાનું મળ્યું. ધર્મગુરુઓ પવિત્ર જીવન ગાળે, પોતાની ફરજો બરાબર બજાવે, અને તેમને બીજી ચિન્તામાંથી મુક્ત રહેવા જેટલો સારો પગાર મળે, એ બાબતો પર હવેથી ધ્યાન અપાવા લાગ્યું.

વેસ્લીના ઉપદેશની અસર માત્ર લોકોની ધર્મવૃત્તિ પર નહિ, પરંતુ તેમના હૃદયમાં રહેલી દયાવૃત્તિ ઉપર પણ થઇ. ઇશ્વરની ભક્તિ કરવી, એટલે મનુષ્ય માત્ર પર પ્રેમ રાખવો એમ તેમને સમજાવા લાગ્યું. તેમનામાં માનવતા ખીલી; ગરીબોની હાલતમાં રસ લેવાવા લાગ્યો; દવાખાનાં ખોલવામાં આવ્યાં; ગરીબોનાં બાળકો માટે રવિવારની શાળાઓ ચાલુ કરવામાં આવી, અને કોઇ કોઇ સ્થળે તો ધર્મગુરુઓએ નિયમિત

શાળાઓ પણ ઉઘાડી. જ્હૉન હાવર્ડ નામના માણસે બંદીખાનાં સુધારવામાં પોતાનું આખું જીવન વીતાવ્યું; કેટલાક અંગ્રેજ વેપારીઓ આફ્રિકામાંથી ગુલામો ખરીદી અમેરિકામાં વેચતા અને પુષ્કળ પૈસો કમાતા, તે સામે વિલ્બરફોર્સ અને તેના સાથીઓએ જબરી ઝુંબેશ ઉપાડી, અને નાના પિટ જેવાએ તો ગરીબો પર બોજો કરે એવા કેટલાક કર પણ હલકા કરી નાખ્યા.

**સાહિત્યઃ** કેળવણીની સ્થિતિ સામાન્ય છતાં અઢારમા સૈકામાં ઘણા લેખકો, કવિઓ, ઇતિહાસકારો અને તત્ત્વજ્ઞાનીઓ થઇ ગયા છે. અંગ્રેજી સાહિત્યમાં એ યુગ મોટો ગણાય છે. હજુ વર્તમાનપત્રો ઘણાં નીકળતાં ન હતાં, અને જે નીકળતાં હતાં તે પણ આજના પ્રમાણમાં ઘણાં નાનાં હતાં.

---

## ૮. પાર્લમેન્ટમાં સુધારો.

**શાંતિ:** ઇ. સ. ૧૮૧૫ માં મહાન્ વિગ્રહનો અંત આવ્યો, અને પેરિસના કોલકરાર થયા પછી ગ્રેટબ્રિટન–ઇંગ્લેન્ડનું સંયુક્ત રાજ્ય લગભગ ૪૦ વર્ષ સુધી શાંતિ ભોગવવા પામ્યું. યૂરોપમાં અને હિંદુસ્તાનમાં તે સમયમાં વિગ્રહો થયા, પરંતુ તેની અસર ઇંગ્લેન્ડ ઉપર થવા પામી નહિ. હવે પછીનો ઇતિહાસ દેશની અંદરના સુધારા અને બનાવોથી ભરેલો છે.

**જ્યૉર્જ ૪ થોઃ** ( ૧૮૨૦–૧૮૩૦ ) જ્યૉર્જ ૩જો ઇ. સ. ૧૮૨૦ માં મરણ પામ્યો એ ખરૂં, પરંતુ ઇ. સ. ૧૮૧૧ ની સાલથી તે ગાંડો થઇ જવાથી તેના પ્રતિનિધિ તરીકે તેનો પુત્ર જ્યૉર્જ રાજ્ય ચલાવતો હતો, એટલે જ્યૉર્જ ૪થાનો રાજ્યઅમલ તો ખરી રીતે ઇ. સ. ૧૮૧૧ થી શરૂ થયો ગણાય. નવો રાજા ગાદીએ આવ્યાથી દેશમાં, પ્રધાનમંડળમાં કે રાજનીતિમાં કંઇ ફેરફાર થયો નહિ.

જ્યૉર્જ મોજીલો, દુરાચારી, આળસુ અને નાલાયક રાજા હતો. તેણે તો ગાદીએ આવતાંજ રાજ્યવહીવટની સર્વ જવાબદારી પોતાના પ્રધાન ઉપર નાખી દીધી, એ એક રીતે સારૂંજ થયું; કેમકે રાજ્યવહીવટ ચલાવવા જેવી જવાબદારીવાળું કામ કરવાની રાજામાં લાયકાતજ ન હતી.

**સ્વતંત્ર ગ્રીસઃ** ફ્રાન્સના લોકોએ જુલમી રાજ્યવહીવટથી કંટાળી સ્વતંત્રતા મેળવવા માટે જે જબરી ઉથલપાથલ કરી, તેનો ઉપદેશ યૂરોપના

બીજા એક દેશે લીધો. ટયૂડર સમયમાં તુર્ક લોકોએ યૂરોપના અગ્નિ કોણમાં આવેલો મુલક જીતી લઈ, પોતાનું મહારાજ્ય વિસ્તારવા માંડયું હતું, પરંતુ ધીમે ધીમે તુર્કસ્તાનની બળવાન્ સત્તા નબળી પડતી જતી હતી, અને તેનું રાજ્ય નબળું પડતું જતું હતું. ઇ. સ. ૧૮૨૧માં તુર્કોના જુલમી અમલ નીચે કચરાએલા ગ્રીસે બળવો કર્યો, અને કેટલાંક વર્ષો સુધી તે ચાલુ રહ્યો. રશિઆએ પોતાના સ્વાર્થ સાધવાના હેતુથી ગ્રીસને સહાય આપી. ગ્રીસ પ્રાચીન દેશ છે. યૂરોપમાં ગ્રીસનો સુધારો પ્રાચીન અને પૂજ્ય ગણાય છે, એટલેજ તેના તરફ યૂરોપના બીજા દેશોનું કુદરતી રીતે વલણ થયું. ફ્રાન્સ અને ઇંગ્લેન્ડે રશિઆ જોડે મળી ગ્રીસની કુમકે એક કાફલો મોકલ્યો. તેણે તુર્કસ્તાનના કાફલા જોડે નેવારિનોના અખાતમાં યુદ્ધ કરી તેનો નાશ કર્યો; ગ્રીસ સ્વતંત્ર થયું, અને આજ સુધી સ્વતંત્ર રહ્યું છે.

**કેથોલિક લોકોને છૂટ:** આ યુદ્ધ વખતે ઇંગ્લેન્ડનો મુખ્ય પ્રધાન કેનિંગ નામે ટોરી પક્ષનો એક અગ્રેસર હતો. તેણે ગ્રીસની મદદે જવા માટે ખાનગી સ્વયંસેવકો અને નાણાં પણ મોકલ્યાં હતાં; પરંતુ યુદ્ધનું પરિણામ આવતાં પહેલાં તે મરણ પામ્યો, એટલે તેની જગાએ વૉટર્લૂનો જીતનાર ડયૂક ઑવ્ વેલિંગ્ટન આવ્યો. તેના સમયમાં કેથોલિક ધર્મ પાળનારાઓ સામે જે કાયદાનાં બંધન હતાં, તે રદ કરનારો કાયદો પસાર કરવામાં આવ્યો. નાના પિટે કરવા ધારેલો આ સુધારો તે સમયે જ્યોર્જ ૩જા અને પ્રજાના ધાર્મિક ઝનૂનને લીધે પસાર ન થયો, તે આખરે સમયબળને લીધે થોડાં વર્ષો પછી થયો.

આપણે જોઇ ગયા કે તે સમયે રોમન કેથોલિકોથી પાર્લમેન્ટમાં બેસી શકાતું ન હતું; આયર્લૅન્ડમાં તેમને મત આપવાનો હક મળ્યો હતો; પરંતુ ઇંગ્લેન્ડ કે સ્કૉટલેન્ડમાં તો એવો હક પણ તેમને ન હતો. આવા અન્યાયી કાયદાથી અસંતોષ પામેલા કેથોલિકોએ પ્રોટેસ્ટન્ટો જેવા હક મેળવવાની ચળવળ કરવા માંડી. ડેનિયલ ઓકોનલ નામે આયર્લૅન્ડના ચતુર અને બુદ્ધિશાળી બારિસ્ટરે પોતાની છટાદાર અને માર્મિક ભાષામાં દેશભરમાં ભાષણો આપી લોકોમાં અન્યાય સામે ઝૂઝવાની જાગૃતિ આણી. ઇ. સ. ૧૮૨૩ માં તેમણે કેથોલિક એસોસિએશન નામે મંડળ સ્થાપ્યું. આ મંડળે

કેથોલિકોને થતો અન્યાય દૂર કરાવવાનું કામ ઉપાડી લીધું. નવી ચુંટણી વખતે ઓકોનલને આયર્લેન્ડના એક પરગણાના પ્રતિનિધિ તરીકે પાર્લ-મેન્ટમાં જવા માટે ચુંટવામાં આવ્યો; પરંતુ તે રહ્યો કેથોલિક એટલે તેના-થી પાર્લમેન્ટમાં શી રીતે બેસી શકાય? ઓકોનલને પાર્લમેન્ટમાં બેસવા દેવામાં ન આવે, તો આયર્લેન્ડમાં મોટો બખેડો ઉભો થાય એવી સ્થિતિ આવી.

વેલિંગ્ટન અને તેના સાથીઓને લાગ્યું, કે કેથોલિકોના આગ્રહ સામે વધારે વખત ટક્કર લઇ શકાય તેમ નથી; તેથી ઇ. સ. ૧૮૨૯ માં કેથોલિકો વિરુદ્ધના કાયદાઓ રદ કરી તેમને પાર્લમેન્ટમાં બેસવા દેવાનો હક આપવામાં આવ્યો. રાજા અને અમીરો આવા કાયદાની વિરુદ્ધમાં હતા, પણ વેલિંગ્ટને તેમને સમજાવી લીધા.

આ કાયદાથી કેથોલિક ધર્મનો કોઇ પણ માણસ પાર્લમેન્ટમાં સભ્ય બની શકે છે, મત આપી શકે છે, અને રાજ્યના કોઇ પણ હોદ્દા ઉપર નીમાઇ શકે છે. ફક્ત તે રાજાની ગેરહાજરીમાં તેનો પ્રતિનિધિ થઇ શકતો નહિ, કે ઇંગ્લેન્ડ કે આયર્લેન્ડમાં લૉર્ડ ચેન્સેલર, કે આયર્લેન્ડમાં લૉર્ડ લેફ્-ટેનન્ટ થઇ શકતો નહિ. ત્યાર પછીના એક કાયદાથી આયર્લેન્ડના લૉર્ડ ચેન્સેલર થવાની તેને છૂટ મળી છે. પરંતુ હજુએ ઇ. સ. ૧૭૦૧નો ગાદી-વારસાનો કાયદો અમલમાં રહેલો હોવાથી ઇંગ્લેન્ડનો રાજા તો પ્રોટેસ્ટન્ટજ હોવો જોઇએ.

આ પ્રમાણે આયર્લેન્ડના કેથોલિકોને રાજ્યવહીવટમાં ભાગ મળ્યો, પણ તેથી તેમને સંતોષ ન થયો. તેમને તો આયર્લેન્ડ માટે સ્વતંત્ર પાર્લ-મેન્ટ જોઇતી હતી.

**બીજા સુધારાઃ** આ ઉપરાંત જ્યોર્જ ૪ થાના રાજ્યકાળમાં ફોજ-દારી કાયદામાં સુધારા કરી અનેક નાના ગુનાઓ માટેની દેહાંતદંડની શિક્ષા રદ કરી તે ગુનાઓના પ્રમાણમાં નવી શિક્ષા મુકરર કરવામાં આવી. પરદેશો જોડે બિનજકાતી વેપાર કરવાના કોલકરાર કરી ઇંગ્લેન્ડનો પરદેશો જોડે વેપાર પણ વધારવામાં આવ્યો.

---

**વિલિયમ ૪ થો:** (૧૮૩૦-૧૮૩૭) ઇ. સ. ૧૮૩૦ માં ૬૮ વર્ષની વયનો જ્યૉર્જ ૪થો મરણ પામ્યો, તેનો લોકોને શોક ન થયો; કેમકે તેઓ તો વિલિયમ જેવા ભલા દીલના, સરળ રાજાના ગાદીએ આવવાથી ઉલટા હર્ષ પામ્યા. તેણે કાફલામાં નોકરી કરી હોવાથી લોકો તેને 'ખલાસી રાજા'ના હેતાળ નામથી ઓળખતા.

વિલિયમ પ્રમાણિક અને ઓછી આવડતવાળો હોવાથી રાજ્યના કામમાં બહુ વચ્ચે ન પડતાં ગમે તે પક્ષનો પ્રધાન હોય, તોપણ તેને સર્વ વહીવટ સોંપી દેતો હતો.

**પાર્લમેન્ટમાં સુધારો:** તે સમયની પાર્લમેન્ટ પ્રજાની ખરેખરી પ્રતિનિધિ ન હતી. અલબત, જુના વખતમાં જે પરગણાં અને ગામોને પ્રતિનિધિઓ પસંદ કરીને મોકલવાનો હક આપવામાં આવ્યો હતો, તેજ પરગણાં અને ગામોના લોકો તરફથી સભ્યો ચુંટાઇને આવતા હતા. પરંતુ ઈંગ્લેન્ડમાં જબરા ફેરફાર થઇ ગયા હતા. પૂર્વે મોટાં શહેર હશે તે ઘસાઇને ગામડાં બની ગયાં હતાં, અને કોઇ કોઈ સ્થળે તો વેરાન બની ગયાં હતાં; અને જ્યાં પૂર્વે વસ્તી રહેતી નહિ, ત્યાં ઔદ્યોગિક પરિવર્તનને લીધે મોટાં શહેરો ઉભાં થયાં હતાં. વળી મત આપવાનો હક પણ પ્રજાના ઘણા થોડા ભાગને મળેલો હોવાથી શ્રીમંતો અને જમીનદારો લાગવગ વાપરી કે પૈસા ખરચીને પોતાના મનમાન્યા માણસ આમની સભામાં મોકલી શકતા. આ પ્રમાણે આમની સભામાં પ્રજાનું હિત હૈયે રાખી કામ કરનારા પ્રજાના ખરા પ્રતિનિધિઓને બદલે જમીનદારોના આશ્રિતો બેસતા, અને તેમના અન્નદાતાની મરજી પ્રમાણે મત આપતા. લાંચરૂશ્વત પણ તે જમાનામાં ખૂબ ચાલતી. વૉલ્પોલ જેવો ચાલાક મંત્રી લાંચરૂશ્વતથી પાર્લમેન્ટને પોતાના પક્ષમાં રાખી શકતો હતો, એ તો પૂર્વે કહેવાઇ ગયું છે. નાના પિટે પોતાના કારભાર દરમિઆન પાર્લમેન્ટમાં સુધારો કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ સભ્યોની રૂખ જોઇ તેણે તે વાત પડતી મૂકી હતી.

ત્યાર પછી નેપોલિઅન જોડેનો મોટો વિગ્રહ પૂરો થયા પછી જ્યૉર્જ ૩જાના રાજ્યનાં છેલ્લાં પાંચ વર્ષ અશાંતિ, તંગી અને આફતમાં ગયાં. દેશમાં ઉદ્યોગધંધાની મંદી હતી, મજુરીના દર હલકા હતા, માલની

મોંઘવારી હતી, અને અનાજની અછત હોવાથી તેના ભાવ ચડી ગયા હતા; તેમાં બાવીસ વર્ષ સુધી લશ્કરમાં કામ કરનારા સિપાઇઓની હવે જરૂર ન રહેવાથી તેમનાં સંખ્યાબંધ ટોળાંઓ કામધંધા વગરનાં થઇ પડી દેશમાં બેરોજગારી અને મોંઘવારીમાં વધારો કરવા લાગ્યાં, ત્યારે પ્રજાની ધીરજ ખૂટી અને તેમાંના કેટલાકોએ તોફાન પણ કર્યું; પ્રજાને દબાવવા માટે તે સમયના પ્રધાનોએ સખતીના ઉપાયો લેવા માંડ્યા. ત્યારથી પ્રજાને એમ લાગ્યું, કે પાર્લમેન્ટમાં આપણા પ્રતિનિધિઓ હોય તો જરૂર આપણા દુ:ખનો ઉપાય થાય. તે વખતથી પાર્લમેન્ટમાં સુધારા કરવાની જરૂરનો સવાલ ચર્ચાવા લાગ્યો.

પણ તે વખતના પ્રધાનો અને રાજદ્વારીઓ ફ્રાન્સની પ્રજાએ ચલાવેલા કેરથી એટલા ભડકી ગયા હતા, કે પ્રજાને વધારે સુધારા આપતાં અચકાતા હતા. વળી પાર્લમેન્ટમાં સુધારા થાય તો જમીનદારોની સત્તા અને લાગવગ ઉપર કાપ પડે, એટલે સુધારા આપવા કોણ તૈયાર થાય? દેશમાં તો અસંતોષ વ્યાપી ગયો હતો. વ્હીગ પક્ષે આ સુધારા કરાવવાનો ઝુંડો ઉપાડ્યો, અને સુધારાનો અડગ વિરોધ કરનાર પ્રધાન ડ્યૂક ઑવ્ વેલિંગ્ટનને રાજીનામું આપવું પડ્યું, (૧૮૩૦). અર્લ ગ્રે નામે વ્હીગ પક્ષનો પ્રધાન નીમાયો, અને તેણે સુધારાનો કાયદો તૈયાર કર્યો; પરંતુ અમીરોની હઠને લીધે ઇ. સ. ૧૮૩૨ સુધી તે પસાર થઈ શક્યો નહિ. પ્રજા તો અધીરી થઇ ગઇ, અને ગુસ્સાના આવેશમાં કોઈ સ્થળે તોફાન પણ થયાં. આખરે પ્રજામતનો વિજય થયો, અને પાર્લમેન્ટમાં સુધારાનો કાયદો પસાર થયો. આ કાયદાથી કેટલાંક ગામડાંઓનો પ્રતિનિધિ મોકલવાનો હક લઇ લેવામાં આવ્યો, નવાં શહેરોને સભ્ય મોકલવાનો હક આપવામા આવ્યો, અને અમુક આવકવાળા દરેક માણસને મત આપવાનો હક પણ આપવામાં આવ્યો.

આ કાયદાથી સુધારો તો બેશક થયો, પરંતુ તેથી કારીગરો, મજુરો અને સ્ત્રીઓને કંઇ હક મળ્યા નહિ. ત્યાર પછી બીજા સુધારાના કાયદાઓ કરી આ ખામી સુધારવામાં આવી છે, અને ઇ. સ. ૧૯૧૮ના કાયદાથી સ્ત્રીઓને મત આપવાનો હક આપવામાં આવ્યો છે.

આ સુધારાના કાયદાની તકરારો વખતે વ્હીગ અને ટોરી નામો બદલાઇ તેમની જગાએ લિબરલ અને કૉન્ઝર્વેટિવ શબ્દોનો ઉપયોગ થયો.

વ્હીગ પક્ષ ઉદાર હતો, સુધારાનો સાથી હતો, પ્રજાને નવા હક આપવા તત્પર હતો, માટે લિબરલ કહેવાયો. ટોરી પક્ષ જુનું સાચવી રાખવાની તરફેણમાં હતો, સુધારાની વિરુદ્ધ હતો, માટે તે કૉન્ઝર્વેટિવ કહેવાયો. લિબરલો ઘણે ભાગે વેપારીઓ અને ધર્મની બાબતમાં સ્વતંત્ર વિચારના હતા; કૉન્ઝર્વેટિવો જમીનદારો અને રાષ્ટ્રીય ધર્મ પાળનારા હતા.

**બીજા સુધારાના કાયદા:** નવી પાર્લમેન્ટ ઇ. સ. ૧૮૩૩માં મળી, ત્યારે તેણે પ્રજાહિતનાં કામો કરવા માંડયાં. પિટે રદ કરવા ધારેલી ગુલામગીરીની પદ્ધતિ નાબુદ કરવાનો કાયદો કરી, ગુલામોનો વેપાર બંધ પાડવામાં આવ્યો; કેટલાક ગુલામોને છૂટા કરવામાં આવ્યા, અને તે બદલ વેપારીઓને મોટી રકમ ભરવામાં આવી.

૧૮૩૩માં કારખાનાનો કાયદો કરી મજુરોની દયાજનક દશા સુધારવામાં આવી. કારખાનામાં કામના કલાકો ઘણા હતા, અને સ્ત્રીઓ અને બાળકોની મજુરી સસ્તી પડતી હોવાથી તેમની પાસે ગજા ઉપરાંત કામ લેવામાં આવતું. આ કાયદાથી કામનો વખત નક્કી કરવામાં આવ્યો, અને ગજા ઉપરાંત કામ ન કરાવવાનું ઠર્યું.

આ ઉપરાંત કેળવણીનો કાયદો અને ગરીબીનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો.

---

## ૯. વિકટોરિઆ.

### ઇ. સ. ૧૮૩૭-૧૯૦૧

**આરંભની મુશ્કેલીઓ:** વિલિયમ ૪થો નિઃસંતાન મરણ પામ્યો હતો, અને તેનો નાનો ભાઇ ડ્યૂક ઑવ્ કેન્ટ તેની હયાતીમાં મરણ પામેલો હોવાથી કેન્ટની પુત્રી વિકટોરિઆએ અઢાર વર્ષની કુમળી વયે રાજ્યની લગામ હાથમાં લીધી. તેની માતાએ તેને બાળપણથીજ સંભાળ ભરેલી કેળવણી આપી હતી, એટલે તે ભલી, મમતાળુ અને રાજકાજમાં રસ લઇને કામ કરનારી થઇ હતી. તેના ચોસઠ વર્ષના લાંબામાં લાંબા રાજ્યઅમલમાં

ઇંગ્લેન્ડ દરેક રીતે આગળ વધ્યું, અને તેનું વિશાળ મહારાજ્ય સ્થપાયું. પ્રજામાં રાણી લોકપ્રિય થઇ પડી, અને તેનું નામ એક મહાન્ રાજકર્તા તરીકે ગણવામાં આવ્યું.



મહારાણી વિક્ટોરિઆ.

પરંતુ તે ગાદીએ આવી ત્યારે દેશનો રંગ કંઇક જુદોજ હતો. છેલ્લા બે રાજાઓની રીતભાતની ખામીને લીધે પ્રજામાંથી તાજ પ્રત્યે વફાદારી ઓસરી ગઇ હતી; અર્લ ગ્રે પછી આવેલા પ્રધાન લૉર્ડ મેલ્બર્નનું પ્રધાનમંડળ બે-દરકાર છે એમ પ્રજામાં વાતો ચાલતી હતી, અનાજની મોંઘવારીથી ગરીબોની દુર્દશા બેઠી હતી, ધંધાદારી વર્ગમાં બેરોજગારી ચાલતી હતી, અને સુ-ધારાના કાયદાથી જે લાભ મળવાની એ લોકોએ આશા રાખી હતી તે ન મળ્યાથી તેઓ કંટાળી ગયા હતા. આવા વિકટ પ્રસંગે રાણીએ મેલ્બર્ન જેવા પાકટ અને અનુભવી માણસમાં પૂર્ણ વિશ્વાસ રાખી તેની સલાહ પ્રમાણે ચાલવા માંડયું.

**લગ્નઃ** રાણીએ ઇ. સ. ૧૮૪૦માં જર્મનીમાં રહેતા પ્રિન્સ આલ્બર્ટ ઑવ્ સેકસ-કોબર્ગ નામે પોતાના સગા જોડે લગ્ન કર્યું. આ લગ્ન સુખી નીવડયું. બંનેને પોતાની મહાન્ પદવીનું પૂરૂં ભાન હતું, અને તેની પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે બંને તનતોડ પરિશ્રમ લેતાં. પ્રિન્સ આલ્બર્ટ રાણીના વિશ્વાસુ સલાહકાર અને ખાનગી મંત્રી તરીકે કામ કરતો હતો. રાણીનો રાજદ્વારી પત્રવ્યવહાર ઘણુંખરૂં તેજ લખી આપતો. તે રાજવહીવટમાં સીધો આગળ પડતો ભાગ લેતો નહિ. ઇ. સ. ૧૮૬૧માં થએલા તેના મરણથી રાણીને જબરો ફટકો લાગ્યો.

**અનાજના કાયદાઃ** રાણી ગાદીએ આવી ત્યારે ગરીબોની દુર્દશા હતી એ પૂર્વે કહેવાઇ ગયું છે. આ દુર્દશાનું મુખ્ય કારણ મજુરીના દર

સસ્તા અને અનાજની મોંઘવારી હતું; કેમકે પરદેશથી અનાજ આણવાની બંધી કરનારો એક કાયદો તે વખતે ચાલતો હતો. જુના વખતમાં પણ ઈંગ્લેન્ડમાં અનાજ આણવાની મના કરનારા કાયદા તો હતા, પરંતુ તે વખતે ઈંગ્લેન્ડ ખેતી કરનારો દેશ હોવાથી આ કાયદો કોઇની આડે આવતો ન હતો; પણ ઔદ્યોગિક પરિવર્તન પછી દેશમાંથી ખેતી ઘટી ગઇ અને વસ્તી વધી, તેથી વસ્તીને જોઇતું અનાજ પૂરૂં પાડવા માટે પરદેશથી મંગાવવાની જરૂરત ઉત્પન્ન થઇ. આવે વખતે પ્રજા ઉપરનું સંકટ દૂર કરવા માટે અનાજ ઉપરની જકાત છેક માફ કરવાને બદલે ઇ. સ. ૧૮૧૫માં અનાજનો કાયદો કરી ઘઉંનો ભાવ ઠરાવેલી હદ ઉપર જાય, ત્યાર વિના પરદેશથી ઘઉં મંગાવવાની મના કરવામાં આવી. જમીનદારો તો આવા કાયદાથી ખુશી થયા; કેમકે તેમને હવે પરદેશ જોડે હરિફાઇ કરવાની રહી નહિ, એટલે તેમને તો મોંમાગ્યો ભાવ મળવાની આશા પાડી; પણ બિચારા કારખાનામાં કામ કરતા ગરીબ મજુરોને તો ભૂખમરો વેઠવા વારો આવ્યો, તેથી કારખાનાના માલીકોને આ કાયદો અકારો લાગવા લાગ્યો. આથી આવા અન્યાયી કાયદા રદ કરવાની ચળવળ ચાલી, અને તેમાં રિચર્ડ કોબ્ડન અને જ્હૉન બ્રાઇટ નામે પ્રસિદ્ધ અને શ્રીમંત વેપારીઓએ આગેવાની ભરેલો ભાગ લીધો. તેમણે ધાન્યના કાયદા વિરુદ્ધ મંડળ ( એન્ટી કૉર્ન લૉ લીગ ) સ્થાપ્યું, અને પોતાનાં સમર્થ અને જુસ્સાદાર ભાષણોથી દેશના એક ખુણેથી બીજા ખુણા સુધી પ્રજામાં જાગૃતિ આણી. દેશના આગેવાન બુદ્ધિશાળી પુરુષોએ આ મંડળને પોતાનો ટેકો આપ્યો.

દેશમાં ઉપરાઉપરી ત્રણ દુકાળ પડવાથી લોકોની દુર્દશા પૂરી થઇ, તેમાં વળી ઇ. સ. ૧૮૪૫માં આયર્લેન્ડમાં બટાટાનો પાક નિષ્ફળ જતાં ભયંકર દુકાળ પડયો. આ વખતે મુખ્ય પ્રધાન લૉર્ડ મેલ્બર્ન પછી આવેલો સર રૉબર્ટ પીલ નામે કૉન્ઝર્વેટિવ હતો. તેણે પોતાના પક્ષની મરજીની ઉપરવટ થઇ ઇ. સ. ૧૮૪૬માં અનાજના કાયદા રદ કર્યા, અને અનાજ ઉપર માત્ર નામની જકાત રાખી. થોડા વખત પછી તે નામની જકાત પણ કાઢી નાખવામાં આવી.

પીલના પક્ષમાં ફૂટ પડી, એટલે તેને રાજીનામું આપી પ્રધાનપદ છોડવું પડયું. ચાર વર્ષ પછી તે ઘોડા ઉપરથી પડવાથી મરણ પામ્યો.

**પ્રદર્શન:** પીલના મરણ પછીનાં થોડાં વર્ષો સુધી પ્રધાનમંડળની અંદર-અંદરની ખટપટો અને ફેરબદલી થયાં. યૂરોપમાં ઇ. સ. ૧૮૪૮માં થોડી ઘણી રાજદ્વારી ઉથલપાથલ થઇ, પરંતુ તેથી ઇંગ્લેન્ડને યુદ્ધમાં ઉતરવું પડયું નહિ. ઇ. સ. ૧૮૫૧માં પ્રિન્સ આલ્બર્ટની સૂચનાથી દેશપરદેશની વસ્તુઓનું એક જંગી પ્રદર્શન ભરવામાં આવ્યું. તેનું માનવું એવું હતું, કે લોકો એક-બીજાનાં કળાકૌશલ્ય જોઇ પરસ્પરને વધારે સમજશે, અને એકબીજાની હરિફાઇથી આગળ વધવાનો પ્રયત્ન કરશે, અને ભવિષ્યમાં યુદ્ધ કરવાની જરૂર રહેશે નહિ. પ્રદર્શનને વાસ્તે એક ભવ્ય કાચઘર બાંધવામાં આવ્યું. દેશપરદેશની પ્રજાઓનાં માણસો તે જોવા ઇંગ્લેન્ડમાં ઉતરી પડયાં. આજ તો આવાં પ્રદર્શનનું મૂલ્ય ઘણું અંકાય છે, અને દર વરસે એક વાર જગતના કોઇ મોટા શહેરમાં તે ભરાય છે.

પણ શાંતિનાં તો સ્વપ્નાંજ રહ્યાં: ચાળીસ વર્ષ સુધી એકધારી શાન્તિ ભોગવ્યા પછી ઇંગ્લેન્ડને થોડાજ વખતમાં લડાઇમાં ઝંપલાવવું પડયું.

**ક્રીમિઆનો વિગ્રહ:** (૧૮૫૪–૫૬) આ યુદ્ધનું ખરૂં કારણ સમજવા માટે રશિઆની રાજનીતિ સમજવી જોઇએ. રશિઆને એક પણ સારૂં બંદર ન હોવાથી કાળા સમુદ્રને માર્ગે થઇ ભૂમધ્ય સમુદ્રમાં જવા માટે કૉન્સ્ટન્ટીનોપલ કબજે કરવાની જરૂર લાગે છે. તે વખતે તુર્કસ્તાનનું મહારાજ્ય નાશ પામતું હતું, તેનો લાભ લઇ બાલ્કન દ્વીપકલ્પ પડાવી લેવાનો તેને લોભ લાગ્યો હતો. પરંતુ યુદ્ધ કરવાને માટે કંઇ બહાનું તો જોઇએ, તેથી તે સમયના રાજ્યલોભી શહેનશાહે એવો દાવો કર્યો, કે જેરૂસલેમમાં આવેલાં ખ્રિસ્તી લોકોનાં પવિત્ર સ્થળોનું તથા તુર્કસ્તાનની હદમાં વસતા સર્વ ખ્રિસ્તીઓનું રક્ષણ કરવાનો હક રશિઆનો છે. તુર્કસ્તાને રશિઆનો આવો દાવો સ્વીકારવાની ચોખ્ખી ના પાડી, એટલે એ બંને રાજ્યો વચ્ચે વિગ્રહ ફાટી નીકળ્યો. ઇંગ્લેન્ડને તુર્કસ્તાન પ્રત્યે કંઇ ખાસ ભલી લાગણી તો ન હતી, પરંતુ તેને લાગ્યું કે યુદ્ધમાં જો રશિઆ જય પામે તો ડાર્ડેનલ્સની સામુદ્રધુની અને કૉન્સ્ટન્ટીનોપલ તેના હાથમાં જાય, એટલે તેને કાળા સમુદ્રમાંથી બહાર નીકળવાનો લાગ મળે, અને હિંદુસ્તાનનું બ્રિટિશ રાજ્ય ભયમાં આવી પડે. આથી તેણે તુર્કસ્તાનને સહાય આપી. ફ્રાન્સ ઇંગ્લેન્ડની પડખે ઉભું રહ્યું.

ફ્રાન્સ અને ઈંગ્લેન્ડનો સંયુક્ત કાફલો ક્રીમિઆ નામે રશિઆની દક્ષિણમાં આવેલા દ્વીપકલ્પમાં મોકલવામાં આવ્યો; તેણે રશિઆનો સેબાસ્ટોપોલ નામે જબરો અને યુદ્ધની સામગ્રીથી ભરેલો કિલ્લો હાથ કરવાનો વિચાર કર્યો. તેણે ક્રીમિઆ જઇ આલ્માના યુદ્ધમાં વિજય મેળવ્યો પણ ખરો, પરંતુ શાંતિ અને મોજનાં ચાલીશ વર્ષ દરમિઆન ઇંગ્લેન્ડની યુદ્ધકળા કટાઇ ગઈ હતી, ને તેનાં માણસોમાં લડવાનું જોમ કે આવડત રહ્યાં ન હતાં, તેથી આ જીત પછી તાબડતોબ જોરબંધ લડાઇ આગળ ચલાવવાને બદલે તેણે વખત ગુમાવી નાખ્યો, અને રશિઆને પોતાના કિલ્લા મજબુત કરી લેવાની તક આપી. રશિઆએ મિત્રરાજ્યોને ક્રીમિઆમાંથી હઠાવી કાઢવા માટે જબરૂં સૈન્ય મોકલ્યું, પરંતુ તે બાલાકલાવા અને ઇન્કરમેનનાં યુદ્ધમાં હાર્યું, અને મિત્રરાજ્યોનાં સૈન્યોએ સેબાસ્ટોપોલને ઘેરો નાખ્યો. આ ઘેરો ૧૮૫૫ ના સપ્ટેમ્બર માસ સુધી ચાલ્યો.

લાંબા વખત સુધી ચાલેલા આ ઘેરામાં અંગ્રેજ લશ્કરને બહુ આપદા પડી. ઈંગ્લેન્ડનો રાજ્યવહીવટ આ સમયે નમાલા માણસોના હાથમાં હતો, અને દેશમાંથી યુદ્ધકળા લગભગ વીસરાઇ ગઇ હતી. તેથી સેનાપતિમાં પણ યોજના કરવાની આવડત કે શક્તિ ન હતી. શરીરને ઠુંઠવી નાખે એવા રશિઆના શિઆળામાં સિપાઈઓ પાસે ન હતાં પૂરતાં પહેરવાનાં કપડાં, કે ન હતો તેમને જોઇતો પૂરતો ખોરાક. તેમના તંબુઓ ફાટેલા હતા, અને ઘણાને તો ભોંય પરજ સૂવું પડતું. દેશમાંથી સામગ્રી મોકલવામાં આવતી હતી ખરી, પણ તેમાં કશી વ્યવસ્થા કે વગજ નહિ; અને ઘણી વાર તો સામગ્રી આવે ત્યારે ખોટી જગાએ ઉતરે. અનેક માણસો મરી ગયા અને બીજા માંદા પડયા, પણ દવાખાનાનું પણ ક્યાં ઠેકાણું હતું કે તેમની માવજત થાય? લશ્કરમાં નવા સિપાઇઓની ભરતી કેમ ચાલુ રાખવી એ પણ કોઇને આવડતું ન હતું. યુદ્ધમાં જોડે આવેલા વર્તમાનપત્રના ખબરપત્રીએ આ ત્રાસદાયક દશાનો વૃત્તાંત લખી મોકલ્યો, ત્યારે પ્રજાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પ્રધાનમંડળ બદલાયું, લૉર્ડ પામર્સ્ટન નામે ઉત્સાહી અમીરને પ્રધાન તરીકે નીમવામાં આવ્યો. તેણે જોઈતી સામગ્રી એકદમ પહોંચાડવાની વ્યવસ્થા કરી; મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલ નામે એક

કુલીન અને સુશિક્ષિત સ્ત્રીની આગેવાની નીચે અનેક સ્ત્રીઓ માંદાની માવજત કરવા ક્રીમિઆ જઈ પહોંચી, અને યુદ્ધનો રંગ બદલાઇ ગયો. ઘેરામાં ટકી શકાય એમ ન લાગવાથી રશિઅનોએ આગ લગાડી સેબાસ્ટોપોલ ખાલી કર્યું. તેનો કિલ્લો તોડી નાખવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૫૬માં પેરિસના કોલકરારથી એવું નક્કી કરવામાં આવ્યું કે તુર્કસ્તાનનું રાજ્ય અખંડ રાખવું, અને કાળા સમુદ્રમાં કોઇએ લશ્કરી વહાણ રાખવાં નહિ. રશિઆના રાજ્યલોભને આથી જીવલેણ ફટકો પડયો. ઇ. સ. ૧૮૭૦માં આ કરાર તોડવાનું તેનામાં પાછું જોર આવ્યું.

**લૉર્ડ પામર્સ્ટન:** ક્રીમિઆના વિગ્રહમાં જય મેળવી પોતાની જબરી કાર્યશક્તિ માટે મશહૂર થએલો આ પ્રધાન થોડો વચમાંનો ગાળો બાદ કરતાં ઇ. સ. ૧૮૬૫ સુધી પ્રધાનપદે રહ્યો. તેના સમયમાં યૂરોપના રાજદ્વારી ઇતિહાસમાં ફેરફાર કરનારા કેટલાક બનાવો બન્યા. પરંતુ મુખ્ય બનાવ તો હિંદુસ્તાનનો ઇ. સ. ૧૮૫૭નો સુપ્રસિદ્ધ બળવો હતો. એ બળવાની વિગતો તો હિંદુસ્તાનના ઇતિહાસમાં આવી શકે. ઇંગ્લેન્ડમાં તો પ્રજા ભય પામી ગઇ, કે મહારાજ્ય જવા બેઠું, પરંતુ પામર્સ્ટને એવે સમયે પણ ધીરજ અને શ્રદ્ધા ખોયાં નહિ.



લૉર્ડ પામર્સ્ટન.

ઇ. સ. ૧૮૫૮ થી ૧૮૫૯ સુધીમાં લૉર્ડ ડર્બીનું નબળું પ્રધાનમંડળ આવ્યું, પરંતુ તેના ગયા પછી પામર્સ્ટન ૭૫ વર્ષની પાકટ વયે પાછો પ્રધાનપદે આવ્યો. તેના ૭ વર્ષના અમલ દરમિઆન દેશમાં શાંતિ રહી અને સમૃદ્ધિ વધી. પરંતુ પરદેશના મામલા જુદાજ હતા.

ઇ. સ. ૧૮૬૧માં અમેરિકાનાં સંસ્થાનોમાં અંદર અંદર લડાઇ જાગી. ઉત્તર અને દક્ષિણ સંસ્થાનો વચ્ચે લાંબા વખતથી શત્રુવટ ચાલી આવતી હતી. દક્ષિણ સંસ્થાનોમાં ગુલામીનો વેપાર ચાલતો હતો, અને ઉત્તર સંસ્થાનો તે રદ કરાવવા મથતાં હતાં. અબ્રાહમ લિંકન નામે ગુલામીનો કટ્ટો શત્રુ સંયુક્ત સંસ્થાનોનો પ્રમુખ થયો, એટલે તેણે ગુલામી રદ કરાવવાની ચળવળ ઉપાડી: દક્ષિણ સંસ્થાનો છૂટાં પડી જવા તૈયાર થયાં, અને ત્રણ વર્ષ સુધી ભયંકર લડાઇ ચાલી. યુદ્ધ દરમિઆન લિંકનનું ખૂન થયું, પરંતુ આખરે ઉત્તર સંસ્થાનો જીત્યાં અને સંયુક્ત સંસ્થાનો અખંડ રહ્યાં.

આ યુદ્ધ દરમિઆન દક્ષિણ સંસ્થાનો માટે ઈંગ્લેન્ડમાં બનાવેલા એક વહાણે કેટલાંક વેપારી વહાણોને નુકસાન પહોંચાડયું. ઉત્તર સંસ્થાનીઓએ આ સર્વની નુકસાની ઈંગ્લેન્ડ પાસે માગી. આ બાબતનો નિકાલ લાવવાનું કામ લવાદી પંચને સોંપવામાં આવ્યું, અને તેણે ઈંગ્લેન્ડ પાસે ઉત્તર સંસ્થાનોને દંડની ભારે રકમ અપાવી.

આ વિગ્રહ દરમિઆન લૅંકેશાયરને દક્ષિણ સંસ્થાનોમાંથી મળતું રૂ બંધ થયું, એટલે ત્યાંનાં કારખાનાંને કામ મળ્યું નહિ, અને હજારો મજુરો ભૂખમરામાં સપડાયા. ઇ. સ. ૧૮૬૨–૬૩માં આ દુ:ખની અવધિ આવી. પરંતુ હિંદુસ્તાન અને મિસરથી રૂનો જથો આવી પહોંચ્યો, અને કારખાનાં પાછાં ચાલુ થયાં.

પામર્સ્ટન ઇ. સ. ૧૮૬૫માં લગભગ છેલ્લી ઘડી સુધી કામ કરીને મરણ પામ્યો.

---

## ૧૦. ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી.

**ગ્લૅડસ્ટન અને ડિઝરાયલીની રાજનીતિ:** ઓગણીસમા સૈકામાં ઈંગ્લેન્ડમાં ત્રણ મહાન્ રાજદ્વારી પુરુષો થયા. રૉબર્ટ પીલ, વિલિયમ યુવર્ટ ગ્લૅડસ્ટન, અને બેન્જામીન ડિઝરાયલી–પાછળથી અર્લ ઑવ્ બીકન્સફીલ્ડ. પીલનાં સામાજિક કલ્યાણનાં કામો વિષે પૂર્વે કહેવાઈ ગયું છે. આ પ્રકરણમાં બીજા બેની રાજનીતિ વિષે કહેવામાં આવશે.

ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી એ માત્ર દીર્ઘદર્શી સમાજસુધારક ન હતા;

તેઓ મહાન્ રાજદ્વારી પુરુષો પણ હતા. બંને જુદે જુદે વખતે પ્રધાન હતા, અને બંને એક બીજાના હરીફ હતા, છતાં બંને દેશનું અને સમાજનું હિત ચાહનારા હતા. બંનેની કાર્યપદ્ધતિ જુદી હતી. ગ્લૅડસ્ટન લિબરલ હતો, અને એમ માનતો કે ઇંગ્લેન્ડે પરદેશની બાબતોમાં માથું ન મારતાં દેશ-કલ્યાણ અને સમાજહિતનાં કામોમાં લક્ષ આપવું જોઇએ; તેણે ન્યાયી રીતે વર્તી પોતાને નુકસાન થાય તો તે વેઠીને પણ શાંતિ અખત્યાર કરવી જોઇએ.

ડિઝરાયલી કૉન્ઝર્વેટિવ હતો, અને તે એમ માનતો હતો કે ઇંગ્લેન્ડ તો સામ્રાજ્ય ઉભું કરવા સરજાએલું છે, માટે તેણે પરદેશના મામલાઓમાં જાગૃત રહી મજબુત રાજનીતિ સ્વીકારવી જોઇએ, અને તેમ છતાં સમાજનું હિત પણ વીસરવું જોઇએ નહિ.

એ બંને મહાપુરુષોએ કરેલા સુધારાઓનું પૂરેપૂરૂં વૃત્તાંત આ ટૂંકા પુસ્તકમાં આપી શકાય નહિ; તેનો માત્ર ખ્યાલ આપી શકાય.

**ગ્લૅડસ્ટનઃ** તે લિવરપૂલના એક શ્રીમંત વેપારીનો પુત્ર હતો. ઇ. સ. ૧૮૩૨માં તે પહેલી વાર સુધારેલી પાર્લમેન્ટમાં સભ્ય તરીકે આવ્યો, અને વચ્ચેનો થોડો ગાળો બાદ કરતાં ઇ. સ. ૧૮૯૫ સુધી તેમાં રહ્યો. તે દરમિઆન તે પોતાનાં જ્ઞાન, ભાષણ કરવાની છટા અને પ્રાચીન સાહિત્યના અભ્યાસને લીધે પાર્લમેન્ટમાં માનભરેલું સ્થાન પામ્યો. પ્રથમ તે કૉન્ઝર્વેટિવ હતો, પરંતુ પીલના મરણ પછી પોતાનો મત ફેરવી તે લિબરલ થયો. મુખ્ય પ્રધાન થયા પહેલાં તેણે પ્રધાનમંડળમાં દાખલ થઇ દેશમાંથી કરવેરા ઓછા કર્યા હતા, વેપારને ઉત્તેજન આપ્યું હતું, અને દેશની આબાદી વધારી હતી.



લૉર્ડ ગ્લૅડસ્ટન.

સાઠ વર્ષની વયે પહોંચેલો આ પ્રધાન કામનો મોટો બોજો ઉપાડી શકતો. તેણે ઇ. સ. ૧૮૬૮ થી ૧૮૭૪ સુધીનાં વર્ષો દરમિઆન પાર્લમેન્ટ પાસે ઘણા સુધારાવધારા કરાવ્યા. તેણે કેળવણીનો કાયદો કરી દરેક બાળકને શાળામાં જવાની ફરજ પાડી. પાછળથી આ કાયદામાં આજ સુધી સુધારાવધારા થતા આવે છે, પરંતુ દરેક માણસને લખતાં વાંચતાં તો આવડવુંજ જોઇએ, એવા હેતુથી કેળવણી ફરજિઆત તો ઇંગ્લેન્ડના ઇતિહાસમાં આ કાયદાથી પહેલીજ વાર થઇ. ત્યાર પછી તેણે બીજો કાયદો કરી ઑક્સફર્ડ–કેમ્બ્રિજનાં વિદ્યાપીઠોમાં ધાર્મિક કસોટી બંધ કરી. 'મજુરોના સંઘ ' નો કાયદો કરી મજુરોને પોતાના સંઘ સ્થાપવાનો કાયદેસર હક છે એમ ઠરાવવામાં આવ્યું. આ ઉપરાંત લશ્કરની વ્યવસ્થામાં પણ ફેરફાર કરનારો કાયદો ઘડવામાં આવ્યો. પ્રથમ લશ્કરી અમલદારોને ચડતી પાયરીની નોકરી પૈસા આપીને ખરીદવા દેવામાં આવતી હતી; એ રીત આ કાયદાથી બંધ પાડવામાં આવી, અને લશ્કરી નોકરીની મુદત ઘટાડવામાં આવી. આ ઉપરાંત ઇ. સ. ૧૮૭૨ માં ' બેલટ એકટ ' નામે કાયદો પસાર કરી ચુંટણી વખતે કોઈ જાણે નહિ એવી રીતે, ખાનગી રીતે મત આપવાની પ્રથા દાખલ કરી ચુંટણી વખતે થતી ધમાલ, અયોગ્ય દબાણ, વગેરે દૂર કર્યાં.

તેણે આયર્લેન્ડને માટે જમીનદારોનો અને ધર્મસંસ્થાનો એમ બે કાયદા કર્યા. તે વિષે આયર્લેન્ડના ઇતિહાસના પ્રકરણમાં કહેવામાં આવ્યું છે.

પ્રજાની લાગણી ઉશ્કેરાઇ ન હોય, ત્યાં સુધી તે પરદેશના મામલાની દરકાર કરતો નહિ. તેના સમયમાં ફ્રાન્સ અને જર્મની વચ્ચે જબરૂં યુદ્ધ થયું હતું, અને યૂરોપની શાંતિમાં ભંગ પડવાનો ભય ઉભો થયો હતો, પરંતુ તેમાં તે તટસ્થ રહ્યો હતો.

ઇ. સ. ૧૮૭૪ માં ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું, અને ડિઝરાયલી પ્રધાન થયો.

**ડિઝરાયલી:** ઇ. સ. ૧૮૩૭ માં ડિઝરાયલી પાર્લમેન્ટમાં ટોરી સભ્ય તરીકે દાખલ થયો. તે પહેલી વાર બોલવા ઉભો થયો, ત્યારે તો તેની એટલી હાંસી કરવામાં આવી, કે શરમના માર્યા તેને બેસી જવું પડયું હતું. પરંતુ ધીમે ધીમે તેની હોશિયારી અને શક્તિની પિછાન થવા લાગી, અને પીલ

જેવાએ તેને આગળ પડવામાં ઉત્તેજન આપ્યું. ડિઝરાયલી બીનજકાતી વેપારનો વિરોધી હોવાથી તેણે પીલની સામે એક પક્ષ ઉભો કરી તેને 'તરુણ ઇંગ્લેન્ડ' ( યંગ ઈંગ્લેન્ડ ) નામ આપ્યું.

ઇ. સ. ૧૮૬૭ માં જે પ્રધાનમંડળ આવ્યું, તેમાં ખરો કર્તાહર્તા તો ડિઝરાયલીજ હતો. તેણે સુધારાનો એક કાયદો પસાર કરાવી, ખેતરમાં કામ કરનારા મજુરો સિવાય બીજા કામદારોને મત આપવાનો હક અપાવ્યો. પરંતુ તે પ્રધાનમંડળ બહુ વાર ટકી શક્યું નહિ. પરંતુ ઇ. સ. ૧૮૭૪ માં ડિઝરાયલીને ખરો પ્રસંગ મળ્યો. આ સમયે તે સુવિખ્યાત, લોકપ્રિય, અને પ્રજામાં માનીતો થઇ પડ્યો હતો. ૭૦ વર્ષની વયે તે પ્રધાન બન્યો, અને ૭ વર્ષ સુધી તેણે દેશનો વહીવટ કુનેહથી ચલાવ્યો.

ક્રીમિઆના વિગ્રહ પછી ઇંગ્લેન્ડને કોઇ યુદ્ધમાં ઉતરવું પડ્યું ન હતું, એટલે પ્રજા ઉપર કરનો બોજો હલકો હતો. પ્રજાકીય દેવું ભરાતું જતું હોવાથી ઓછું થયું હતું, અને એકંદરે પ્રજા સુખી હતી. ડિઝરાયલીએ પ્રધાનપદે આવી થોડા સુધારાના કાયદા કરાવ્યા; પરંતુ તેને ખરો રસ તો પરદેશના મામલાઓમાં પડતો હતો. ઇ. સ. ૧૮૫૬ પછી યૂરોપમાં ત્રણ મોટા વિગ્રહો થઇ ગયા અને ઇંગ્લેન્ડ તટસ્થ રહ્યું, પરંતુ તેથી તે આળસુ કે બેપરવા બની ગયું ન હતું; કેમકે પરદેશના મામલાઓ વિષેનાં ડિઝરાયલીનાં ભભકભર્યા ભાષણો પ્રજાને હંમેશાં જાગૃત રાખતાં હતાં.

**સુએઝની નહેરના શેરોની ખરીદી:** મિસરના ઉડાઉ ખેદિવ ઇસ્માઇલે ઇ. સ. ૧૮૬૬–૬૯ માં તૈયાર થએલી સુએઝની નહેરના ચાળીસ લાખ પાઉન્ડની કિંમતના શેર વેચવા કાઢ્યા. ડિઝરાયલીએ દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાની જાતજોખમદારી ઉપર આ શેર ઇંગ્લેન્ડની સરકાર માટે ખરીદી લીધા, અને જગતનો મહાન્ જળમાર્ગ હાથ કર્યો. આ ઉપરાંત ખરીદેલા શેરનું વ્યાજ મેળવવાને બહાને તેણે મિસરના રાજ્યવહીવટમાં ઇંગ્લેન્ડે જોડે રહેવાનો અધિકાર મેળવ્યો. ધંધાની દૃષ્ટિ કરતાં રાજદ્વારી દૃષ્ટિએજ ડિઝરાયલીએ આ કામ કર્યું હતું.

ઇ. સ. ૧૮૭૭માં મહારાણી વિકટોરિઆએ કૈસરે–હિન્દનો ઇલ્કાબ ધારણ કર્યો.

**બાલ્કન વિગ્રહ:** હાલ આપણે જેને બાલ્કન રાજ્યોના એકઠા નામે ઓળખીએ છીએ, તે મુલક તે વખતે તુર્કસ્તાનના તાબામાં હતો. આ રાજ્યોમાં તુર્ક અમલ સામે ઘણો અસંતોષ પ્રકટેલો હતો. ઇ. સ. ૧૮૭૬માં તુર્ક લોકોની ક્રૂરતા અને જુલમી અમલથી કંટાળેલા બલ્ગેરિઆના લોકોએ બળવો ઉઠાવ્યો. એ બળવાને દાબી દેવામાં તુર્ક સરકારે ઘણી સખતી વાપરી અને ખૂનરેજી ચલાવી. રશિઆને તો તુર્કસ્તાન સામે લડવાનો લાગજ જોઇતો હતો, એટલે તેણે બળવાખોરોનો પક્ષ લઈ તુર્કસ્તાન સામે લડાઈ જાહેર કરી પોતાનું લશ્કર કોન્સ્ટન્ટીનોપલ તરફ રવાના કરી દીધું. તુર્કોએ ટક્કર તો ઝીલી, પણ આખરે રશિઆના બળવાન્ સૈન્ય પાસે તેમનું જોર કામ આવ્યું નહિ, અને રશિઅનો કોન્સ્ટન્ટીનોપલ જઈ પહોંચ્યા.

• ડિઝરાયલી (હવેથી અર્લ ઑવ્ બીકન્સફીલ્ડ) અત્યાર સુધી શાંત બેસી રહી સાવધાનપણે મામલો તપાસતો હતો. બલ્ગેરિઆમાં તુર્કોએ ગુજારેલા જુલમોની સામે તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો; ગ્લેડસ્ટન જેવા મહાપુરુષે દેશમાં અવાજ ઉઠાવ્યો હતો, કે તુર્કોએ ગાંસડાંપોટલાં બાંધી બલ્ગેરિઆ ખાલી કરવું જોઇએ, અને તેમણે કરેલા જુલમની સખત શિક્ષા તેમને મળવી જોઇએ. બીકન્સફીલ્ડ ચૂપ બેસી રહ્યો; પણ જ્યારે રશિઆએ વિજય મેળવ્યો ત્યારે તે સાવધ થઈ ગયો. તેણે ધમકી આપી રશિઆને કોન્સ્ટન્ટીનોપલનો કબજો લેતાં અટકાવ્યું, અને નવેસરથી સંધિ કરવા માટે બર્લિનમાં સર્વ રાજ્યોના પ્રતિનિધિની સભા (કોંગ્રેસ) બોલાવી. આ સંધિથી તુર્કસ્તાનનો મુલક ઘટી ગયો; રૂમાનિઆ, સર્વિઆ અને મોન્ટીનીગ્રોને સ્વતંત્ર થવાની રજા આપવામાં આવી; બોસ્નીઆ અને હર્ઝગોવિનિઆ પ્રાંત ઑસ્ટ્રિઆને સોંપવામાં આવ્યા, અને સાઇપ્રસનો ટાપુ ઇંગ્લેન્ડને મળ્યો. આ સંધિ કરવા માટે બીકન્સફીલ્ડ જાતે બર્લિન ગયો હતો.

આ ઉપરાંત અફઘાનિસ્તાન અને ઝૂલુઓ જોડે વિગ્રહો કરવામાં આવ્યા; દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકોએ સરકારને ખૂબ પજવવા માંડી, અને તેમાં ઇંગ્લેન્ડના વેપારમાં મંદી આવી, એટલે સરકાર પ્રજામાં અપ્રિય બની ગઇ. ફરીથી ગ્લેડસ્ટન ૭૧ વર્ષની વયે પ્રધાનપદે આવ્યો.

ઇ. સ. ૧૮૮૧માં બીકન્સફીલ્ડ મરણ પામ્યો.

## ૧૧. વિક્ટોરિઆ. (ચાલુ)

**પહેલો બોઅર વિગ્રહ:** આફ્રિકામાં આવેલા ટ્રાન્સવાલમાં બોઅર નામે મુખ્યત્વે ડચ ઓલાદની જાત વસતી હતી. આ બોઅરો સ્વતંત્રતાના ચાહનારા હોવાથી તેમને અંગ્રેજ અમલ નીચે રહેવું ગમ્યું નહિ, એટલે તેઓએ ઇ. સ. ૧૮૮૧ માં બંડ કર્યું. આ બંડ માત્ર થોડોજ સમય ચાલ્યું, અને તે દરમિઆન બ્રિટિશ લશ્કર માજુબાની ટેકરી પાસે હાર્યું. બોઅરોને ખરેખર સ્વતંત્રતા જોઇએ છીએ, માટે સ્વરાજ્ય આપવું એમ ધારી ગ્લેડસ્ટને નિરર્થક લોહી રેડવા કરતાં ઇ. સ. ૧૮૮૧ માં પોતાની હાર કબુલી બોઅરો જોડે સંધિ કરી, અને તેમને બ્રિટિશ અમલ નીચે સ્વરાજ્ય ભોગવવાનો હક આપ્યો.

**મિસરનો મામલો:** ડિઝરાયલીએ સુએઝની નહેરના શેરો ખરીદી મિસરના રાજ્યવહીવટમાં કેવી રીતે સત્તા મેળવી તે આપણે જાણીએ છીએ. ખરી રીતે ખેદિવનું રાજ્ય તો નામનુંજ હતું. ખરો અમલ તો ફ્રાન્સ અને ઈંગ્લેન્ડના નીમેલા પ્રતિનિધિઓ ચલાવતા હતા. આ પ્રમાણે પોતાના દેશમાં પરદેશીઓની સત્તા ચાલતી સાંખી ન શકાવાથી અરબી પાશા નામે એક લશ્કરી અમલદારે પોતાનો પક્ષ ઉભો કર્યો, અને ખેદિવ સામે બળવો કર્યો. ઇ. સ. ૧૮૮૨ માં બળવાખોરોએ અલેકઝાંડ્રિઆને ઘેરો ઘાલી થોડા અંગ્રેજોની કતલ કરી, એટલે અંગ્રેજ કાફલાએ એ શહેરને જમીનદોસ્ત કરી નાખ્યું. ફ્રાન્સ લાગ જોઇ આ મામલામાંથી ખસી ગયું, એટલે ઇંગ્લેન્ડે એકલે હાથે યુદ્ધ જારી રાખ્યું. અરબી પાશા અને તેના સાથીઓ તેલ-અલ-કેબીરના યુદ્ધમાં હાર્યા; અરબી પાશાને પકડી સિલોન મોકલવામાં આવ્યો, અને ખેદિવને પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો. દેશમાં બંદોબસ્ત જાળવવા માટે અંગ્રેજ લશ્કરનું એક થાણું રાખવામાં આવ્યું. ત્યારથી બ્રિટિશ લોકો મિસરમાં રહ્યા છે.

**સુદાનમાં વિગ્રહ:** મિસરની દક્ષિણે આવેલા સુદાન પ્રાંતમાં એક ઝનુની ધર્મોપદેશકે પોતાને મહાદી અથવા તારણહાર તરીકે જાહેર કરી કહેવા માંડયું, કે દેશને પરદેશી અમલથી છોડાવવા માટે ઇશ્વરે મને મોકલ્યો છે. તેના અનુયાયીઓ દરવીશો કહેવાયા. આ ઝનુની લોકોને દબાવી દેવા માટે મિસરની સરકારે અંગ્રેજ અમલદારની સરદારી નીચે લશ્કર મોકલ્યું,

પરંતુ મહાદીના માણસોએ તેનો ઘાણ વાળી નાખ્યો. આવી ભારે ખુવારી જોઇને ગ્લેડસ્ટને સુદાનમાંથી બ્રિટિશ સૈન્યને પાછું ખેંચી લેવાનો ઠરાવ




કર્યો, અને તે કામ પાર પાડવા માટે જનરલ ગોર્ડન નામે એક ઉમદા દીલના, બાહોશ સેનાપતિને મોકલવામાં આવ્યો. તે ખાર્તુમ પહોંચ્યો તો ખરો, પરંતુ શત્રુઓએ તેને ઘેરી લીધો; ખાર્તુમનો ઘેરો ઉઠાવી ગોર્ડનને

બચાવવા માટે એક અંગ્રેજ સૈન્ય ઇંગ્લેન્ડથી રવાના કરવામાં આવ્યું, પરંતુ તે કંઈ મદદ કરી શકે તે પહેલાં ખાર્તુમ પડયું, અને ગોર્ડન શત્રુઓને હાથે માર્યો ગયો. ગોર્ડનના બચાવ માટે સૈન્ય મોકલવામાં વિલંબ થયો, તેમાં ગ્લેડસ્ટનનો દોષ ગણવામાં આવે છે, અને બીજે વર્ષે તેને પ્રધાનપદ છોડવું પડયું, તેના કારણમાં એક આ પણ હતું, એમ માનવામાં આવે છે.

પછીનાં તેર વર્ષો સુધી સુદાનમાં દરવીશોનું જોર કાયમ રહ્યું. મિસરમાં અંગ્રેજોની સહાયથી સુધારાવધારા થતા જતા હતા, અને દેશની આબાદી વધતી જતી હતી, એટલે ત્યાંની સરકારને સુદાનમાં પણ પોતાનો અમલ મજબુત બેસાડવાની જરૂર લાગી. ઇ. સ. ૧૮૯૮માં લૉર્ડ કિચનરની સરદારી હેઠળના બ્રિટિશ સૈન્યની મદદથી ઓમદુરમાનના યુદ્ધમાં દરવીશોને સખત હાર ખવરાવવામાં આવી, અને ખાર્તુમનો કબજો લેવામાં આવ્યો, તેમજ સુદાનને ઈંગ્લેન્ડ અને મિસરના સંયુક્ત કબજામાં રાખવામાં આવ્યું.

છેલ્લા મહાવિગ્રહમાં મિસર તુર્કસ્તાન જોડે મળી ગયું, એટલે ઈંગ્લેન્ડે જાહેર કર્યું કે મિસર અમારૂં સંરક્ષિત રાજ્ય છે. ઇ. સ. ૧૯૨૨માં મિસરમાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવામાં આવી છે, અને ફુઆદ ૧લાને રાજા તરીકે નીમવામાં આવ્યો છે.

**આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો:** ગ્લેડસ્ટનના કારભાર દરમિઆન આયર્લેન્ડમાં જબરો ખળભળાટ ઉત્પન્ન થયો; ચાર્લ્સ પાર્નેલ નામે આઇરિશ આગેવાનની સરદારી નીચે આયર્લેન્ડના જોડાણને રદ કરાવવાની ઓકોનલની જુની ચળવળ પાછી ચાલુ થઇ. આયર્લેન્ડમાં અનેક ગંભીર ગુનાઓ થયા; તેને દાબી દેવા માટે સખતાઇના કાયદા કરવામાં આવ્યા, પરંતુ તેને પરિણામે એક અમલદારનું ખૂન થયું. આ સ્થિતિ ટાળવા માટે ગ્લેડસ્ટને ઇ. સ. ૧૮૮૬માં આયર્લેન્ડમાં સુધારા આપવાનો પ્રસિદ્ધ ખરડો રજુ કર્યો. પરંતુ ગ્લેડસ્ટનના અનુયાયીઓમાંજ ફૂટ પડી, અને લિબરલ પક્ષના કેટલાક આગેવાનોએ વિરુદ્ધ મત આપ્યો. ગ્લેડસ્ટનની હાર થઈ, એટલે તેને બદલે લાર્ડ સોલ્સબરી પ્રધાનપદે આવ્યો, (ઇ. સ. ૧૮૮૬).

હવેથી આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાની વિરુદ્ધ પડનારા લિબરલોનો લિબરલ-યુનિઅનિસ્ટ નામે નવો પક્ષ ઉભો થયો.

**સૉલ્સબરીનો કારભારઃ** બીકન્સફીલ્ડના મરણ પછી કૉન્ઝર્વેટિવો-ના આગેવાન તરીકે સૉલ્સબરી ગણાતો હતો. તેના સમયમાં પણ આયર્લૅન્ડનો મામલો ચિન્તા ઉપજાવનારો રહ્યો; ઇ. સ. ૧૮૮૭માં જેમ્સ આર્થર બાલ્ફર નામે તેના સગાને આયર્લૅન્ડનો કારભાર સોંપવામાં આવ્યો. તેણે મજબુત હાથે કામ લઇ આયર્લૅન્ડમાં વ્યવસ્થા આણી અને સુધારા દાખલ કર્યા. બીજી બાજુએ પાર્નેલ એક ખાનગી મુકદ્દમામાં સપડાવાથી પ્રજામાં તેની આબરૂ ઝાંખી પડી, અને ઇ. સ. ૧૮૯૦માં તેને આઇરિશ પક્ષના આગે-વાનના પદ ઉપરથી દૂર હટાવવામાં આવ્યો.

ઇ. સ. ૧૮૮૭માં રાણીને રાજ્ય કરતાં પચાસ વર્ષ પૂરાં થયાં, એ વાતની ખુશાલી દર્શાવવા માટે આખા દેશમાં હર્ષથી પ્રજાએ ઉત્સવ ઉજવ્યો. એ પચાસ વર્ષના રૂડા અમલમાં દેશની ઘણી પ્રગતિ થઇ હતી: પ્રજામાં આબાદી વધી હતી, અને સુખ સગવડ, અને આરામનાં સાધનો વધ્યાં હતાં; દેશનો વેપાર વધ્યો હતો, અને બ્રિટિશ મહારાજ્ય અને તેની વગ તથા પ્રતિષ્ઠા વિસ્તાર પામ્યાં હતાં. આ પ્રસંગને સુવર્ણ મહોત્સવ ( ગોલ્ડન જ્યુબિલી )ના નામથી ઓળખવામાં આવે છે. દસ વર્ષ પછી પાછો હીરક મહોત્સવ ( ડાયમંડ જ્યુબિલી ) ઉજવવાનો પણ પ્રસંગ આવ્યો. આ પ્રસંગે મહારાજ્યના દરેક ભાગમાંથી અનેક માણસો લંડન આવ્યાં હતાં, અને પોતાની ભલી મહારાણી માટે પ્રજામાં પ્રેમનો ઉમળકો ઉભરાઇ આવ્યો હતો.

મુખ્ય પ્રધાનને દેશની અંદરના વહીવટ કરતાં પરદેશી મામલાઓ ઉપર ધ્યાન આપવામાં વધારે રસ પડતો હતો. યૂરોપનો તે એક ચતુર અને આગેવાન રાજદ્વારી નર ગણાતો હતો, અને તેનો વગવસીલો પણ વધારે હતો. તેણે જર્મની જોડે મિત્રાચારી કેળવવા માટે ઇંગ્લૅન્ડના તાબાનો હેલીગોલૅન્ડ ટાપુ જર્મનીને આપી તેના બદલામાં આફ્રિકામાં આવેલા ઝાંઝીબારમાં કેટલાક હક મેળવ્યા.

**ગ્લેડસ્ટન ફરી પ્રધાનપદેઃ** ઇ. સ. ૧૮૯૨માં સૉલ્સબરીનું પ્રધાન-મંડળ તૂટયું, અને ૮૩ વર્ષનો વૃદ્ધ ગ્લેડસ્ટન ફરી અને છેલ્લી વાર મુખ્ય પ્રધાનપદે આવ્યો. તેણે ફરીથી આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો પાર્લ-

મેન્ટમાં રજુ કર્યો; એ ખરડા સામે જબરો વિરોધ હોવા છતાં તે આમની સભામાં તો પસાર થયો, પરંતુ અમીરોની સભાએ તે ઉડાવી દીધો, (૧૮૯૩). ગ્લેડસ્ટન હવે વૃદ્ધ થઇ ગયો હતો, અને હવે તેને માટે બીજું અગત્યનું કામ કરવાનું રહ્યું ન હતું, એટલે તે રાજકાજમાંથી નિવૃત્ત થયો. જિંદગીમાં પહેલીજ વાર તેણે આરામ ભોગવ્યો. વૃદ્ધાવસ્થાની તેના ઉપર અસર થવા લાગી હતી, તેની અદ્‌ભુત શક્તિઓ ઘસાતી જતી હતી, અને તેની આંખે અંધાપો આવતો હતો. ઇ. સ. ૧૮૯૮માં આ મહાપુરુષ ૮૯ વર્ષની વયે મરણ પામ્યો. એના મરણ પછી હજુ સુધી એવો વિદ્વાન્ અને નામાંકિત રાજદ્વારી નર ગ્રેટબ્રિટનમાં થયો નથી.

**સૉલ્સબરી ફરીથી પ્રધાનઃ** ઇ. સ. ૧૮૯૫માં કૉન્ઝર્વેટિવ પક્ષનો લૉર્ડ સોલ્સબરી ફરીથી મુખ્ય પ્રધાન થયો. આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવામાં વિરુદ્ધ પડનારા લિબરલ-યુનિઅનિસ્ટોએ પણ તેના પ્રધાનમંડળનો પક્ષ કર્યાથી તેની સત્તા મજબુત બની, અને કૉન્ઝર્વેટિવ પક્ષ દસ વર્ષ સુધી જોરમાં રહી શક્યો. સૉલ્સબરી ઇ. સ. ૧૯૦૨ સુધી પ્રધાનપદે રહી માંદગીના કારણથી રાજીનામું આપી છૂટો થયો, એટલે તેનો ભત્રીજો જેમ્સ આર્થર બાલ્ફર મુખ્ય પ્રધાન થયો.

સૉલ્સબરીના રાજ્યકારભાર દરમિઆન પરદેશોમાં કેટલાક જાણવા જેવા બનાવો બન્યા. જાપાને ચીનને હરાવ્યું; યુનાઇટેડ સ્ટેટસે સ્પેન જોડે યુદ્ધ કરી ફિલિપાઇન ટાપુઓ પોતાને કબજે લીધા; અને હિંદુસ્તાનમાં લૉર્ડ કર્ઝનનો નામચીન અમલ ચાલ્યો.

આ સર્વ બનાવોમાં મુખ્ય તો બોઅરો જોડેનો બીજો વિગ્રહ હતો. દક્ષિણ આફ્રિકામાં વસવા ગએલા અંગ્રેજો અને આ બોઅર લોકો વચ્ચેનો સંબંધ દિવસે દિવસે કડવો બનતો ગયો હતો. બોઅર લોકો તેમને પોતાના દેશમાંથી હાંકી કાઢવા ઇચ્છતા હતા, પરંતુ સરકાર એમ ધારતી હતી કે એ સંસ્થાનીઓને બોઅર સંસ્થાનોમાં વસવાનો પૂરો હક છે. બોઅરોની જોડે સમાધાનીથી કામ લેવાના પ્રયત્નો કરવામાં આવ્યા, પણ તેનું કંઇ પરિણામ આવ્યું નહિ, અને ઇ. સ. ૧૮૯૯માં ખુલ્લો વિગ્રહ જાહેર થયો.

શરૂઆતમાં તો અંગ્રેજો હાર્યાં. તેમની પાસે લડવા માટે પૂરતાં માણસો કે સાધનો હતાં નહિ, અને બોઅરો ખુલ્લા મેદાનમાં સામી છાતીએ લડતા નહિ. થોડા વખતમાં લેડીસ્મિથ, કિંબર્લી, અને મેફકીંગમાં અંગ્રેજ સૈન્યો ઘેરાઇ ગયાં. ઈંગ્લેન્ડને મદદ આપવા યૂરોપનું કોઇ રાજ્ય તૈયાર ન હતું. ઈંગ્લેન્ડે સ્વયંસેવકોને બહાર પડવા માટે માગણી કરી, અને મહારાજ્યના દરેક ભાગમાંથી સંખ્યાબંધ માણસો રણક્ષેત્ર ઉપર ઈંગ્લેન્ડની વહારે ધાવા તૈયાર થઈ ગયાં. અફઘાનિસ્તાનમાં વિજય મેળવી પ્રખ્યાત થએલા લૉર્ડ રૉબર્ટસને સેનાપતિ નીમી લૉર્ડ કિચનરને તેના હાથ નીચે મૂકવામાં આવ્યો.

હવે બાજી ફરી. નવા સેનાપતિએ ઘેરાઓ છોડાવી ભૂખે મરતા સિપાઇઓને બચાવ્યા, અને ત્યાર પછી બોઅરો જોડે યુદ્ધ કરી તેમને શરણે આવવાની ફરજ પાડી. ઇ. સ. ૧૯૦૨ના જુન માસમાં સંધિ કરવામાં આવી, અને ટ્રાન્સવાલ અને ઑરેન્જ ફ્રી સ્ટેટને મહારાજ્યમાં જોડી દેવામાં આવ્યાં.

**રાણીનું મરણ:** પોતાનાં છેલ્લાં વર્ષોમાં મહારાજ્ય ઉપર વાદળાં ચડી આવેલાં જોઇ અંતરમાં દુઃખ પામતી વૃદ્ધ રાણી બોઅર સંસ્થાનો જોડે સંધિ થઇ તે જોવા જીવતી ન રહી. ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરી માસમાં તે મરણ પામી, અને તેની જગાએ તેનો પાટવી કુંવર એડવર્ડ ૭ મો રાજા થયો.

ઈંગ્લેન્ડની આ મહાન્ રાજ્યકર્ત્રી તરફ પ્રજા ઘણી મમતા અને ભક્તિ રાખતી. તેનું કોમળ હૃદય, તેનો દેશપ્રેમ, તેની પ્રજા તરફની મમતા, તેની કુનેહ, અને તેના ઉચ્ચ ચારિત્રના બળથી તેણે ઈંગ્લેન્ડના રાજપદની પ્રતિષ્ઠા વધારી. દેશના કારભારમાં ચાલતી પક્ષાપક્ષીની ચડસાચડસીમાં પણ રાણીનો સ્વભાવ અને તેની કાર્યકુશળતાથી ઈંગ્લેન્ડની રાજનીતિની એકતા સચવાઇ રહી, અને દેશમાં નકામા બખેડા પણ ઉભા થયા નહિ. એ સદ્ગુણી રાણીના અમલને લીધે મહારાજ્યનાં છૂટાં છૂટાં અંગોમાં એકતા આવી, અને અંગ્રેજ સલ્તનત મજબુત બની.

---

## ૧૨. બદલાએલું ઇંગ્લેન્ડ.

ઓગણીસમા સૈકામાં ઇંગ્લેન્ડમાં જે ફેરફારો થયા તે જ્યારે વિચારવા બેસીએ છીએ, ત્યારે અઢારમા સૈકામાં થએલી શોધો અને તેથી થએલા ફેરફારો ઘણા સાધારણ લાગે છે. ઓગણીસમા સૈકામાં ઈંગ્લેન્ડે જાણે નવોજ અવતાર લીધો: કેટલીક શોધો જુની શોધોમાં માત્ર ફેરફાર કરવાથી થઇ, ત્યારે કેટલીક તો છેકજ નવી થઈ.

**મુસાફરીનાં સાધનો:** દરેક પ્રકારનાં યંત્રોમાં સુધારાવધારા કરવામાં આવ્યા, પણ તેમાં મુખ્ય સુધારો તો વરાળયંત્રમાં થયો. જેમ્સ વૉટે શોધેલા વરાળયંત્રમાં અનેક માણસોએ ફેરફાર કે સુધારા કરવા માંડયા, અને તેને પરિણામે જ્યૉર્જ સ્ટીવન્સને વરાળથી ચાલતા એન્જિનની શોધ કરી. આગગાડીનો જમાનો શરૂ થયો, અને લોકો સસ્તે દરે મુસાફરી કરવા લાગ્યા; માલ સસ્તે નૂરે એક સ્થળેથી બીજે સ્થળે જવા લાગ્યો, અને પગરસ્તા અને ટપ્પાગાડીનો ઉપયોગ બંધ પડયો. આજ તો દેશના ખુણેખુણામાં આગગાડી જઇ પહોંચી છે.

ત્યાર પછી કોલસાને બદલે પેટ્રોલ બાળીને ચલાવી શકાય તેવા યંત્રની શોધ થવાથી મોટરગાડીની શોધ થઇ. આગગાડીને લોઢાના પાટા જોઈએ, અને આ ગાડી તો રસ્તા ઉપરજ ચાલે અને વળી વજનમાં પણ હલકી, એટલે તેનો ઉપયોગ વધવા લાગ્યો. ધીમે ધીમે મોટરગાડી વધારે ઝડપવાળી બનાવવામાં આવ્યાથી આજે દેશના અંદરના ભાગોમાં એક સ્થળેથી બીજે સ્થળે માણસો કે માલ લઈ જવામાં તેનો ઉપયોગ વધવા લાગ્યો છે.

આગગાડીની પેઠે આગબોટો પણ વરાળથી ચાલવા લાગી, એટલે અમેરિકા, ઑસ્ટ્રેલિઆ જેવા દૂર દેશોમાં પહોંચતાં જ્યાં ઘણા મહીનાઓ લાગતા, ત્યાં હવે થોડા દિવસમાં જઇ શકાય છે. વળી તેમાં પણ સુખ અને સગવડનાં સાધનો વધવાથી આજે મુસાફરી કરનારાઓની સંખ્યા વધી છે. માલની લાવજા સસ્તી થઇ છે, એટલે મજુરીના દર પણ સસ્તા થયા છે.

વીસમી સદીમાં તો હવામાં ચાલનારાં વિમાનોની પણ શોધ થઇ છે. હજુ માણસો તે દ્વારા નિયમિત મુસાફરી કરતા નથી, પરંતુ ટપાલ વગેરે લઈ જવાના કામમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. હજુ તેનાં યંત્રોમાં વધારે મજબુતી, વધારે શકિત અને વધારે ગતિ આણવાના પ્રયત્નો થાય છે.

**વિજળી અને તેનો ઉપયોગઃ** ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં વરાળની પેઠે બીજા તત્ત્વ વિજળીને પણ માણસે પોતાના ઉપયોગમાં લીધી છે. તેની મદદથી દૂરના મુલકમાં સંદેશા પહોંચાડવામાં આવે છે, અને હવે આજ તો મીલો, ટ્રામ અને ગાડી પણ વિજળીની મદદથી ચલાવવામાં આવે છે.

માર્કોની નામે એક હોશિયાર ઇટાલિયન પંડિતે દોરડા વગર વિજળીનાં મોજાં મોકલવાની શોધ કરી, અને ઇ. સ. ૧૯૦૨ માં તેણે પોતાની શોધને પ્રતાપે આટલાંટિકની પેલી પાર દોરડાં વગર તાર મોકલ્યો, ત્યારથી એ શોધનો લાભ પણ લેવામાં આવ્યો છે. આજે મોટી આગબોટમાં, દરેક અગત્યના શહેરમાં દોરડા વગર તાર મોકલવાનું યંત્ર હોય છે. એજ શોધને પરિણામે 'બ્રૉડકાસ્ટિંગ'થી કરીને આજે આપણે એક શહેરમાં અપાએલું ભાષણ કે ગવાએલું ગાયન બીજા શહેરમાં ઘેર બેઠાં સાંભળી શકીએ છીએ.

ઇ. સ. ૧૮૭૬ પછી ટેલીફોનની શોધ થઇ.

આ ઉપરાંત યંત્રો ચલાવવામાં, દીવા બાળવામાં, અને બીજાં ઘણાં કામમાં વિજળીનો ઉપયોગ વધતો જાય છે. આજે મોટાં છાપખાનાંઓ વિજળીથી ચલાવવામાં આવે છે, અને આપણને તેને પ્રતાપે રોજ સવારમાં નવું વર્તમાનપત્ર વાંચવા મળે છે.

**ટપાલઃ** આગગાડીની શોધ થવાથી કાગળો ઝડપથી જવા લાગ્યા. અઢારમા સૈકાના આખર સુધી અગત્યના કાગળો ખેપીઆ મારફત કે ઘોડેસવાર જોડે મોકલવામાં આવતા હતા. પછી ટપ્પાગાડીમાં નિયમિત રીતે ટપાલ જવા લાગી; આજે આગગાડીમાં ટપાલ જાય છે. પ્રથમ તો કાગળ જેટલે દૂર મોકલવો હોય તેટલા પ્રમાણમાં તેનું નૂર લેવામાં આવતું, પરન્તુ રોલેન્ડ હિલ નામે એક બુદ્ધિશાળી માણસની સૂચનાથી આજે ગમે ત્યાં પત્ર મોકલવો હોય, તો પણ એક આનાની ટિકિટ લગાવવાથી તે જઇ શકે છે. આવી સસ્તી ગોઠવણથી કાગળ લખનારાઓની સંખ્યા વધી, અને તેની જોડે સરકારની આવક પણ વધી.

**આરોગ્ય અને સ્વચ્છતાઃ** કારખાનાંઓને લીધે મોટાં શહેરો ઉભાં થયાં, ને આબાદ થતાં ગયાં. આ શહેરો સ્વચ્છ અને સુંદર રહે તેમ કર-

વાના પ્રયત્નો થવા લાગ્યા. પાણીનો નિકાસ કરવાની ગોઠવણો કરવામાં આવી, સારાં હવાઅજવાળાવાળાં મકાનો બંધાવા લાગ્યાં, અને અંધારા સાંકડા રસ્તાઓને બદલે પહોળા અને સ્વચ્છ રસ્તાઓ ઉપર પહેલાં ગૅસ અને હવે વિજળીના દીવા શોભવા લાગ્યા. આ રસ્તાઓ ઉપર વધી પડેલી લોકોની અવરજવર નિયમમાં રાખવા માટે પોલિસો રાખવાની ગોઠવણ થઈ. આ પોલિસ રસ્તામાં થતી અવરજવર ઉપર તપાસ રાખે છે, અજાણ્યાને માર્ગ બતાવે છે, અને લોકના જાનમાલનું રક્ષણ કરે છે.

આ ઉપરાંત રોગ મટાડવા અને અટકાવવાના ઉપાયોમાં પણ જબરી શોધખોળ થવાથી એકંદરે પ્રજાનું આરોગ્ય સુધર્યું. શહેરસુધરાઈ દાખલ થવાથી ઝેરી તાવ નાબુદ થયો. ઓગણીસમા સૈકાના મધ્ય સુધી વારંવાર ફાટી નીકળતા પ્લેગ અને કૉલેરા જેવા ભયંકર રોગ દૂર થયા, અને શીતળાની રસીની શોધ થવાથી એ રોગ પણ કમતી થયો. આ ઉપરાંત શસ્ત્રથી વાઢકાપ કરી શરીરના રોગીલા ભાગો દૂર કરવાની કળામાં ઘણો સુધારો થયો.

આ પ્રમાણે સ્વચ્છ હવા, પાણી અને ખોરાક, હવાઅજવાળાવાળાં ઘરબાર અને રોગની સંભાળ, અને ચતુરાઇ ભરેલી માવજત મળવાની સગવડ થવાથી પ્રજાનું આરોગ્ય સુધર્યું. ઇ. સ. ૧૮૩૭માં ઇંગ્લૅન્ડના વતનીનું સરેરાશ આયુષ્ય ૨૮ વર્ષનું હતું, તે વધીને ઇ. સ. ૧૯૦૧માં ૪૦ નું થયું, અને આજે તે ૫૩ વર્ષનું થયું છે.

**પ્રજાજીવનની ઉન્નતિ:** આ પ્રમાણે પ્રજાનાં સુખ, સગવડ અને સમૃદ્ધિમાં વધારો થયો, તેની જોડે માણસોના વિચારમાં પણ ફેરફાર થયા. હાવર્ડ અને વિલ્બરફોર્સે કરેલા પ્રયત્નો વિષે તો આપણે જાણીએ છીએ. આ સૈકામાં પણ એજ દિશામાં પ્રયત્નો ચાલુ રહ્યા. ગુલામગીરીનો વેપાર તો બંધ કરવામાં આવ્યો હતો, પણ હવે બ્રિટિશ મુલકમાં ગુલામ રાખવા એ પણ ગેરકાયદેસર છે એમ ઠરાવવામાં આવ્યું. કેદખાનાની સ્થિતિ સુધારવામાં આવી, અને માણસ ઉપર ગુના કરવા બદલ વેર લેવા માટે નહિ, પણ તેને સુધારવાના હેતુથી તેને બંદીખાને નાખવામાં આવે છે એમ મનાવા લાગ્યું. ફોજદારી કાયદામાં સુધારા થવાથી દેહાંતદંડની સજા માત્ર ખૂનના ગુનાઓમાં થવા લાગી.

આ ઉપરાંત ગરીબોની પણ દાઝ જાણવામાં આવી. કારખાનાંમાં સ્ત્રીઓ અને બાળકો ઉપર કેર વર્તાવવામાં આવતો, અને તેમની પાસેથી ગજા ઉપરાંત કામ લેવામાં આવતું તે કાયદાથી બંધ કરવામાં આવ્યું. કારખાનાંનાં મકાનો મજબુત અને આરોગ્ય કરવાની માલીકો ઉપર જવાબદારી નાખવામાં આવી.

કામદારોની સ્થિતિ સુધારવાને માટે પણ આજ સુધી અનેક કાયદાઓ કરવામાં આવ્યાં છે. અનાથ કે ઓછી કમાઇવાળા મજુરોને મંદવાડમાં પગાર મળે અને દાક્તરી સારવાર મળે, તેવી ગોઠવણ કરવામાં આવી છે. બેરોજગારીના સમયમાં તેમને ગુજરાન જોગું મળે, તે માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું છે. વળી હીણકમાઉ વૃદ્ધોને રાજ્ય તરફથી નાણાંની મદદ પણ આપવામાં આવે છે.

**સાહિત્ય અને કેળવણી:** વિક્ટોરિઆના સમયમાં અનેક લેખકો, કવિઓ, ઇતિહાસકારો થયા. તે સમયનું અંગ્રેજી સાહિત્ય ઘણું સમૃદ્ધ બન્યું. અંગ્રેજી સાહિત્યના ઇતિહાસમાં જે ત્રણ મહાન્ યુગ ગણાય છે, તેમાંનો એક આ હતો.

કેળવણી પણ હવે પ્રજાના સર્વ વર્ગોમાં પ્રસરવા લાગી. સુધારાના કાયદાઓથી મત આપવાનો હક જેમ જેમ પ્રજાને મળતો ગયો, તેમ તેમ સર્વને લાગ્યું કે રાજ્યતંત્રમાં સમજણપૂર્વક ભાગ લેવા માટે દરેક માણસે ઓછામાં ઓછી જરૂર જોગી તો કેળવણી લેવીજ જોઇએ. પ્રથમ તો કેળવણી ફરજિઆત કરવામાં આવી, પરંતુ પાછળથી મફત પણ કરવામાં આવી. સરકારે ખાનગી શાળાઓને નાણાંની મદદ આપી ખાનગી સાહસોને ઉત્તેજન આપ્યું. આજ તો શાળામાં ભણતાં બાળકોનાં શરીર પણ તપાસી તેમનાં શરીર આરોગ્ય અને મજબુત કેમ રહે તેની સંભાળ રાખવામાં આવે છે. બાળકોનાં શરીર અને મન યોગ્ય કેળવણી પામે, અને તેઓ મોટાં થાય ત્યારે જગતની પ્રવૃત્તિમાં ભાગ લેવાને લાયક બને એમ કરવું, એ આજની કેળવણીનો હેતુ ગણાય છે.

---

## ૧૩. બ્રિટિશ મહારાજ્ય.

**સામાન્યઃ** એક નાના ટાપુના રાજ્યમાંથી આજે ઇંગ્લેન્ડ પૃથ્વીને ચારે ખુણે પોતાનું મહારાજ્ય જમાવી બેઠું છે. કેનેડા, ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, ન્યૂઝીલેન્ડ, ન્યૂફાઉન્ડલેન્ડ, પૂર્વ–પશ્ચિમ આફ્રિકાના વિશાળ પ્રદેશ, હિંદુસ્તાન અને તે ઉપરાંત અનેક નાના ટાપુઓ આજે તેના તાબામાં છે. અમેરિકાના વિગ્રહે ઈંગ્લેન્ડને કડવો અનુભવ આપીને શીખવ્યું છે, કે સંસ્થાનોને પોતાનું રાજ્ય ચલાવવામાં સ્વતંત્રતા આપી તેમના પર માત્ર દેખરેખ રાખવાથી મહારાજ્યનું સામાન્ય હિત વધારે સચવાઇ રહેશે.

**કેનેડાઃ** અંગ્રેજોને કેનેડા કેમ મળ્યું તે આપણે જોઇ ગયા. અમેરિકાના વિગ્રહ પછી ઘણા સંસ્થાનીઓ ત્યાં જઇ વસ્યા, અને બ્રિટનમાં પણ દુઃખથી કંટાળેલા અનેક માણસો નસીબ અજમાવી જોવાની આશાએ કેનેડામાં આવ્યા, અને દેશની અંદર પ્રસરવા લાગ્યા. ફ્રેન્ચ રહેવાસીઓ ક્વિબેકની આસપાસ એટલે દક્ષિણ કેનેડામાં રહેતા. તેઓ પોતાના રીતરિવાજ તથા પોતાની ભાષાને વળગી રહ્યા. અંગ્રેજ વસાહતીઓ ઉત્તર કેનેડામાં વસ્યા. નાના પિટે બંને વિભાગને ધારાસભા આપી હતી, પરંતુ આ બંને વિભાગ વચ્ચે વખતોવખત ટંટા થતા, અને ઇ. સ. ૧૮૩૭ માં તો દક્ષિણ કેનેડામાં બળવો પણ થયો. પરિણામે ઇ. સ. ૧૮૪૦ માં બંને વિભાગો જોડી દેવામાં આવ્યા, અને ઇ. સ. ૧૮૬૭ માં નવો કાયદો કરી બીજાં સંસ્થાનોને કેનેડામાં ભેળવી દઇ કેનેડાનું રાજ્ય ( ડુમીનિઅન ઑવ્ કેનેડા ) એવું નામ આપવામાં આવ્યું. આ સંસ્થાનને સ્વતંત્રતા મળતાં તેની ઉન્નતિ ઝડપથી થવા લાગી. ત્યાં રેલવે, તાર, ટપાલ વગેરે દાખલ થયાં, વસ્તી વધી, વેપાર વધ્યો, અને આજે ત્યાંની પ્રજાની આબાદી પણ વધી છે. ત્યાં લાકડાં બનાવવાનો, ફળઝાડ ઉગાડવાનો, અને માછલાં પકડવાનો મોટો ઉદ્યોગ ચાલે છે. તેની રાજધાની ઓટાવા છે.

**ઑસ્ટ્રેલેશિઆઃ** કેપ્ટન કૂક નામે પ્રખ્યાત અને સાહસિક વહાણવટીએ અઢારમા સૈકામાં ઑસ્ટ્રેલિઆની શોધ કરી, તે પૂર્વે ડચ ખલાસીઓ અને એકાદ અંગ્રેજ વહાણવટી ત્યાં ફરી આવ્યા હતા. તેમના પ્રયાસોમાં કશું જાણવા જેવું હતું નહિ. બ્રિટિશ સરકારે કૂકને પાસિફિક મહાસાગરમાં

સફર કરવા મોકલ્યો હતો. ત્રણ વખત સફર કરી તેણે ઑસ્ટ્રેલિઆના પૂર્વ અને નૈઋત્ય કોણની કાળજીપૂર્વક શોધ કરી, અને જ્યૉર્જ ૩જાને નામે તે મુલક કબજે કર્યો, (ઇ. સ. ૧૭૭૦). પછી તે ન્યૂઝીલેન્ડ ગયો. તેની ત્રીજી સફરમાં હવાઈ ટાપુના લોકો જોડે તેને અણબનાવ થવાથી તેને મારી નાખવામાં આવ્યો. ઇ. સ. ૧૭૮૩ માં અમેરિકાનાં સંસ્થાનો સ્વતંત્ર થવાથી કાળા પાણીની સજા પામેલા ગુનેગારોને અહીં મોકલવામાં આવ્યા. પછી તો ફળદ્રુપ જમીન અને ઘેટાં ઉછેરવાને યોગ્ય હવાપાણી જોઈ અનેક માણસો અહીં વસવા આવ્યા. ઘણા કેદીઓ સજાની મુદત પૂરી થઇ રહેતાં ત્યાંજ રહી સ્વતંત્ર સંસ્થાનીઓ તરીકે જીવન ગાળવા લાગ્યા. બીજા લોકો પણ પોતાનો દેશ છોડી જુદાં જુદાં સંસ્થાન સ્થાપી ત્યાં વસવા લાગ્યા.

ઇ. સ. ૧૮૫૧ માં ઑસ્ટ્રેલિઆમાં સોનાની ખાણ મળી આવી, એટલે તો ત્યાં વસવા આવનારનો પાર રહ્યો નહિ. માલદાર થઇ જવાની આશાએ દેશમાંનો કામધંધો છોડી ઘણા લોકો ઑસ્ટ્રેલિઆ દોડયા. તેમાં થોડા ધનવાન થયા, અને બાકીનાઓએ ધીમે ધીમે ખેતીવાડીનો ધંધો ફાયદાકારક લાગવાથી તે સ્વીકાર્યો. પરંતુ આથી તે સંસ્થાનનો વિકાસ ઘણો થયો. સરકારે પણ હવે ત્યાં કેદીઓ મોકલવાનું બંધ કર્યું, અને આખા દેશને છ સંસ્થાનોમાં વહેંચી નાખ્યો.

આ છએ સંસ્થાનો ઇ. સ. ૧૯૦૧ માં જોડાઇ ગયાં. આ રાજ્યને 'કૉમનવેલ્થ ઑવ્ ઑસ્ટ્રેલિઆ' એટલે ઑસ્ટ્રેલિઆનું પ્રજાસત્તાક રાજ્ય કહેવામાં આવે છે. તેની રાજધાની કેનબેરા છે.

**ન્યૂઝીલેન્ડ:** કેપ્ટન કૂક જો કે ન્યૂઝીલેન્ડ જઇ આવ્યો હતો, છતાં ઇ. સ. ૧૮૪૦ સુધી ત્યાં વસવાટ કરવાનો કોઈને વિચાર સરખોએ આવ્યો ન હતો. ઇ. સ. ૧૮૩૯ માં પહેલું વેલિંગ્ટનનું સંસ્થાન વસાવવામાં આવ્યું; ત્યાર પછી ત્યાં ઘણા લોકોએ જઈ વસવા માંડયું છે. ત્યાંના અસલ રહેવાસીઓ મેઓરિસ નામે ઘણી ચતુર અને બહાદુર જાતના લોકો છે. તેમણે વિક્ટોરિઆનું ઉપરીપણું સ્વીકાર્યાં છતાં સંસ્થાનીઓને તેમની જોડે ૧૮૬૦-૬૧માં ને ૧૮૬૩-૬૬માં ખૂનખાર યુદ્ધો લડવાં પડયાં હતાં. પરંતુ આખરે સમાધાન થયું, અને આજે તેમની જોડે સારૂં વર્તન ચલાવવામાં આવ્યાથી

તેઓ વફાદાર પ્રજા તરીકે રહે છે. તેઓ અંગ્રેજો જેટલાજ હક પોતાના દેશમાં ભોગવે છે. ઊન અને સોનાના વેપારથી ન્યૂઝીલેન્ડ સમૃદ્ધ બન્યું છે.

**દક્ષિણ આફ્રિકા:** કેપ ઑવ્ ગુડ હોપની પાસે આવેલા ટેબલ બેના કિનારા પર પ્રથમ સંસ્થાન ડચ લોકોએ સ્થાપ્યાં. તેઓ પોતાના પૂર્વ જોડેના વેપાર દરમિઆન આ જગાએ ઉતરતા અને ખોરાક પાણી લેતા. નેપોલિઅન જોડેના વિગ્રહમાં અંગ્રેજોએ કેપ કોલોનીનો પ્રદેશ ડચ લોકો પાસેથી પડાવી લીધો ખરો, પરંતુ ત્યાં સંસ્થાન સ્થાપ્યું નહિ. ત્યાર પછી અંગ્રેજ સંસ્થાનીઓ ત્યાં રહેવા આવ્યા, ત્યારે તેમણે ઘણી ઝનુની અને લડાયક જાતો જોઇ, અને તેમની જોડે કામ પાડવું સહેલ નથી એમ તેમણે ધાર્યું.

શરૂઆતમાં તો ડચ ખેડુતો—બોઅર લોકો જોડે અંગ્રેજો સલાહસંપથી રહેવા લાગ્યા, પરંતુ તેમણે ધીમે ધીમે હાથપગ પસારવા માંડયા, અને આ ખેડુતોને અંગ્રેજી ભાષા, રીતરિવાજ, અને વિચાર ગ્રહણ કરવા સમજાવવા માંડયા એટલે બોઅરો વીફર્યા. તેમાં વળી ત્યાંના મૂળ વતની જોડે વર્તવા બાબત તેમની વચ્ચે તકરાર પડી. ત્યાંના અસલ વતનીઓની સંખ્યા આ ગોરાઓ કરતાં વધારે હતી. એ અસલ વતનીઓ—કાફિરો ડચ ખેડુતોનાં ઢોર હાંકી જતા, તેમનો માલ ચોરી જતા, અને તેમને અનેક રીતે રંજાડતા. બ્રિટિશ સરકારે ગુનેગારોને સજા કરી આ ત્રાસ અટકાવ્યો: પણ જ્યારે ઇ. સ. ૧૮૩૩ માં આ અસલ વતનીઓને ગુલામગીરીમાંથી મુક્ત કરવામાં આવ્યા, ત્યારે બોઅરો નિરાશ થઇ ગયા; કેમકે તેઓ માનતા હતા કે આ લોકોને તો કાયમના ગુલામજ બનાવી રાખવા જોઇએ, નહિં તો યૂરોપીઅનોને તે કાઢી મૂકશે. અંગ્રેજો આ વિચારને મળતા થયા નહિ. તેમણે કાયદાકાનુનમાં કાફિરો અને યૂરોપીઅનો વચ્ચે તફાવત કાઢી નાખ્યો.

ઘણા બોઅર લોકોએ પોતાનાં જુદાં સંસ્થાન સ્થાપવાનો નિશ્ચય કર્યો. સંખ્યાબંધ બોઅરો પોતાનાં કુટુંબીઓ, સામાન, બળદ, બંદુક અને બાઇબલ લઇ સ્વતંત્ર પ્રદેશમાં વસવા જવા નીકળી પડયા. તેઓએ ઑરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલનાં સંસ્થાનો સ્થાપ્યાં. નાતાલને બ્રિટિશ રાજ્યમાં જોડી દેવામાં આવ્યું.

આ વર્ષો દરમિઆન ઘણા અંગ્રેજો કેપ કોલોનીમાં વસવા આવ્યા હતા; તેઓ છેક ઑરેન્જ નદી સુધી પસરી ગયા. આ તરફથી ઝૂલુ નામે ઝનૂની લડાયક જાતિ બોઅરોને ખૂબ ત્રાસ આપતી હતી, એટલે તેમનું ભલું વિચારી બ્રિટિશ સરકારે ટ્રાન્સવાલ ખાલસા કર્યું, અને ઝૂલુઓની સત્તા તોડી પાડી, (ઇ. સ. ૧૮૭૯). હવે ભય દૂર થયો, એટલે બોઅરો પોતાની સ્વતંત્રતા પાછી માગવા લાગ્યા. માજુબા ટેકરીના યુદ્ધમાં અંગ્રેજો હાર્યા પછી ગ્લેડસ્ટને તેમને સ્વતંત્રતા આપી, ( ઇ. સ. ૧૮૮૪ ).

ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં આફ્રિકાનો મધ્ય ભાગ ફળદ્રુપ અને વસવાટ કરવા લાયક છે એવી શોધ થતાં, યૂરોપનાં રાજ્યો વચ્ચે ત્યાં મોટો મુલક મેળવવા માટે ચડસાચડસી થવા લાગી. તેમાં ઑરેન્જ નદીની ઉત્તરે સોનાની અને હીરાની ખાણો મળી આવી. કેટલીક સોનાની મોટી ખાણો તો ટ્રાન્સવાલમાં આવેલી હતી, એટલે અંગ્રેજ સંસ્થાનીઓ ત્યાં એટલા બધા આવી પડ્યા કે બોઅરો કરતાં તેમની સંખ્યા વધી પડી.

આ વખતે સેસિલ રહોડસ નામે કેપ કોલોનીનો એક રાજદ્વારી અંગ્રેજ ગૃહસ્થ આફ્રિકામાં બને તેટલી હદ સુધી અંગ્રેજી અમલ વિસ્તારવા ઇચ્છતો હતો. તેણે એક ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને મળતી વેપારી મંડળી સ્થાપી. આ મંડળીએ ર્‍હોડેશિઆ નામે સંસ્થાન સ્થાપી તેનો કબજો લીધો. આથી બોઅરો અંગ્રેજો ઉપર ગુસ્સે થયા, અને પોતાનું વેર વાળવા તેમણે ટ્રાન્સવાલમાં આવી વસેલા પરદેશીઓ ઉપર ભારે કર નાખ્યા; પણ તેમને રાજ્યવહીવટમાં ભાગ આપવાની ના પાડી. પરિણામે બોઅરો અને અંગ્રેજો વચ્ચે વારંવાર તકરારો ઉઠવા લાગી, અને ઇ. સ. ૧૮૯૯માં તો બે પ્રજા વચ્ચે ખુલ્લી લડાઇ જાગી.

ઇ. સ. ૧૯૦૨ની સંધિથી ટ્રાન્સવાલ અને ઑરેન્જ ફ્રી સ્ટેટને બ્રિટિશ અમલ નીચે મૂકવામાં આવ્યાં. ઇ. સ. ૧૯૦૬ માં તેમને સ્વરાજ્ય આપવામાં આવ્યું, અને ઇ. સ. ૧૯૦૯ માં કેપ ઑવ્ ગુડ હોપ, નાતાલ, ટ્રાન્સવાલ, અને ઑરેન્જ ફ્રી સ્ટેટને જોડી દઇ એક સંયુક્ત રાજ્ય બનાવવામાં આવ્યું.

છેલ્લા મહાન વિગ્રહમાં કેટલાક અધીરા બોઅરોએ બ્રિટિશ સરકાર સામે બળવો કરેલો ખરો, પરંતુ બોઅર સેનાપતિએ તે બેસાડી દીધો હતો એટલુંજ નહિ, પરંતુ બોઅર સૈન્યોએ જર્મનીના તાબાના નૈર્ઋત્ય આફ્રિકા અને પૂર્વ આફ્રિકાના પ્રદેશો જીતી લીધા હતા.

દક્ષિણ આફ્રિકા.

**હિંદુસ્તાનઃ** જ્યૉર્જ ૩જાના રાજ્યઅમલ સુધીનો ઇતિહાસ તો આપણે જોઇ ગયા. ત્યાર પછીના ઇતિહાસને ઇંગ્લેન્ડના ઇતિહાસ જોડે ઘણો સંબંધ નથી, એટલે તે ટુંકાણમાં જોઇ જઇએ.

ઓગણીસમા સૈકાના આરંભમાં રશિઆએ એશિઆ ખંડમાં પોતાના હાથપગ પ્રસારવા માંડયા, એટલે હિંદુસ્તાનની સરકારને વાયવ્ય સરહદ પર ધ્યાન આપવાની જરૂર પડી; કેમકે તેને ભય લાગ્યો કે અફઘાનિસ્તાન રશિઆની જોડે દોસ્તી બાંધી લે, તો રશિઆ મનધાર્યું કરી શકે. આ ભયથીજ અફઘાનિસ્તાન જોડે ૧૮૩૯–૪૦માં અને ૧૮૭૮–૮૦માં વિગ્રહો કરવામાં આવ્યા. બરફવાળા, ડુંગરાળ પ્રદેશમાં અનેક મુશ્કેલીઓ વેઠીને પણ લૉર્ડ રૉબર્ટસે જય મેળવ્યો (૧૮૮૦), અને અંગ્રેજોને નિર્ભય કર્યા. સ્વતંત્ર અફઘાનિસ્તાન આજ સુધી અંગ્રેજોનું મિત્ર છે.

અફઘાનિસ્તાન જોડેના પહેલા વિગ્રહ પછી બહાદુર શીખ લોકોની સામે બે વિગ્રહો લડવામાં આવ્યા, અને તેમાં તેમને હરાવી પંજાબ ખાલસા કરવામાં આવ્યો. સિંધ, દક્ષિણ બ્રહ્મદેશ, વગેરે સરહદ પર આવેલાં રાજ્યોની પણ એજ દશા થઇ.

ઇ. સ. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ થયું એ પછી સ્થપાએલા અંગ્રેજી રાજ્યના પાયા હચમચાવી નાખે એવો બનાવ તો ઇ. સ. ૧૮૫૭માં બન્યો. લૉર્ડ ડેલહાઉસીએ અનેક રાજ્યોને ખાલસા કરી લીધાથી તે રાજ્યોના રાજાઓમાં અસંતોષ ફેલાયો હતો; દેશમાં કરવામાં આવતા સુધારા પ્રત્યે પ્રજા શંકાની નજરે જોતી હતી, અને આ તો આપણને ધર્મભ્રષ્ટ કરવાની યુક્તિઓ છે એમ માનતી હતી; અંગ્રેજ અમલનો સો વરસ પછી અંત આવવાનો છે એવી લોકવાયકા ચાલતી હતી. તેમાં લશ્કરમાં નવી જાતની બંદુકો દાખલ કરવામાં આવી. એ બંદુકોમાં વાપરવાની કારતુસોના છેડા કરડી કાઢવાના હતા; સિપાઇઓમાં વાત ચાલી કે એ કારતુસો ઉપર ગાય અને ડુક્કરની ચરબી ચોપડવામાં આવી છે. સિપાઇઓ ઉશ્કેરાયા અને તેઓએ બંડ કર્યું. મીરતમાંથી શરૂ થઇ આ બંડ ઉત્તર હિંદ સુધી ફેલાયું. બળવાની વિગતો તો હિંદુસ્તાનના ઇતિહાસનો વિષય છે. બળવો શમાવી દેવામાં આવ્યો, ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના હાથમાંથી હિંદનો રાજ્યવહીવટ લઇ લઈ પાર્લમેન્ટને હસ્તક મૂકવામાં આવ્યો. ત્યાર પછીના ગવર્નર જનરલ વાઇસરૉય એટલે રાજાના પ્રતિનિધિ કહેવાવા લાગ્યા. હિંદુસ્તાનનો રાજ્યવહીવટ એક જુદા પ્રધાનને સોંપવામાં આવ્યો.

ત્યાર પછી રાજ્યતંત્રમાં પ્રજાને ભાગ આપવાના હેતુથી દેશમાં ધારાસભાઓ સ્થાપવામાં આવી, અને બીજા પણ જરૂરજોગા સુધારા કરવામાં આવ્યા. યુદ્ધો બંધ થતાં પ્રજાની રાજ્યમાં ભાગ લેવાની ઇચ્છા જાગૃત થઇ, અને ઇ. સ. ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભા (નેશનલ કૉન્ગ્રેસ) સ્થપાઇ. તેના પ્રયત્નોથી ઇ. સ. ૧૯૦૯ માં પ્રજાને થોડા ઘણા સુધારા આપવામાં આવ્યા. ત્યાર પછી ઇ. સ. ૧૯૨૧માં હિંદને બીજા વધારે સુધારા આપવામાં આવ્યા છે. આ સુધારા દસ વર્ષ અજમાવી જોયા પછી વધારે સુધારા આપવા કે નહિ તે નક્કી કરવામાં આવશે, એવું તે વખતે જણાવવામાં આવ્યાથી હાલ સર જૉન સાઇમનના પ્રમુખપણા નીચે તપાસ કરનારી મંડળી નીમાઈ છે: તે તપાસ કરી પોતાનો જે અભિપ્રાય જણાવશે તે ઉપર હિંદના ભવિષ્યનો આધાર છે.

**આયર્લૅન્ડ**: રોમન કૅથોલિકોની સામેનાં બંધનો દૂર થયાં તેથી ડેનિયલ ઓકોનલ જંપીને બેઠો નહિ; તેને તો આયર્લૅન્ડનું જોડાણજ રદ કરાવવું હતું. તેનાં સ્વદેશાભિમાન ભરેલાં ભાષણોની જબરી અસર થતી જોઈ રૉબર્ટ પીલે તેને કાયદાના સકંજામાં સપડાવી કેદમાં નાખ્યો (ઇ. સ. ૧૮૪૪). પરંતુ તેથી આયર્લૅન્ડની ચળવળ નરમ પડી નહિ.

ઇ. સ. ૧૮૪૫માં આયર્લૅન્ડમાં ભયંકર દુકાળ પડયો. આયર્લૅન્ડનો મુખ્ય ખોરાક બટાટા છે, અને તેને કંઇ રોગ લાગુ પડવાથી તેનો પાક બરાબર ઉતર્યો નહિ. લોકમાં અસહ્ય ભૂખમરો ચાલ્યો, અને પીલે સ્થિતિ વિચારી અનાજના કાયદા રદ કર્યા (ઇ. સ. ૧૮૪૬), તો પણ લોકોનું દુઃખ પૂરતા પ્રમાણમાં ઓછું થયું નહિ, એટલે અનેક માણસો પરદેશમાં જતા રહ્યા. દેશની વસ્તી ઘટી ગઇ, ઉદ્યોગધંધા બંધ પડયા, અને ખેતી કરવા માટેની જમીનની કિંમત વધી. સરકારે ગરીબોનું કલ્યાણ કરવાના હેતુથી જમીન-વેચાણનો કાયદો કર્યો, ત્યારે ઉલટા જમીનદારો એ કાયદાનો લાભ લઈ ગરીબ ખેડુતોને સતાવવા લાગ્યા. દેશમાં બેરોજગારી વધી ગઇ, અને આયર્લૅન્ડમાં સ્વરાજ્ય સ્થાપવા માટે છુપી મંડળીઓ થઇ. દેશમાં દંગો અને ફિસાદ થઇ રહ્યાં; ગુનાઓને દબાવી દેવા માટે સખતાઈના કાયદા કરવામાં આવ્યા, પરંતુ આઈરિશોએ તો સ્વરાજ્ય માટેની માગણી જોસભેર ચાલુ

રાખી. ઓગણીસમા સૈકાના પાછલા ભાગમાં પશ્ચિમ અને દક્ષિણ આયર્લેન્ડના કૅથોલિક સભ્યો સ્વરાજ્યની માગણી કરતા, અને અલ્સ્ટરના પ્રોટેસ્ટન્ટ સભ્યો તે માગણીની સામે પડતા.

જ્યારે ગ્લેડસ્ટન મુખ્ય પ્રધાન થયો, ત્યારે તેણે આયર્લેન્ડને રીઝવવા ખાતર થોડા ઘણા કાયદાઓ કર્યા, પરંતુ તેથી તેમને સંતોષ થયો નહિ. આખરે સર્વ દુઃખનું નિવારણ સ્વરાજ્ય છે એમ તેને ખાતરી થતાં તેણે ઇ.સ. ૧૮૮૬માં આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો, પણ તે પસાર થયો નહિ. ગ્લેડસ્ટને ફરીથી ૧૮૯૨માં પ્રયત્ન કરી જોયો, પણ તેમાંએ તે નિષ્ફળ થયો. આખરે આઇરિશ પ્રજાની કાયમી ચળવળથી ઇ. સ. ૧૯૧૨માં આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો પસાર થયો, અને ઇ. સ. ૧૯૧૪થી તેનો અમલ કરવાનું નક્કી થયું, પરંતુ તે દરમિઆન મહાન્ વિગ્રહ જાગવાથી તે વખતે તેનો અમલ થઇ શકયો નહિ. અલ્સ્ટરના પ્રોટેસ્ટન્ટો સામે પડયા અને રોમન કૅથોલિકની બહુમતીવાળી પાર્લમેન્ટમાં બેસવા તેમણે ના પાડી, અને લડાઈ કરવાની પણ ધમકી આપી. દેશમાં મુલ્કી લડાઈ જાગશે એમ લાગ્યું, પણ મહાન્ વિગ્રહને લીધે એ ભય ટળી ગયો.

મહાન્ વિગ્રહ ચાલતો હતો તે દરમિઆન કેટલાક આઇરિશોએ શત્રુને મદદ આપી હતી, અને બળવો જગાડવાનો પણ વિચાર કર્યો હતો. ઇ. સ. ૧૯૧૬માં બળવો થયો પણ ખરો, પરંતુ તેને તરત બેસાડી દેવામાં આવ્યો. આ સમયે સીનફીન (અમે એકલા) નામે મંડળી જોરમાં આવી, અને દેશભરમાં તેની વગ વધી પડી.

વિગ્રહ બંધ થયો, પણ ઇ. સ. ૧૯૧૨નો કાયદો અમલમાં ન આવ્યો, એટલે પાછી અશાંતિ થઈ. દેશમાં ખૂનામરકી, જોરજુલમ અને ટંટોફિસાદ સામાન્ય થઈ પડયાં. દરમિઆન ઇ. સ. ૧૯૨૦માં આયર્લેન્ડના દક્ષિણ (૨૬ પરગણાં) અને ઉત્તર (૬ પરગણાં) એવા બે ભાગ પાડી બંનેને સ્વતંત્ર પાર્લમેન્ટ આપવામાં આવી. લોકોએ આખા દેશ માટે એકજ પાર્લમેન્ટની માગણી કરી, અને સીનફીન મંડળોએ તો ઇંગ્લેન્ડથી છેક છૂટા પડી જવાની હિમાયત કરવા માંડી. આખરે ઇ. સ. ૧૯૨૨માં આઇરિશ

ફ્રી સ્ટેટનો કાયદો કરી આયર્લૅન્ડને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જેવો દરજ્જો આપવામાં આવ્યો, અને અલ્સ્ટરે આયર્લૅન્ડ જોડે ભળવું કે નહિ તે એની ઇચ્છા ઉપર છોડવામાં આવ્યું.

પાંચસો વર્ષની જુસ્સાભરી લડત પછી આયર્લૅન્ડનું તપ ફળ્યું, અને તેને સ્વતંત્રતા મળી.

---

## ૧૪. એડવર્ડ ૭મો અને જયોર્જ ૫મો.

**એડવર્ડ ૭મોઃ (૧૯૦૧–૧૯૧૦):** વિક્ટોરિઆના મરણ બાદ તેનો વડો પુત્ર એડવર્ડ ગાદીએ આવ્યો. બાલ્યાવસ્થામાંથી તેને કાળજીપૂર્વક શિક્ષણ આપવામાં આવ્યું હતું, અને તેણે મુસાફરી પણ ખૂબ કરી હતી, એટલે તેનામાં વ્યવહારકુશળતા આવી હતી. તેણે પરરાજ્યો અને તેમની રાજનીતિ વિષે પુષ્કળ જ્ઞાન મેળવી લીધું હતું. તે મીલનસાર અને મમતાળુ સ્વભાવનો હોવાથી તથા કોઇ પક્ષ તરફ વલણ ન ધરાવનારો હોવાથી તેના વખતમાં રાજા અને પ્રધાન વચ્ચે ગેરસમજુતીના પ્રસંગ આવ્યા નથી. તે ઇ. સ. ૧૮૭૫માં હિંદુસ્તાનમાં પાટવીકુંવર તરીકે આવ્યો હતો.



એડવર્ડ ૭ મો.

તેની આહોશીની ખરી કદર તો તેણે પરરાજ્યો જોડે બાંધેલા સંબંધોથી થાય છે. પોતાની જાતની વગથી તેણે બ્રિટન અને બીજા દેશો વચ્ચે સંબંધ સુધાર્યો, અને તેમની સાથે કાયમી દોસ્તી બાંધી.

**પરદેશો જોડે સંધિઃ** આ વખતે જાપાન ઝડપથી આગળ વધતું જતું હતું; વેપાર અને રાજદ્વારી બાબતોમાં ચીનના મંચુરિઆ પ્રાંત ઉપર

તે પોતાની વગ વધારતું જતું હતું. આથી મધ્ય એશિઆનો મોટો ભાગ જીતી લેનાર રશિઆ જોડે તેને અથડામણ થઇ. બ્રિટને અગમચેતી વાપરી જાપાન જોડે કોલકરાર કરી મિત્રાચારીનો સંબંધ બાંધી લીધો (ઇ. સ. ૧૯૦૨); જ્યારે જાપાન અને રશિઆ વચ્ચે વિગ્રહ જાગ્યો, ત્યારે આ કોલકરારને લીધે યૂરોપનાં બીજાં રાજ્યો રશિઆની મદદે જઇ શક્યાં નહિ; કેમકે તેમ કરે તો બ્રિટન જાપાનનો પક્ષ લઇ યુદ્ધમાં ઉતરે. એ વિગ્રહ પૂરો થયા પછી જાપાન જોડે વખતોવખત નવેસરથી કોલકરાર કરવામાં આવ્યા છે. છેલ્લા મહાવિગ્રહ-માં આ કોલકરારની રૂએ જાપાને બ્રિટનને પોતાના કાફલાથી મદદ કરી હતી.

બીજી રાજદ્વારી મહત્વની સંધિ ફ્રાન્સ જોડે હતી. મિસરના વહીવટ તથા બીજાં કેટલાંક કારણોને લીધે એ બે દેશો વચ્ચે ગેરસમજુતી ઉભી થવા પામી હતી. પરંતુ સર્વ વાંધાઓની પતાવટ કરી ઇ. સ. ૧૯૦૪માં ફ્રાન્સ જોડે મિત્રતાના કોલકરાર કરવામાં આવ્યા, અને તેજ પ્રમાણે ઇ. સ. ૧૯૦૭માં રશિઆ જોડે પણ મિત્રતાના કોલકરાર થયા. ફ્રાન્સ, રશિઆ અને ઇંગ્લેન્ડ વચ્ચે 'ત્રિપુટીની સંધિ' (ટ્રિપલ એલાયન્સ) થઇ. એડવર્ડના પરિ-શ્રમ અને કુનેહથી લાંબા કાળના શત્રુઓ પરસ્પરના મિત્ર થઇ રહ્યા. આ કોલકરારને લીધે ઇ. સ. ૧૯૧૪ સુધી યૂરોપમાં શાંતિ જળવાઇ રહી.

**સમાજસુધારો:** એડવર્ડ ગાદીએ આવ્યો ત્યારે લૉર્ડ સોલ્સબરી મુખ્ય પ્રધાન હતો, પરંતુ તબીયતને કારણે તેણે ઇ. સ. ૧૯૦૨ માં રાજી-નામું આપ્યું ત્યારે તેની જગાએ બાલ્ફર આવ્યો, અને તે ઇ. સ. ૧૯૦૬ સુધી પ્રધાનપદે રહ્યો. ઇ. સ. ૧૯૦૬માં પાછો લિબરલ પક્ષ જોર પર આવ્યો. નવી સરકારે ઘણા લોકોપયોગી સુધારાઓ કર્યા: મજુરોને મંદવા-ડમાં પગાર આપવાનો, બેરોજગારીના વખતમાં મજુરોને ખર્ચ જોગું આપવાનો, અને મજુરોનો વિમો ઉતરાવવાનો, તથા વૃદ્ધ અને કમાઇ વિનાના માણસોને પેન્શન આપવાના કાયદાઓ કરવામાં આવ્યા.

આ લિબરલ સરકારના વહીવટ દરમિઆન દક્ષિણ આફ્રિકાનું સંયુક્ત રાજ્ય સ્થાપી તેમને સ્વરાજ્ય આપવામાં આવ્યું. હિંદુસ્તાનમાં સુધારાઓ આપવામાં આવ્યા, અને હિંદુસ્તાન અને ચીન વચ્ચેનો અફીણનો વેપાર બંધ કરવામાં આવ્યો.

**પાર્લમેન્ટનો કાયદો:** ઇ. સ. ૧૯૦૯માં સરકારે ખર્ચનો અડસટો રજુ કર્યો: તેમાં જમીનદારો અને શ્રીમંતો પાસેથી વધારે કર લેવાની ગોઠવણ કરી હતી. અમીરોએ આ અંદાજપત્ર રદ કર્યું. આથી આમની સભાએ અમીરોની સત્તા ઉપર કાપ મૂકવા માટે ચળવળ ઉપાડી; નવી પાર્લમેન્ટ મળતાં અમીરોની સત્તા ઘટાડવાનો કાયદો રજુ કરવામાં આવ્યો. અમીરોએ આ કાયદાની સામે થવાના ખૂબ પ્રયત્ન કર્યા; પરંતુ તેમાં તેઓ નિષ્ફળ ગયા, અને ઇ. સ. ૧૯૧૧ માં પાર્લમેન્ટનો કાયદો પસાર થયો. આ કાયદાથી એમ ઠર્યું કે નાણાં સંબંધી બાબતોમાં અમીરો વિરુદ્ધ પડે તો તેમની સંમતિ વિના પણ ખરડામાં રાજાની સહી લેવાય એટલે તે પાર્લમેન્ટનો કાયદો બને. આ કાયદાથી પાર્લમેન્ટની મુદત જે સાત વર્ષની હતી તે ઘટાડીને પાંચની રાખવામાં આવી, એટલે દર પાંચ વર્ષે નવી ચુંટણી કરવી પડે એમ ઠરાવવામાં આવ્યું છે.



પાંચમો જ્યૉર્જ.

**જ્યૉર્જ પમો:** આ કાયદો પસાર થયો તે પહેલાં એડવર્ડ તો ખળભળાટના વખત દરમિઆન ઇ. સ. ૧૯૧૦માં મરણ પામ્યો હતો. યૂરોપમાં શાંતિ પ્રસરાવનાર રાજા પોતાના દેશના બે પક્ષ વચ્ચે સમાધાન કરાવી શક્યો નહિ. તેના મરણ પછી તેના પુત્ર અને આપણા વર્તમાન મહારાજા જ્યૉર્જ ગાદીએ આવ્યા. તેણે સારી કેળવણી લીધી છે. તે શાંત, ગંભીર અને રૂઆબદાર દેખાવના છે. તેના સમયમાં ઉમરાવોની સત્તા કાપી નાખવાનો કાયદો પસાર થયો; આયર્લેન્ડને સ્વરાજ્ય આપવાનો કાયદો થયો તો ખરો, પરંતુ યૂરોપમાં મહાન્ વિગ્રહ શરૂ થવાથી તેનો અમલ થયો નહિ.

# ૧૫. યૂરોપનો મહાન્ વિગ્રહ.

આ મહાન્ વિગ્રહને બરાબર સમજવા માટે થોડો ખપ પૂરતો યૂરોપનો ઇતિહાસ તપાસીએ.

**જર્મનીનો ઉદય:** ઇ. સ. ૧૮૭૦માં ફ્રાન્સ જોડે થએલા યુદ્ધ પછી જર્મનીના વેપાર અને સમૃદ્ધિમાં તડામાર વધારો થવા લાગ્યો. તેના શહેનશાહ વિલ્હેલ્મ રજાને જર્મની સર્વોપરિ સત્તાવાળું અને એમ જોવાની હોંસ હતી. તેને સંસ્થાનો જોઇતાં હતાં: તેને વેપાર વધારી જગતનાં બજારો હાથ કરવાં હતાં. વેપારની વૃદ્ધિ કરવાની સાથે તેણે જબરૂં નૌકાસૈન્ય તૈયાર કરવા માંડયું. જર્મની પાસે જોઇએ તેટલું સૈન્ય હતું. અને તેને સમુદ્રકિનારો ઘણો ન હોવાથી નૌકાસૈન્યની જરૂર ન હતી. છતાં આવું નૌકાસૈન્ય તૈયાર થતું જોઇ સર્વને લાગ્યું કે બ્રિટનનાં વેપાર, વૈભવ અને રાજ્ય જોઈ જર્મનીને તેની હરિફાઈ કરવાની ઇચ્છા થઇ છે. કૈસરે હેલીગોલેન્ડને કિલ્લેબંધી કરી, તુર્કસ્તાન જોડે દોસ્તી બાંધી, અને બાલ્ટિક તેમજ ઉત્તર સમુદ્રોને જોડી દેનારી એક નહેર બાંધી.

ઇ. સ. ૧૯૧૧માં તેને ફ્રાન્સ જોડે ખટપટ ઉભી થઈ, ત્યારે તેણે ફ્રાન્સને પોતાની સત્તા દેખાડી આપી ડરાવી દેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ફ્રાન્સ જોડે જર્મની યુદ્ધ કરશે તો ગ્રેટબ્રિટન ફ્રાન્સનો પક્ષ લેશે એમ તે સમયે ઇંગ્લેન્ડના મુખ્ય પ્રધાને ધમકી આપી, એટલે તે પ્રસંગે જર્મની થંભી ગયું.

ત્યાર પછી ઇ. સ. ૧૯૧૨માં ગ્રીસ, સર્વિઆ, બલ્ગેરિઆ વગેરે બાલ્કન રાજ્યો તુર્કસ્તાનની સત્તા ઉપર ફટકો મારવાના હેતુથી તેની સામે ઉઠયાં, અને તેનો લગભગ સઘળો મુલક જીતી લીધો. પરંતુ એ જીતના ભાગ પાડવામાં એ રાજ્યો અંદર અંદર લડયાં.

બ્રિટને ઑસ્ટ્રિઆ કે રશિઆની મદદ લીધા વિના આ રાજ્યો વચ્ચે સંધિ કરાવી આપી. પોતાની પાડોશમાં કોઇ પણ બળવાન્ હરીફ રાજ્ય બાલ્કન દ્વીપકલ્પમાં સ્થપાય, એ વાત ઑસ્ટ્રિઆને રુચતી આવતી ન હતી; ભૂમધ્ય સમુદ્રમાં પહોંચવાનો પોતાનો માર્ગ બંધ કરી શકે એટલી ઑસ્ટ્રિઆની સત્તા વધી ન જાય તેની ચિન્તા રશિઆ રાખતું હતું. ઑસ્ટ્રિઆથી સર્વિઆની વધતી સત્તા ખમાતી ન હતી. અને રશિઆએ

સર્વિઆને પડખે ઉભા રહેવાનો ઠરાવ કર્યો હતો; કેમકે સર્વિઆના અને રશિઆના લોકો સ્લાવ જાતિના છે.

આમ વીસમા સૈકામાં યૂરોપનાં રાજ્યોમાં લોભ, સ્વાર્થ અને એકબીજાનો અણુવિશ્વાસ વસી રહ્યા હતા. રશિઆ, ફ્રાન્સ, ઈંગ્લેન્ડ અને જર્મની જેવી બળવાન્ સત્તાઓએ સૈન્ય અને કાફલાની પાછળ પાણીની પેઠે પૈસા વેરવા માંડયા હતા. યૂરોપમાં શાંતિ હતી, પણ તે હથિયારબંધ શાંતિ હતી. લડાઈ કયારે થશે તે કોઇ કહી શકે તેમ ન હતું, એટલે દરેક રાજ્ય લડાઇને માટે હંમેશ તૈયાર રહેતું હતું.

**વિગ્રહ મંડાયો:** ઇ. સ. ૧૯૧૪માં ઑસ્ટ્રિઆના પાટવીકુંવરનું બોસ્નિઆ પ્રાંતમાં આવેલા સારાજેવો મુકામે ખૂન થયું. સર્વિઆનો આ ખૂનમાં હાથ છે એવો આક્ષેપ મૂકી ઑસ્ટ્રિઆએ સર્વિઆ સામે લડાઇ જાહેર કરી. સર્વિઆની મદદે જવા માટે રશિઆએ લશ્કર એકઠું કરવા માંડયું, એટલે જર્મનીએ ઑસ્ટ્રિઆનો પક્ષ લઈ રશિઆના મળતીઆ ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી, (ઑગસ્ટ ૩જી, ઇ. સ. ૧૯૧૪). જર્મનીનું સૈન્ય તૈયાર હતું, તેની પાસે દારૂગોળો તૈયાર હતો, અને તેનાં સ્વપ્નાં ખરાં પડવાનો વખત આવ્યો હતો. આ તક ફરી મળવાની નથી એમ તેણે ધાર્યું.

ટૂંકે રસ્તે ફ્રાન્સ પહોંચવા માટે તેણે તટસ્થ રહેલા બેલ્જિયમ ઉપર ચડાઈ કરી. ઇ. સ. ૧૮૩૯માં રશિઆ, પ્રુશિઆ, ઑસ્ટ્રિઆ, ફ્રાન્સ અને ઈંગ્લેન્ડે બેલ્જિયમની તટસ્થતા જાળવવા માટેના કરારનામામાં સહી કરી હતી, છતાં જર્મનીએ તેનો સ્વચ્છંદે ભંગ કર્યો, એટલે ઈંગ્લેન્ડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું.

**યુદ્ધમાં ઉતરેલાં રાજ્યો:** જગત્ના ઇતિહાસમાં નોંધાએલાં યુદ્ધોમાં આ યુદ્ધ સર્વથી વધારે ભયંકર હતું. વિજ્ઞાનની મદદથી યુદ્ધની સામગ્રી જેવી જીવલેણ બનાવવામાં આવી હતી, તેવી અગાઉ કદી બનાવવામાં આવી ન હતી. વળી આ યુદ્ધથી આખા જગત્ના ઇતિહાસ પર જેટલી અસર પડી, તેટલી બીજા કોઇ યુદ્ધથી પડી નહિ હોય. જગત્ની ઘણી પ્રજાઓએ આ યુદ્ધમાં ભાગ લીધો હતો.

ઇ. સ. ૧૯૧૪માં તુર્કસ્તાન જર્મનીના પક્ષમાં ભળ્યું, ઇટલી મિત્રરાજ્યો એટલે ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, રશિઆ અને પોર્ટુગલ જોડે ભળ્યું, જાપાન તો પ્રથમથીજ બ્રિટનની પડખે હતું, બાલ્કન રાજ્યો પહેલેથીજ અંદર પડયાં

હતાં, અને ઇ. સ. ૧૯૧૭માં યુનાઇટેડ સ્ટેટસ જર્મની સામે પડયું. ચીન અને સિઆમે પણ લડાઇ દરમિઆન જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. જ્યાં જ્યાં શત્રુઓનો મેળાપ થયો ત્યાં ત્યાં યુદ્ધ જામ્યું.

**યુદ્ધનો આરંભ:** ઇ. સ. ૧૯૧૪ના ઑગસ્ટમાં લડાઇ ખરેખરી શરૂ થઇ. બ્રિટિશનું નાનું પણ તાલીમ પામેલું લશ્કર ફ્રાન્સની મદદે ઉપડયું. કૅનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂઝીલેન્ડ, દક્ષિણ આફ્રિકા અને હિંદુસ્તાનથી અનેક માણસો આવે અણીને પ્રસંગે બ્રિટનને સાથ દેવા આવ્યાં.

રશિઆ પોતાનું લશ્કર તૈયાર કરી શકે તે પહેલાં ફ્રાન્સને દબાવી દેવાની આશાએ જંગી જર્મન સેના બેલ્જિયમના એક પછી એક કિલ્લાઓ સર કરતી આગળ ધસવા લાગી. પરંતુ બેલ્જિયમનું સૈન્ય બહાદુરીથી તેની સામે થયું. તે દરમિઆન જનરલ ફ્રૅંચની સરદારી નીચે અંગ્રેજ લશ્કર ફ્લેન્ડર્સમાં પહોંચી આવ્યું, અને મોં પાસે જર્મન સૈન્યની સામે થયું. પરંતુ તેને હઠવું પડયું અને પાછાં હઠતાં અને જર્મનો જોડે લડતાં માર્ન નદી સુધી પહોંચ્યું. માર્ન પાસે ફરી પાછો અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યે જર્મનો ઉપર ધસારો કર્યો; જર્મનો પાછા હઠયા, અને પારિસ શત્રુના હાથમાં જતું બચ્યું. એન પાસે કેટલાક માસ સુધી જબરૂં યુદ્ધ મચી રહ્યું. બંને પક્ષો ત્યાં ખાઈબંધી કરી પડી રહ્યાં. વચમાં લાગ આવે કે શત્રુની ગફલત જુએ, ત્યારે બંને એક બીજા ઉપર ધસારો કરતા અને પાછા ખાઇમાં ભરાઇ રહેતા. અંગ્રેજી ખાડીથી છેક સ્વિટઝર્લૅન્ડની હદ સુધી ખાઇઓ ખોદી બંને પક્ષોએ મોરચા માંડયા, અને ત્રણ વર્ષ સુધી એકમેકને હંફાવવા ખૂબ મહેનત કરી. ઇ.સ.૧૯૧૬માં જર્મનોએ વર્દુન સર કરવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ; એજ વર્ષમાં અંગ્રેજો અને ફ્રેન્ચોએ સોમ નદી પાસે બહાદુરી ભરેલાં યુદ્ધો કર્યા.

**રશિઆ અને સર્વિઆ:** ઑસ્ટ્રિઆના સૈન્યમાં ઝાઝા રામ ન હતા; રશિઅનોએ ઑસ્ટ્રિઆમાં ઉતરી કેટલીક જીતો મેળવી, અને પછી પ્રુશિઆની પૂર્વ સરહદ પર ચડાઇ કરી. અંગ્રેજો અને ફ્રેન્ચો સામે લડવામાં રોકાએલા જર્મનોને પોતાના લશ્કરમાંથી કેટલોક ભાગ ખરે જરૂરને ટાંકણે રશિઅનોની સામે મોકલી આપવો પડયો. આથી મિત્ર રાજ્યોનાં લશ્કરને આડકતરી મદદ મળી. રશિઆ હાર્યું અને પાછું હઠયું.

ઑસ્ટ્રિઆએ સર્વિઆ ઉપર ચડાઈ કરી તેને કબજે કરી લેવાના ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ રશિઆની મદદ મળતાં સર્વિઅન સૈન્યે ઑસ્ટ્રિઅનોને સર્વિઆમાંથી હાંકી કાઢયા.

**બીજી પ્રજાઓ:** જર્મની, ઑસ્ટ્રિઆ અને ઇટલી વચ્ચે દોસ્તીના કોલકરાર હોવા છતાં ઇટલી પોતાના મિત્રો જોડે ન ભળતાં ઇ. સ. ૧૯૧૫ માં મિત્રરાજ્યો જોડે ભળ્યું. તુર્કસ્તાને પોતાના જુના શત્રુ રશિઆની સામે થવા માટે જર્મનીનો પક્ષ લીધો, એટલે મિત્રરાજ્યોને કેટલીક આપદા પડી; કેમકે ડાર્ડેનલ્સની સામુદ્રધુની વાટે રશિઆના ઘઉં ઇંગ્લેન્ડ પહોંચતા, અને ઇંગ્લેન્ડથી યુદ્ધસામગ્રી રશિઆ પહોંચતી હતી. આથી ડાર્ડેનલ્સની સામુદ્રધુની કબજે કરી લેવાનો નિશ્ચય કરી મિત્રરાજ્યોનું લશ્કર ગેલીપોલી નામે દ્વીપકલ્પમાં ઉતર્યું. પરંતુ બલ્ગેરિઆ, જર્મની અને ગ્રીસની મદદ તુર્કસ્તાનને મળવાથી મિત્રરાજ્યોના લશ્કરનું કશું વળ્યું નહિ; ઉલટું અસંખ્ય માણસોના જાનની ખુવારી થઈ. પાછળ બલ્ગેરિઆ ઑસ્ટ્રિઆની જોડે ભળ્યું, ને રૂમાનિઆ રશિઆ જોડે ભળ્યું.

બ્રિટનનો પક્ષ લઇ જાપાન યુદ્ધમાં ઉતર્યું, અને ચીનમાં આવેલું કીઆઉચાઉ નામે જર્મન થાણું તેણે કબજે કર્યું. આ ઉપરાંત પાસિફિક મહાસાગરમાં આવેલા કેટલાક જર્મન ટાપુઓ પણ તેણે જીતી લીધા, અને પૂર્વમાં દરીઆનું રક્ષણ કર્યું.

**દરિઆઈ યુદ્ધ:** (૧૯૧૪–૧૮): બ્રિટનને બહારથી અનાજ મળતું અટકાવી તેને ભૂખમરાથી શરણે લાવવાની નેમથી જર્મનોએ બ્રિટિશ વેપારી વહાણો ઉપર વારંવાર હુમલા કરવા માંડયા, અને ઉત્તર સમુદ્ર અને અંગ્રેજી ખાડીમાં સુરંગો પાથરી દીધી. ઇંગ્લેન્ડનો વેપાર મંદ પડી ગયો, બહારથી અનાજ મળવાની મુશ્કેલી પડવા લાગી, અને દેશમાં ખોરાક માપસર મળવા લાગ્યો. કોઇ વાર તો ભૂખમરો પણ વેઠવો પડયો હશે, છતાં એ સર્વ દુઃખ બ્રિટિશ પ્રજાએ બહાદુરીથી સહન કરી લીધું. પરંતુ ધીમે ધીમે આ સર્વ હુમલાઓને પાછા હઠાવવામાં આવ્યા, અને જર્મન વહાણોનો નાશ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૯૧૪માં એક જર્મન કાફલાએ દક્ષિણ અમેરિકાના કિનારાથી દૂર એક બ્રિટિશ કાફલાને ડુબાવી દીધો, પરંતુ એજ કાફલાને બીજા અંગ્રેજ કાફલાએ ફોકલેન્ડ ટાપુઓથી જરા દૂર ડુબાવી દીધો.

પરંતુ ખરેખરૂં યુદ્ધ તો ઇ. સ. ૧૯૧૬માં જટલેન્ડ પાસે થયું. તેમાં કેટલાંક બ્રિટિશ વહાણોને નુકસાન થયું, પરંતુ જર્મન વહાણોનો તો એવો ઘાણ વળ્યો કે ફરીથી જર્મન કાફલો બહાર લડવા નીકળવા પામ્યોજ નહિ. સમુદ્ર ઉપર શ્રેષ્ઠ કોણ એ પ્રશ્નનો નિકાલ આ યુદ્ધથી થઇ ગયો. આ હારથી જર્મનીને ઘણું નુકસાન થયું; ન્યૂઝીલેન્ડે તેનાં પાસિફિકનાં સંસ્થાન લઇ લીધાં, આફ્રિકાનાં સંસ્થાનો મિત્રરાજ્યોએ લીધાં, અને પર્વ આફ્રિકાનાં સંસ્થાનો દક્ષિણ આફ્રિકાનાં અને હિંદનાં સૈન્યે લઇ લીધાં.

યુદ્ધમાં હાર્યા પછી જર્મનીએ જળડૂબી નૌકાઓ વડે શત્રુઓનાં અને તટસ્થ રાજ્યોનાં વહાણો ડૂબાવવા માંડયાં. અમેરિકાનાં વેપારી વહાણો ડૂબાવવામાં આવ્યાથી તેણે ઇ. સ. ૧૯૧૭માં જર્મની સામે લડાઇ જાહેર કરી.

આ દરમિઆન જર્મનીએ ખાસ કરીને લંડન ઉપર વિમાનમાંથી બોમ્બ ફેંકી જાનમાલની ખૂબ ખુવારી કરી; પરંતુ એરોપ્લેન અને તોપોનો ઉપયોગ કરી ઇંગ્લેન્ડે જર્મન વિમાનોને હઠાવી કાઢયાં, અને કેટલાંકનો તો નાશ પણ કર્યો.

**પૂર્વ રણભૂમિઃ** પ્રુશિઆની સરહદ પર હાર્યા પછી પાકી તૈયારી કરી રશિઅનો ઑસ્ટ્રિઆ ઉપર ચડી ગયા. જર્મનો ઑસ્ટ્રિઆની મદદે આવ્યા, અને તેમણે રશિઆને દાંતમાં તરણું લેવડાવી પાછા હઠાવી છેક તેમને તાબે આવેલા પોલેન્ડ સુધી પહોંચાડી દીધા. રશિઆ હાર્યું એટલે બલ્ગેરિઆએ ઑસ્ટ્રિઆનો પક્ષ લીધો, અને સર્વિઆ ઉપર ચડાઇ કરી તેને ખેદાનમેદાન કરી નાખ્યું. જર્મનીને હવે તુર્કસ્તાન પહોંચવાનો માર્ગ ખુલ્લો થયો.

ઇ. સ. ૧૯૧૬ માં રૂમાનિઆ રશિઆ જોડે ભળ્યું, પણ જર્મન અને ઑસ્ટ્રિઅન સૈન્યો રૂમાનિઆ ઉપર ફરી વળ્યાં. ઇ. સ. ૧૯૧૭ માં રશિઆની અળખામણી થઇ પડેલી શહેનશાહત સામે ત્યાંની પ્રજાએ જબરો બળવો ઉઠાવ્યો. ઝારને પદભ્રષ્ટ કરી ઠાર કરવામાં આવ્યો, અને બૉલ્શેવિક એટલે શહેનશાહતના હડહડતા વિરોધીઓની સત્તા જામી. તેમણે જર્મની જોડે સલાહ કરી લીધી, ( ઇ.સ. ૧૯૧૮ ).

**મેસોપોટેમિઆ અને પેલેસ્ટાઇનઃ** તુર્ક લોકોએ જર્મનોનો પક્ષ લીધો હોવાથી સુએઝની નહેર સુરક્ષિત રાખવાની જરૂર પડી. મિસરને તુર્કસ્તાનનો કશો સંબંધ નથી; તે ઇંગ્લેન્ડનું રક્ષિત રાજ્ય છે એમ જાહેર

કરી અંગ્રેજોએ તુર્કસ્તાન તરફ વલણ ધરાવનારા ખેદિવને પદભ્રષ્ટ કર્યો અને રાજકુટુંબના સગાને ગાદી આપી. હિંદુસ્તાનથી એક સૈન્ય બસરા બંદરે મોકલવામાં આવ્યું, અને તેને બગદાદ પહોંચવાનો હુકમ કરવામાં આવ્યો. પરંતુ આ સૈન્યને કુત–અલ–અમારામાં તુર્કોએ ઘેરી લીધું, ત્યાર પછી બીજું જબરૂં લશ્કર તૈયાર કરી મોકલવામાં આવ્યું. તેણે ઇ. સ. ૧૯૧૭ માં બગદાદ કબજે કર્યું, એટલે જમીનમાર્ગે હિંદુસ્તાન પહોંચવાની જર્મન-ની આશા ધૂળ મળી.

જનરલ એલન્બી નામના સરદારે પેલેસ્ટાઇનમાં ધસારો કરી જેરૂસલેમ કબજે કર્યું, અને ત્યાંથી આગળ વધી સિરિયા પ્રાંતનો કબજો કરી તુર્ક લશ્કરને હઠાવ્યું અને વીખેરી નાખ્યું. તુર્કસ્તાનનું જોર નરમ પડયું. તેણે અને બલ્ગેરિઆએ સંધિ કરી લીધી. ( ઇ.સ. ૧૯૧૮ ).

**યુદ્ધની સમાપ્તિ:** ચાર વર્ષ લડાઈ ચાલી, પરંતુ હજુ જર્મનો હારવાં દેખાતા ન હતા. રશિઆ તરફનો ભય ઓછો થવાથી પૂર્વ સરહદ પર લડાઇનો અંત આવી ગયો હતો. અમેરિકા યુદ્ધમાં જોડાયું, અને તેનાં તાજાં અને કસાએલાં લશ્કરો વખતસર મદદે આવી પહોંચ્યાં: પોર્ટુગલ મિત્ર રાજ્યોની જોડે ભળ્યું. માર્શલ ફૉશ નામે એક બાહોશ સેનાપતિના હાથ નીચે મિત્ર રાજ્યોનાં સૈન્ય મૂકવામાં આવ્યાં. ધીમે ધીમે આ સૈન્યો મક્કમપણે આગળ વધવા લાગ્યાં, અને તેમને આગળ આવતાં અટકાવવાનું જોર જર્મનને રહ્યું નહિ. ઑસ્ટ્રિઆ, બલ્ગેરિઆ, તુર્કસ્તાન વગેરે તેના દોસ્તોએ જુદી જુદી સલાહ કરી લીધી, એટલે વખત વિચારી જર્મન શહેનશાહ હોલેન્ડ નાસી ગયો, અને હારેલા જર્મનીએ કોલકરાર નક્કી કરવા માટે લડાઈ બંધ પાડવાની માગણી કરી. પાકી સંધિ તો ઇ. સ. ૧૯૨૦ માં વર્સેલ્સ મુકામે થઇ. આ સંધિથી જર્મની ઉપર યુદ્ધનો ભારે દંડ નાખવામાં આવ્યો; ફ્રાન્સને જાનમાલનું જે નુકસાન થયું તે ભરી દેવાની જર્મની પાસેથી કબુલાત લેવામાં આવી, જર્મનીને પોતાનાં સંસ્થાનો બ્રિટનને આપી દેવાં પડયાં, તેનું લશ્કર ઘટાડી નાખવાનું વચન આપવું પડયું, અને આ બધા કરારો પૂરા કરે ત્યાં સુધી મિત્ર રાજ્યોનાં લશ્કરને રહેવા માટે થોડો મુલક કાઢી આપવો પડયો.

**વિગ્રહનાં પરિણામઃ** આ મહાન્ વિગ્રહનાં કેટલાંક મુખ્ય પરિણામ નીચે પ્રમાણે થયાં.

૧ જર્મની, ઑસ્ટ્રિઆ, બલ્ગેરિઆ, અને તુર્કસ્તાનના રાજાઓની ગાદી ગઈ.

૨ રશિઆના શહેનશાહનું ખૂન થયું; અને રશિઆના મુલકમાંથી થોડાં નવાં રાજ્યો બનાવવામાં આવ્યાં, એટલે તેનો વિસ્તાર ઓછો થયો.

૩ ઑસ્ટ્રિઆનું રાજ્ય નાનું થયું. તેમાંથી થોડો ભાગ રૂમાનિઆને મળ્યો; એ સિવાય બીજાં પણ નાનાં રાજ્યો તેમાંથી બનાવવામાં આવ્યાં.

૪ મેસોપોટેમિઆ, પેલેસ્ટાઈન, અને અરબસ્તાન તુર્કસ્તાન પાસેથી લઈ લેવામાં આવ્યાં.

૫ વર્ષોથી રશિઆને તાબે રહેલો પોલેન્ડ દેશ સ્વતંત્ર થયો.

રાક્ષસી તોપો, વિમાનમાંથી ફેંકેલા જીવલેણ બોમ્બ, જળડૂબી નૌકા, જંગી મનવારો, અને ઝેરી હવા જેવાં ભયંકર સાધનોથી લડાએલા આ વિગ્રહથી યૂરોપનાં કેટલાંક રાજ્યો વેરાન થઈ ગયાં અને કેટલાંક તૂટી પડયાં; અસંખ્ય માણસોના જાનની ખુવારી થઈ, અને તેમ છતાં યૂરોપમાં સંપૂર્ણ શાન્તિ આવી છે એમ કોણ કહેશે ?

## ૧૬. મહાન્ વિગ્રહ પછી.

**ગ્રેટબ્રિટનમાં સંકટઃ** મહાન્ વિગ્રહ પૂરો થયા પછી ઇંગ્લેન્ડ અને સ્કૉટલેન્ડના અમુક ભાગોમાં સંકટ ઉત્પન્ન થયું. વિગ્રહ દરમિઆન પૈસા ખર્ચવાની છૂટ વધવાથી જીવનની જરૂરતો પુરી પાડવાનું ખર્ચ લગભગ ત્રણ ગણું વધી ગયું; દેશમાં કર વધ્યા અને પ્રજાકીય ઋણ તો નેપોલિઅન જોડેના વિગ્રહને અન્તે હતું તેના કરતાં દસ ગણું વધી ગયું. ગ્રેટબ્રિટનને અમેરિકા પાસેથી નાણાં ઉછીનાં લેવાં પડયાં, વેપારમાં મંદી આવી, અને દેશમાં બેરોજગારી થઈ. ઇ. સ. ૧૯૧૮ પછી વારંવાર હડતાળો પડવા લાગી, તેથી દેશમાં વેપારરોજગારને ધક્કો પહોંચવા લાગ્યો. લડાઈમાંથી છૂટી મોજમઝા માણવાની આશા રાખનાર સિપાઈઓને ગુજરાન ચલાવ-વાનું કે રહેવા માટે ઘર મળવું પણ મુશ્કેલ થઈ પડયું. પરંતુ ઇ. સ. ૧૯૨૧ પછી સરકારે ઉદ્યોગો ઉપરનો પોતાનો કાબુ ઢીલો કર્યો છે, તેથી દેશમાં ઉદ્યોગધંધા પગભર થવા લાગ્યા છે, અને લોકોની સ્થિતિ સુધરતી ચાલી છે.

**મહારાજ્યપરિષદ:** વિગ્રહ દરમિઆન સંસ્થાનોએ આપેલી મદદથી ઇંગ્લેન્ડ અને સંસ્થાનો વચ્ચેનો એખલાસ વધ્યો. હવે મહારાજ્યના પ્રશ્નોનો નિકાલ કરવા માટે મહારાજ્યના જુદા જુદા ભાગોના સભ્યોનું બનેલું એક કાયમી મંડળ સ્થપાવું જોઇએ, એમ મનાવા લાગ્યું છે. આથી વિગ્રહ દરમિઆન અને પછી સંસ્થાનોનાં પ્રધાનોની સભાઓ મેળવવામાં આવી. આવી છેલ્લી સભા ઇ. સ. ૧૯૨૧ માં મળી, ત્યારે ઠરાવવામાં આવ્યું છે, કે બીજી પ્રજાઓ જોડે મહારાજ્યના કે તેના કોઈ ભાગના સંબંધને લગતા પ્રશ્નો આ સભાએ વિચારવા.

**પ્રજાસંઘ:** આ વિગ્રહનું એક શુભ પરિણામ એ થયું કે પ્રજાસંઘ (લીગ ઑવ્ નેશન્સ)ની સ્થાપના થઇ. પ્રથમ તેમાં ૨૭ રાજ્યો જોડાયાં હતાં, અને હાલ લગભગ ૫૨ જેટલાં જોડાયાં છે. ભવિષ્યમાં કોઈ રાજ્ય લશ્કરી દોર જમાવી બીજાં રાજ્યોને ત્રાસ આપી ન શકે, તે હેતુથી આ સંઘ સ્થપાયો છે. તેમાં જોડાનાર રાજ્યો ભવિષ્યમાં લડાઈ ન કરવાની, દેશમાં શાન્તિ અને સલામતી જાળવવાની, બીજાં રાજ્યો જોડે છુપા કોલકરાર ન કરવાની, તેમજ પરરાજ્યો જોડે માન ભરેલો સંબંધ જાળવી એક બીજા જોડે ન્યાય અને વ્યવહારથી વર્તવાની કબુલાત આપે છે.

વિગ્રહ બંધ પાડવાના શુભ હેતુથી ઇ. સ. ૧૯૨૧ માં યુનાઇટેડ સ્ટેટસે મિત્રરાજ્યોની એક સભા બોલાવી હતી. તેમાં બ્રિટન, જાપાન, ફ્રાન્સ, ઇટલી અને યુનાઇટેડ સ્ટેટસના પ્રતિનિધિઓએ એકઠા મળી દરેક દેશનાં સૈન્ય અને કાફલો ઘટાડવાની યોજનાનો વિચાર કર્યો હતો, અને હથિઆરબંધી ઘટાડવાનો ઠરાવ કર્યો હતો. ત્યાર પછી યૂરોપ ઉપર આવી પડેલી આર્થિક આફત, તેમજ ગરીબી અને વેપારની મંદી ટાળવાના ઉપાય શોધવા માટે પણ જુદી જુદી સભાઓ વારંવાર મેળવવામાં આવતી અને આવે છે.

હમણાંજ યુનાઇટેડ સ્ટેટસ તરફથી વિગ્રહ બંધ પાડવાની યોજના તૈયાર કરવામાં આવી છે, અને તેમાં કેટલાક અપવાદો ઠરાવી યૂરોપનાં મુખ્ય રાજ્યોએ પોતાની કબુલાત આપી છે.

---

# હેનોવર વંશના સમયમાં નીચેની તારીખો યાદ રાખો.

## હેનોવર વંશ.

### ૧૭૧૪ થી.

| | |
|---|---|
| ૧૭૧૪–૧૭૨૭ | જ્યૉર્જ ૧લો. |
| ૧૭૧૫ | જેકોબાઇટ બળવો. |
| ૧૭૧૬ | સપ્તવાર્ષિક કાયદો. |
| ૧૭૨૧ | વૉલ્પોલ મુખ્ય પ્રધાન થયો. |
| ૧૭૨૭–૧૭૬૦ | જ્યૉર્જ ૨જો. |
| ૧૭૩૯ | સ્પેન જોડે વિગ્રહ. |
| ૧૭૪૦–૪૮ | ઑસ્ટ્રિઆના ગાદીવારસાનો વિગ્રહ. |
| ૧૭૪૩ | ડેટિંજનની લડાઈ. |
| ૧૭૪૫ | છેલ્લો જેકોબાઈટ બળવો. |
| ૧૭૪૮ | એ–લા–શાપેલની સુલેહ. |
| ૧૭૫૬–૬૩ | સાતવરસી વિગ્રહ. |
| ૧૭૫૭ | પ્લાસીનું યુદ્ધ. |
| ૧૭૫૯ | ક્વિબેકની જીત. |
| ૧૭૬૦ | વાંદીવૉશનું યુદ્ધઃ જ્યૉર્જ ૨જાનું મરણ. |
| ૧૭૬૦–૧૮૨૦ | જ્યૉર્જ ૩જો. |
| ૧૭૬૫ | સ્ટેમ્પ–એક્ટ. |
| ૧૭૭૩ | હિંદના રાજ્યવહીવટ માટે રેગ્યુલેટિંગ એક્ટઃ હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જનરલ થયો. |
| ૧૭૭૫–૮૩ | અમેરિકન સંસ્થાનોનો સ્વતંત્રતા માટે વિગ્રહ. |
| ૧૭૭૬ | સ્વતંત્રતાનું જાહેરનામું. |
| ૧૭૭૮ | સારાટોગાનું યુદ્ધ. ફ્રાન્સ જોડે વિગ્રહ. મોટા પિટ ( લૉર્ડ ચેધામ )નું મરણ. |
| ૧૭૮૧ | યૉર્કટાઉનમાં કૉર્નવોલિસ શરણ થયો. |

૧૭૮૨ આયર્લૅન્ડને સ્વતંત્ર પાર્લમેન્ટ: લૉર્ડ નૉર્થનું રાજીનામું; જીબ્રાલ્ટરનો ઘેરો ઉઠયો; રૅાડનીએ ફ્રેંચ કાફલાને હરાવ્યો.

૧૭૮૪ પિટનો હિંદી કાયદો.

૧૭૮૯ ફ્રાન્સમાં રાજ્યક્રાન્તિ.

૧૭૯૩–૧૮૦૨ ફ્રાન્સ જોડે વિગ્રહ.

૧૭૯૭ બ્રિટનના કાફલાની ફતેહ: સેન્ટ વિન્સેન્ટ અને કેમ્પર ડાઉનની જીત.

૧૭૯૮ નાઇલનું યુદ્ધ.

૧૮૦૦ આયર્લૅન્ડનું જોડાણ.

૧૮૦૩–૧૫ નેપોલિઅન જોડે વિગ્રહો.

૧૮૦૬ નાનો પિટ મરણ પામ્યો. પ્રુશિઆની જીના મુકામે હાર.

૧૮૦૭ બ્રિટિશ મહારાજ્યમાં ગુલામગીરી રદ કરવામાં આવી.

૧૮૧૫ વૉટર્લૂનું યુદ્ધ.

૧૮૨૦–૧૮૩૦ જ્યૉર્જ ૪થો.

૧૮૨૫ મુસાફરો માટે પહેલી આગગાડી.

૧૮૨૯ રોમન કૅથોલિકો સામેનાં બંધનો રદ થયાં.

૧૮૩૦–૧૮૩૭ વિલિયમ ૪ થો.

૧૮૩૨ પાર્લમેન્ટના સુધારાનો કાયદો.

૧૮૩૩ સંસ્થાનોમાં ગુલામગીરી રદ થઇ.

૧૮૩૭–૧૯૦૧ વિકટોરિઆ.

૧૮૩૯ કૅનેડામાં બંડ: અફઘાનિસ્તાન જોડે વિગ્રહ.

૧૮૪૫–૪૭ આયર્લૅન્ડમાં ભયંકર દુકાળ,

૧૮૪૬ ધાન્યના કાયદા રદ થયા.

૧૮૫૦–૫૫ ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનોને સ્વરાજ્ય.

૧૮૫૨ ન્યૂ ઝીલૅન્ડને સ્વરાજ્ય.

૧૮૫૪–૫૬ ક્રીમિઅન વિગ્રહ.

૧૮૫૭ હિંદમાં બળવો.

| | |
|---|---|
| ૧૮૫૮ | ઈસ્ટ ઇન્ડિઆ કંપનીની સત્તાનો અંત. |
| ૧૮૬૭ | પાર્લમેન્ટના સુધારાનો બીજો કાયદો: કૅનેડાનું સંયુક્ત રાજ્ય સ્થપાયું. |
| ૧૮૭૦ | કેળવણીનો કાયદો. |
| ૧૮૭૭ | રાણીએ કૈસરે હિન્દનો ઇલ્કાબ ધારણ કર્યો. |
| ૧૮૭૮ | બર્લિનની સંધિથી રશિઆ અને તુર્કસ્તાનના વિગ્રહનો અંત. |
| ૧૮૮૪ | બોઅર લોકો જોડે કોલકરાર. |
| ૧૮૯૯–૦૨ | બોઅરો જોડે વિગ્રહ. |
| ૧૯૦૦ | ઑસ્ટ્રેલિઆનાં સંસ્થાનો એક થયાં. |
| ૧૯૦૧–૧૯૧૦ | એડવર્ડ ૭મો. |
| ૧૯૦૨ | ઇંગ્લેન્ડ–જાપાનના કોલકરાર. |
| ૧૯૦૪ | ઇંગ્લેન્ડ–ફ્રાન્સની મિત્રતાનો કરાર. |
| ૧૯૦૭ | ઇંગ્લેન્ડ–રશિઆના કોલકરાર. |
| ૧૯૧૦થી ચાલુ- | જ્યૉર્જ ૫મો. |
| ૧૯૧૧ | પાર્લમેન્ટનો કાયદો. |
| ૧૯૧૪–૧૮ | મહાન્ વિગ્રહ. |
| ૧૯૧૯ | હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થાનો કાયદો. |
| ૧૯૨૦ | આયર્લૅન્ડના બે ભાગ. |
| ૧૯૨૨ | આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાનો કાયદો. |
| ૧૯૨૮ | યુદ્ધ અટકાવવા માટે અમેરિકાએ કરેલી યોજના ઉપર યૂરોપનાં રાજ્યોની સહી. |
| | હિંદમાં સુધારાનો અમલ તપાસવા નીમાએલી મંડળી. ( સાઇમન કમિશન. ) |

## ઇંગ્લૅન્ડનું રાજ્ય કેમ ચાલે છે ?

યૂરોપમાં આવેલા એક નાના દ્વીપની પ્રજાએ ચોખૂટ પૃથ્વી ઉપર પોતાનું રાજ્ય શી રીતે સ્થાપ્યું, એ આપણે વાંચી ગયા. ખુદ ઇંગ્લૅન્ડમાં પણ પ્રજાની સ્વતંત્રતા હરી લેવાના, તેના ઉપર કાપ મૂકવાના, અને બીજી તરફથી તે ગમે તે ભોગે જાળવી રાખવાના કેવા કેવા પ્રયત્નો થયા, તે પણ આપણે વાંચી ગયા. હવે આપણને એમ થાય, કે આવું મોટું રાજ્ય કોણ ચલાવતું હશે, અને શી રીતે ચાલતું હશે ?

**ઇંગ્લૅન્ડનું રાજ્યબંધારણ:** દરેક સુધરેલા દેશમાં રાજ્ય ચલાવવાની કોઇ ને કોઈ પ્રકારની વ્યવસ્થા કરેલી હોય છે. કોઇ દેશમાં રાજા એકલો આપખુદ સત્તાધીશ બનીને પોતાની ઇચ્છામાં આવે તેમ રાજ્ય ચલાવે છે, તો કોઇ દેશમાં પ્રજા પોતાના પસંદ કરેલા માણસોની મારફત પોતાનો વહીવટ રાજા વિનાજ ચલાવી લે છે; વળી કોઈ દેશમાં રાજા અને પ્રજા મળી દેશનો કારભાર ચલાવે છે; પ્રજાના પ્રતિનિધિઓ રાજ્યકાર્યમાં ભાગ લે છે, અને રાજાની સત્તા ઉપર બંધનો મૂકી રાજાપ્રજા વચ્ચે સત્તાની સંભાળપૂર્વક વહેંચણ કરેલી હોય છે. આ પ્રકારના રાજ્યતંત્રને "નિયંત્રિત રાજ્યસત્તાક રાજ્યવ્યવસ્થા" કહેવામાં આવે છે. ઇંગ્લૅન્ડમાં આ પ્રકારની રાજ્યવ્યવસ્થા ચાલે છે.

**મોટો પટ્ટો:** છેક જુના વખતથીજ ઇંગ્લૅન્ડની પ્રજા રાજ્યવહીવટમાં ભાગ લેતી આવેલી હોવાથી રાજાની સત્તા મર્યાદિત રહી છે. જુના વખતમાં વિટન નામે પ્રજાના સુજ્ઞમંડળની સભા હતી, અને દરેક અગત્યના કાર્યમાં રાજાને તેની સલાહ લેવી પડતી હતી; પરદેશો જોડે સંધિ કે યુદ્ધ કરવામાં, તેમજ કરવેરા નાખવા કે ન્યાયનો અમલ કરવામાં રાજા સ્વતંત્ર ન હતો. મહાજનને પૂછ્યા વિના તેનાથી ગાદીવારસ પણ નીમી શકાતો ન હતો. અનેક દૃઢ મનના અને સત્તાના શોખીન રાજાઓએ પ્રજાના આ હકની ઉપરવટ થઇ પોતાની સત્તા વધારવાના પ્રયત્નો કર્યા, પણ તે સઘળા વ્યર્થ ગયા; લોકો પોતાના હક અને જુના કાયદા વીસરતા ન હતા. જ્હૉન જેવા બેવચની અને કપટી રાજાના વખતમાં તો લોકોએ રાજાના હકની

હદ બાંધી, અને પ્રજાની સ્વતંત્રતા જળવાય તેવી કલમો ઘડી તેના ઉપર રાજાની સહી લીધી. આ 'મોટો પટ્ટો' તે રાજા અને પ્રજા વચ્ચે અગત્યનો લિખિત કરાર છે. દરેક નવા આવનાર રાજાને મોટા પટ્ટામાં કરવામાં આવેલી સરતો પ્રમાણે ચાલવાનું વચન આપવું પડતું હતું. પ્રજાની સંમતિ વગર કર નાખવા નહિ કે કાયદા કરવા નહિ, એ સરતોમાં નવું કશુંએ ન હતું. જુના રાજાઓ એમજ કરતા હતા; પરંતુ એ જુના રાજાઓએ પાડેલા રિવાજથી વિરુદ્ધ વર્તવા ઇચ્છનાર રાજા પાસેથી પ્રજાએ બળજોરીએ લીધેલું વચન હોવાથી તેની કિંમત વધી ગઇ. ઇંગ્લેન્ડની પ્રજાએ સ્વતંત્રતા માટેની લડત કરી, તે આ મોટા પટ્ટાનેજ આધારે !

**પ્રજાપક્ષનો વિજય:** ટયૂડર રાજાઓને પગલે ચાલવા જનાર સ્ટુઅર્ટ રાજાઓ કેવા આપખુદી હતા, તે તો આપણે જોયું. સ્ટુઅર્ટ સમય દરમિઆન દેશમાં સર્વોપરિ સત્તા કોની, રાજાની કે પ્રજાની, એ મુદ્દા ઉપર જબરો ઝગડો ચાલ્યો. રાજા અને પાર્લમેન્ટ વચ્ચેની તમામ તકરારોનું મૂળ આ મુદ્દો હતો, એમ કહીએ તો ચાલે. એ તકરારને પરિણામેજ મુલ્કી વિગ્રહ થયો, અને રાજ્યપરિવર્તન થયું. પ્રજાનો જય થયો. નવા આવનાર રાજા વિલિયમ જોડે પ્રજાએ કરાર કરી રાજસત્તા ઉપર અંકુશ મૂકી પોતાના જુના હકને નવેસરથી મંજુર કરાવી લીધા. રાજા પ્રજાની સંમતિ વગર કર નાખી શકે નહિ, દેશના રાજ્યબંધારણમાં ફેરફાર કરી શકે નહિ, પાર્લમેન્ટ વિના રાજ્ય કરી શકે નહિ, પાર્લમેન્ટે રચેલા ધારા ફેરવી શકે નહિ, તેનો અમલ થતો અટકાવી શકે નહિ, વગેરે કલમોમાં કશું નવું ન હતું. છતાં તે કરાર તે ઈશ્વરી હકનો દાવો કરનારા રાજાઓની સામે વર્ષોનાં વર્ષો સુધી ઝૂઝી ઝૂઝીને મેળવેલી ફતેહ હતી; પ્રજાપક્ષનો વિજય હતો, અને ઈશ્વરી હકના સિદ્ધાંતને મરણતોલ ફટકો હતો. ત્યાર પછી રાજા ઉપરનાં બંધનો વધતાં ગયાં છે. રાજા પ્રોટેસ્ટન્ટ હોવો જોઇએ, તેનાથી પાર્લમેન્ટની રજા વગર પરદેશી ઝગડાઓમાં પડાય નહિ, વગેરે અંકુશ પાછળથી દાખલ થયા છે. સુધારાના એક પછી એક કાયદાથી પાર્લમેન્ટનું પ્રતિનિધિત્વ વધ્યું છે, અને ઇંગ્લેન્ડમાં લોકસત્તાનું બળ વધ્યું છે. ઇંગ્લેન્ડના રાજ્યબંધારણમાં પાર્લમેન્ટ એ સર્વોપરિ સંસ્થા છે.

**ત્રણ સંસ્થાઃ** પાર્લમેન્ટમાં ત્રણ સંસ્થાઓનો સમાવેશ થાય છે; **(૧) રાજા, (૨) અમીરોની સભા,** ( હાઉસ ઑવ્ લૉર્ડ્ઝ ) **અને (૩) આમની સભા.** ( હાઉસ ઑવ્ કૉમન્સ. )

**રાજાઃ** સાધારણ રીતે ઈંગ્લેન્ડની ગાદી વંશપરંપરાના હકથી મળે છે, છતાં તે ક્રમ બદલવો હોય તો પ્રજા તેમ કરી શકે છે, એમ બે ત્રણ દાખલાથી પ્રજાએ બતાવી આપ્યું છે. ગાદીએ કોઇ પણ સ્ત્રી કે પુરુષ આવી શકે છે. રાજ્યકર્તા પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળતો હોવો જોઇએ. ગાદીએ આવતાંજ દેશના કાયદાઓ અને રૂઢિઓને માન આપી વર્તવાની, પ્રજાને સરખો ન્યાય આપવાની, અને ધર્માલયોની સ્વતંત્રતા જાળવી રાખવાની રાજ્યકર્તાને પ્રતિજ્ઞા લેવી પડે છે.

**રાજકર્તાના ખાસ હક:** રાજાને કેટલાક ખાસ હક અને સત્તા હોય છે. દેશના સર્વ લશ્કર અને કાફલાનો તે ઉપરી છે, અને સર્વ અમલદારો તેના તાબામાં છે. નિયમ તરીકે રાજા કોઇ પણ કાયદો બાંધી શકે. પાર્લમેન્ટે મંજુર કરેલા ખરડામાં તેની સહી થાય, ત્યારેજ તે કાયદો બની શકે; રાજાને સહી કરવાની ના પાડવાનો હક છે. પાર્લમેન્ટ બોલાવવી, મોકુફ રાખવી કે બરખાસ્ત કરવી, એ તેના હાથની વાત છે. તે ગુનેગારને માફી આપી શકે, નવા અમીરો બનાવી શકે, માનચાંદ કે ઈલ્કાબ આપી શકે, અને સર્વ નીમણુકો કરી શકે. તે પરદેશો જોડે યુદ્ધ કે સંધિ કરી શકે છે, અને દેશમાંના ગમે તે અમલદારને રજા આપવા ધારે તો આપી શકે છે. ટૂંકમાં પ્રધાનમંડળનું પણ કાર્ય તે રદ કરી શકે, પરંતુ હકીકતમાં આ પ્રમાણે કોઇ રાજા કરતો નથી; કેમકે ઇ. સ. ૧૬૮૮ પછી દિવસે દિવસે રાજસત્તા નામની થતી ગઇ છે, અને લોકસત્તાનું બળ ઘણે અંશે વધતું ગયું છે. રાજાનું સર્વ કાર્ય તેના વતી પ્રધાનમંડળજ કરે છે. રાજા કદી ખોટું કરતો નથી, એવી ત્યાં કહેવત પડી ગઇ છે. દેશમાં પડેલા રાજદ્વારી પક્ષોથી રાજા અલગ રહે છે.

**રાજા અને સામ્રાજ્ય:** છતાં ઇંગ્લેન્ડનો રાજા છેક શોભાનું પુતળું નથી. રાજકીય પક્ષોની ફેરફારીની અસરથી અલગ એવા વંશપરંપરાના હકથી ગાદીએ આવેલા રાજાની અસર પરદેશો જોડેના સંબંધમાં ઘણી રહે છે. જગતભરમાં પ્રસરેલા સામ્રાજ્યનાં જુદાં જુદાં અંગોને એકઠાં રાખવાને માટે રાજા એ એક મજબુત અંકોડો છે. બ્રિટિશ મહારાજ્યમાં રાજકુટુંબનો માનમરતબો અને મોભો ઘણો છે.

**રાજા અને રાજકુટુંબના ખર્ચની જોગવાઈ:** રાજાને પાર્લમેન્ટ તરફથી ૪,૭૦,૦૦૦ પાઉન્ડનું વર્ષાસન મળે છે. તે ઉપરાંત તેને પોતાની ખાનગી જાગીરની આવક હોય છે. આમાંથી તેને પોતાનું, પોતાના અમલદારોનું અને રાજકુટુંબનું ખર્ચ કાઢવાનું હોય છે. રાણી તથા યુવરાજને જુદાં વર્ષાસન આપવામાં આવે છે. આ વર્ષાસન દર વર્ષે પાર્લમેન્ટ મંજુર કરે છે.

**અમીરોની સભા:** આ સભામાં કેટલાક વંશપરંપરાના હકથી, કેટલાક ધર્માધિકારીઓ હોવાથી, કેટલાકને રાજાએ અમીરની પદવી આપેલી હોવાના કારણથી, અને સ્કૉટલેન્ડના અમીરોના પ્રતિનિધિઓ હોવાથી બેસે છે. તેમાં લગભગ ૫૯૦ સભ્યો છે, તેમાં ૨૬ ધર્મખાતાના સભ્યો હોય છે. તેઓ જીવન પર્યંત આ સભામાં બેસી શકે છે. જે ૧૬ સભ્યો સ્કૉટલેન્ડના અમીરોના પ્રતિનિધિ તરીકે આવે છે, તેઓ પાર્લમેન્ટની મુદત પૂરી થતાં સુધી રહે છે, અને પછી પાછી નવી ચુંટણી કરવામાં આવે છે. બાકી રહેલા સભ્યો ઇંગ્લેન્ડના અમીરો હોય છે. ઇંગ્લેન્ડના દરેક અમીરને આ સભામાં બેસવાનો વંશપરંપરાનો હક હોય છે. આ સભામાં જબરા મુત્સદ્દીઓ અને રાજકાજમાં પ્રવીણ પુરુષો ઘણા હોય છે; પરંતુ પાકટ અનુભવ અને ડહાપણ જોડે ખંત અને ઉત્સાહની ખામી હોવાથી એ સભા હંમેશાં પુરાણા મતની અને જુનું હોય તે સારૂં એવા વિચારની છે. આ સભાનો પ્રમુખ 'લૉર્ડ ચેન્સેલર' ગણાય છે.

**સત્તામાં ઘટાડો:** ઇ. સ. ૧૮૩૨ પછી અમીરોની સભાની સત્તા ક્રમે ક્રમે ઘટતી ગઇ છે. ઇ. સ. ૧૯૧૧ પછી તો નાણાં સંબંધી ખરડામાં સુધારો કે ફેરફાર કરવાની અમીરોની સભાને સત્તાજ નથી. બીજા ધારા-

ઓના સંબંધમાં પણ એમ ઠરાવવામાં આવ્યું છે, કે કોઇ પણ ખરડો આમની સભામાં પસાર થયા પછી બે વર્ષની મુદતમાં અમીરોની સભા બે વખત નામંજુર કરી શકે; જો ત્રીજી વખત નામંજુર કરે તો અમીરોની સંમતિની દરકાર કર્યા વિના બારોબાર રાજાની સહી માટે મોકલી શકાય, અને તે કાયદો થયો ગણાય. આથી આજે અમીરોની સભાનો આમની સભા ઉપરનો અંકુશ નિર્જીવ થઇ ગયો છે. છતાં દેશની સર્વથી વડી ન્યાયની અદાલત તરીકે અમીરોની સભા એક ઉપયોગી સંસ્થા છે.

**આમની સભા:** ચૌદમા સૈકાથી આ મહાન્ સભા હયાતીમાં આવી, ત્યારથી દેશના પ્રજાજીવનની જોડે તેનો પણ ધીમે ધીમે વિકાસ થતો ગયો છે. જેમ જેમ પ્રજા રાજ્યવહીવટની તાલીમ પામતી ગઇ, તેમ તેમ દેશના રાજ્યકારભારમાં ભાગ લેવાની તેની આતુરતા તીવ્ર થતી ગઇ, અને તેનું પ્રતિનિધિત્વ વિશાળ થતું ગયું.

**આમની સભાનું અસ્તિત્વ:** ટયૂડર રાજાઓના સમયમાં અમીરો મરી પરવાર્યા, અને મધ્યમ વર્ગની ચડતી થઇ. એટલે પાર્લમેન્ટમાં માત્ર શ્રીમંત જમીનદારો કે પૈસાદાર શહેરીઓને બદલે ભણેલા, હોંસીલા, સ્વદેશપ્રેમી નવજુવાનો આવવા લાગ્યા, એટલે આમની સભાનો મોભો વધ્યો. સ્ટુઅર્ટ વંશમાં આ સભાએ પોતાના હકની જાળવણી કરવા માટે રાજાઓની સામે જબરી ટક્કર લીધી, તેમના ઇશ્વરી હકના દાવાનો ઇન્કાર કર્યો, અને આખરે વિલિયમ ૩જાને હોલેન્ડથી બોલાવી જેમ્સ ૨જાને નાસી જવાની ફરજ પાડી. દેશમાં લોકની સત્તા જામી તો ખરી, પરંતુ જોડે જોડે લાંચરૂશ્વત અને અનીતિ દાખલ થયાં, અને આમની સભા ધનવાન વ્હીગ જમીનદારોના આશ્રિતો, ભાડુતો અને કહ્યાગરાઓની બની રહી. તેમાં પ્રજાનું પ્રતિનિધિપણું રહ્યું નહિ. ઔદ્યોગિક પરિવર્તનથી દેશમાં ઉભાં થએલાં માન્ચેસ્ટર, લીડ્ઝ, અને બર્મિંગહામ જેવાં શહેરોને પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો નહિ; અને ઉજ્જડ અને ઘસાઈ ગએલાં ગામડાંઓમાંથી જમીનદારોના આશ્રિતો પ્રજાના પ્રતિનિધિને નામે જવા લાગ્યા. આખરે ઇ. સ. ૧૮૩૨ના સુધારાના કાયદાથી મતાધિકાર વિશાળ કરવામાં આવ્યો, અને બેઠકોની

ફરી વહેંચણી કરવામાં આવી. ત્યાર પછી ઇ. સ. ૧૮૬૭, ૧૮૮૫, ૧૯૧૮, અને ૧૯૨૭ના સુધારાના કાયદાથી ઉત્તરોત્તર પ્રજાના દરેક વર્ગને રાજ્ય-વહીવટમાં વધારે અને વધારે ભાગ મળતો ગયો છે.

**ચુંટણી અને મતાધિકાર:** હાલ આ સભામાં ઈંગ્લેન્ડ, સ્કૉટલેન્ડ, તથા ઉત્તર આયર્લૅન્ડના મતદારોના પ્રતિનિધિ તરીકે ૬૧૫ સભ્યો બેસે છે. તેઓ સર્વ પાંચ વર્ષ માટે ચુંટાઇને આવે છે. ઉત્સાહી અને દેશપ્રેમી માણસો ભરણપોષણની ચિન્તા વિના પ્રજાહિતના કામમાં દીલ દઇને ધ્યાન આપી શકે, માટે દરેક સભ્યને ૬૦૦ પાઉન્ડનું વર્ષાસન આપવામાં આવે છે. ઓછામાં ઓછાં ૨૧ વર્ષની વયવાળો કોઈ પણ પુરુષ મતદાર બની શકે છે. સ્ત્રીઓને પણ મત આપવાની છૂટ છે. આજ સુધી ૩૦ વર્ષની વય ઉપરની સ્ત્રીઓ મત આપી શકતી હતી, પરંતુ હમણાંજ અમલમાં આવેલા નવા કાયદાથી તેમને પણ ૨૧ વર્ષની વયે મત આપવાનો હક મળ્યો છે. અમીરો, લૂટારા, ગાંડાઓ અને પરદેશીઓ મત આપી શકતા નથી.

**આમની સભાનો પ્રમુખ-સ્પીકર:** નવી પાર્લમેન્ટ મળે કે આ સભા તરતજ પોતાનામાંથી એકને પ્રમુખ તરીકે નીમે છે. તે સ્પીકર કહેવાય છે. પાર્લમેન્ટની આખી બેઠક દરમિઆન તે પ્રમુખ તરીકે ચાલુ રહે છે. તે કોઇ પણ પક્ષનો ગણાતો નથી. તેનો નિર્ણય બધાએ માન્ય રાખવો પડે છે. બંને બાજુ સરખા મત થાય ત્યારે તે પોતાનો મત એક તરફ આપે છે, એટલે તે બાબતનો તે પ્રમાણે નિર્ણય થાય છે. તે એક ઉંચા આસન ઉપર બેસે છે. જે પક્ષની આમની સભામાં બહુમતી હોય તે તેની જમણી બાજુ બેસે છે, તેનાથી ઉતરતી સંખ્યાવાળો પક્ષ ડાબી બાજુ બેસે છે, અને બાકીના બધા જગા મળે ત્યાં બેસે છે.

**આમની સભાની સત્તા:** આ સભાની સત્તા વિશાળ છે. તેની મંજુરી વિના સરકારથી ખર્ચ થઇ શકતું નથી. કાયદા કરવા, નાણાંનો વહીવટ કરવો, અને સરકારી અમલદારો ઉપર સત્તા ચલાવવી એ ત્રણ તેનાં કામો ગણાય છે. આમની સભાની સંમતિ વિના કોઇ પણ ખરડો કાયદો બની શકતો નથી. નાણાંની બાબતમાં સર્વોપરિ સત્તા આ સભાનીજ છે.

નાણાંખાતાનો પ્રધાન દેશની આવકજાવકનો અડસટ્ટો આ સભા સમક્ષ રજુ કરે, ત્યારે તેમાં સુધારાવધારા સૂચવવાનો આ સભાને હક છે. કઇ બાબતમાં કેટલી રકમ ખર્ચ કરવી, અને તે રકમ કેવી રીતે મેળવવી, તેનો વિચાર કરવાનો હક આ સભાને છે. પ્રધાનો આ સભાના તાબેદાર ગણાય છે, અને તેના ઠરાવનો અમલ કરવા બંધાએલા છે. આ સભા પ્રધાનોને તેમનાં કામ કે ધોરણ વિષે સવાલ પૂછી શકે છે, તેમનો ખુલાસો માગી શકે છે, અને તેમનાં કામો ઉપર ટીકા કરી શકે છે. પ્રધાનોથી તેને અસંતોષ થાય, તો તેમની વિરુદ્ધ પડીને, નાણાં આપવાની ના પાડીને, કોઇ સરકારી ખરડાની વિરુદ્ધ પડીને, કે અવિશ્વાસનો ઠરાવ લાવીને, તેમને રાજીનામું આપવાની ફરજ પાડી શકે છે.

**ખરડો અને કાયદો:** કોઇ પણ નવો કાયદો કરવા માટે ગમે તે સભ્યને ખરડો દાખલ કરવાની છૂટ છે; પણ હકીકતમાં એમ બને છે, કે અગત્યના કાયદાના ખરડા પ્રધાનમંડળજ રજુ કરે છે. કોઇ પણ ખરડો રજુ કરવા માટે સભાની રજા મેળવવી પડે છે. ત્યાર પછી તે ખરડો વાંચવાનો દિવસ ઠરાવવામાં આવે છે. તે દિવસે તેની છાપેલી નકલો દરેક સભ્યને પૂરી પાડવામાં આવે છે. તે દિવસે બીજી ચર્ચા થતી નથી; માત્ર એ ખરડો શા વિષય બાબત છે તે જણાવવામાં આવે છે. આ પ્રમાણે પહેલા વાચનમાંથી પસાર થયા પછી બીજી વારના વાચન વખતે ખરડા ઉપર ચર્ચા ચલાવવામાં આવે છે, અને સભ્યોનો મોટો ભાગ તે તરફ વલણ ધરાવતો માલમ પડતો હોય, તો તે ઉપર વધુ વિચારને માટે જે વિષય બાબતનો ખરડો હોય, તે વિષયના ઉસ્તાદોની મંડળી નીમી તેને સોંપવામાં આવે છે. આ મંડળી તે ખરડા ઉપર વિચાર કરી યોગ્ય લાગતા સુધારાવધારા સાથે તે રજુ કરે, એટલે ત્રીજું અને છેલ્લી વારનું વાચન થાય છે. તે વેળા સાધારણ ચર્ચા થયા બાદ મત લેવાય છે, અને જો બહુમતી તેની તરફેણમાં હોય, તો તે ખરડો પસાર થયો ગણાય છે. પછી તે ખરડો અમીરોની સભામાં મોકલવામાં આવે છે; ત્યાં પણ ત્રણ વાચનમાં પસાર થયા પછી રાજાની સહી થવા માટે જાય છે. રાજાની સહી થયા પછી એ કાયદો થયો ગણાય છે.

**પાર્લમેન્ટની મુદત અને બેઠકઃ** ઇ. સ. ૧૯૧૧ ના કાયદાથી પાર્લમેન્ટની મુદત પાંચ વર્ષની ઠરાવવામાં આવી છે. પાર્લમેન્ટનું કામકાજ પાંચે વર્ષ સુધી લાગલાગટ ચાલુ રહેતું નથી. વર્ષમાં ત્રણથી ચાર વાર તેની બેઠક થાય છે. નાણાં ઉપર તેનો કાબુ હોવાથી દર વર્ષે આવકજાવકના અડસટ્ટા મંજુર કરવા માટે વર્ષમાં ઓછામાં ઓછી એક બેઠક તો થવીજ જોઇએ.

**પ્રધાનમંડળઃ** અસલના વખતથી રાજ્યવહીવટની સલામતીની ખાતર રાજાને સલાહ આપવા માટે એક મંડળ નીમવાનો રિવાજ તો ઈંગ્લેન્ડમાં ચાલ્યો આવતો હતો ખરો, પરંતુ તેમાં રાજા પોતેજ સલાહકારોને પસંદ કરતો હતો; પણ ધીમે ધીમે પાર્લમેન્ટે પોતાની સત્તા મજબુત કરવા માંડી, એટલે પંદરમા સૈકાના આરંભથી એવું ઠર્યું. કે પાર્લમેન્ટનો વિશ્વાસ ધરાવતા હોય, તેવા માણસોજ આ મંડળમાં આવી શકે. આ મંડળને ‘ પ્રિવી કાઉન્સિલ ’ એવું નામ આપવામાં આવ્યું. ધીમે ધીમે આ મંડળમાં સભ્યોની સંખ્યા વધી પડી, એટલે રાજા આખા મંડળની સલાહ લેવાને બદલે અમુક માણસોની સલાહ લઈ ચાલે એમ થવા લાગ્યું, પણ રાજ્યપરિવર્તન પછી સ્થિતિ બદલાઇ ગઈ; પાર્લમેન્ટની સત્તા વધી ગઇ, અને રાજાની સત્તા ઓછી થઈ. પાર્લમેન્ટે પ્રધાનોના કામ ઉપર બેધડક ટીકાઓ કરવા માંડી. વિલિયમ ૩ જાએ પોતાનું ધોરણ પાર્લમેન્ટને અનુકૂળ પડે એવું રાખવાનો રિવાજ પાડયો. તેણે જે પક્ષનું પાર્લમેન્ટમાં જોર હોય તેમાંથી મંત્રીઓ નીમ્યા, એટલે રાજ્યકારભાર સરળ ચાલવા લાગ્યો, એને એ રીત ચાલુ રાખી. ત્યાર પછી ગાદીએ આવનાર જ્યૉર્જ ૧ લો પરદેશી હતો; તેને અંગ્રેજી ભાષાનું કે રાજ્યબંધારણનું કશું જ્ઞાન ન હતું, અને ઇંગ્લેન્ડના રાજ્યવહીવટમાં તેને રસ પડતો ન હતો, એટલે તેણે સર્વ રાજ્યકારભાર પ્રધાનોને સોંપી દઇ પ્રધાનમંડળમાંના એક વૉલ્પોલને તે મંડળનો પ્રમુખ નીમી દીધો. રાજ્યની સર્વ કારોબારી સત્તા પ્રમુખના હાથમાં રહેવાથી તેનો મોભો વધ્યો, અને તે મુખ્ય પ્રધાન કહેવાવા લાગ્યો. ત્યાર પછી વૉલ્પોલે ઠરાવ્યું, કે સર્વ પ્રધાનો એકજ પક્ષના હોવા જોઇએ. આ પ્રમાણે અમલબજાવણીનું કામ પ્રિવી કાઉન્સિલનું હોવા છતાં પ્રધાનમંડળ

તે બજાવે છે. દેશના રાજ્યબંધારણમાં પ્રધાનમંડળ માટે એક શબ્દ ન હોવા છતાં કારોબારમાં તેનું સ્થાન અગત્યનું છે.

પ્રધાનમંડળ બંને સભાના સભ્યોનું બનેલું હોય છે; પરન્તુ તેઓ સર્વ એક પક્ષના હોય છે, અને મુખ્ય પ્રધાન આમની સભામાં બહુમતી ધરાવનાર પક્ષનો આગવાન હોય છે.

**પ્રધાનમંડળની રચનાઃ** નવી પાર્લમેન્ટ મળ્યા પછી જે પક્ષની આમની સભામાં બહુમતી હોય, તેના મુખીને બોલાવી તેને પ્રધાનમંડળ રચવાનું રાજા કહે છે. તે મુખી પછી પોતાના પક્ષના આગેવાનોને જુદો જુદો અધિકાર સોંપી પોતાનું પ્રધાનમંડળ બનાવે છે. આ સર્વ પ્રધાનો બેમાંથી એક સભાના સભ્યો હોવા જોઇએ. પ્રધાનમંડળમાં કેટલા માણસો હોવા જોઇએ એ વિષે સંખ્યાની હદ બાંધવામાં આવી નથી, પણ ઘણું કરીને તેમાં ૨૧–૨૨ સભ્યો હોય છે. તેમાં મુખ્ય પ્રધાન, નાણાં ખાતાનો પ્રધાન, સંસ્થાન ખાતાનો પ્રધાન, યુદ્ધ ખાતાનો પ્રધાન, સ્વદેશ ખાતાનો પ્રધાન, પરદેશ ખાતાનો પ્રધાન, હિંદુસ્તાનનો પ્રધાન, નૌકા ખાતાનો પ્રધાન, તેમજ વેપાર અને શિક્ષણનો પ્રધાન વગેરે છે. દરેક પ્રધાન પાસે એક એક ખાતું હોય છે. આ સર્વ પ્રધાનો મુખ્ય પ્રધાનની સંમતિ મેળવી પોતાના ખાતાનો વહીવટ ચલાવે છે, પરંતુ પાર્લમેન્ટમાં તેમની જવાબદારી છૂટી છૂટી ગણાતી નથી; કોઈ પણ એક પ્રધાનના કાર્ય બાબત આખું પ્રધાન-મંડળ જવાબદાર ગણાય છે. આથી મહત્વના સવાલ હોય ત્યારે આખા પ્રધાનમંડળની બેઠક મળે છે, અને તેમાં તે સવાલની ચર્ચા કરી તેનો નિર્ણય આણવામાં આવે છે. એ નિર્ણય પ્રમાણે ચાલવાને દરેક પ્રધાન બંધાએલો હોય છે; જે પ્રધાન વિરુદ્ધ મત ધરાવતો હોય, અથવા તે નિર્ણય પ્રમાણે ચાલવા માગતો ન હોય, તેને પોતાની જગાનું રાજીનામું આપવું પડે છે.

**મિશ્ર પ્રધાનમંડળઃ** સામાન્ય રીતે પ્રધાનમંડળ એક પક્ષના સભ્યોનું બનેલું હોય છે, પરંતુ કોઈ વિકટ પ્રસંગે બીજા પક્ષના બુદ્ધિમાન માણસોને ભેળવી મિશ્ર પ્રધાનમંડળ રચવામાં આવે છે. આ પ્રધાનમંડળ દેશનો તમામ કારભાર ચલાવે છે, પરદેશો જોડે યુદ્ધ કે સંધિ કરે છે, દેશ-

હિતના અને લોકકલ્યાણના કાયદા ઘડે છે, અને પરદેશો જોડે વર્તવાનું ચોક્કસ ધોરણ નક્કી કરે છે. તેઓ પાર્લમેન્ટને જવાબદાર હોવાથી તેમને પોતાનાં કાર્યોમાં પાર્લમેન્ટની સંમતિ મેળવવી પડે છે, અને પાર્લમેન્ટની સંમતિ મેળવી ન શકાય તો તેમને રાજીનામું આપી દેવું પડે છે.

**પ્રધાનઃ પ્રિવી કાઉન્સિલનો સભાસદઃ** કાયદામાં પ્રિવી કાઉન્સિલના સભ્યોની સલાહ લેવાની રાજાને શિરે ફરજ હોવાથી પ્રત્યેક પ્રધાનને પ્રિવી કાઉન્સિલનો સભાસદ બનાવવામાં આવે છે. જુના પ્રધાનો પણ પ્રિવી કાઉન્સિલના સભ્યો હોય છે.

**પ્રધાનોના પગારઃ** આ સર્વ પ્રધાનોને એક સરખો પગાર મળતો નથી. દરેક પ્રધાનને સાડા ત્રણથી પાંચ હજાર પાઉન્ડનો વાર્ષિક પગાર મળે છે. પાર્લમેન્ટના સભ્યો તરીકે તેઓ પોતાની સભામાં બેસે છે.

**મુખ્ય પ્રધાન:** રાજા અને પ્રધાનમંડળનો સંબંધ મુખ્ય પ્રધાન મારફત બંધાય છે. મુખ્ય પ્રધાન પ્રધાનમંડળના ઠરાવો રાજાને જણાવે છે, તેમજ રાજાનો મત પ્રધાનમંડળ સમક્ષ રજુ કરે છે. પાર્લમેન્ટમાં ખુલાસા કરવાનું કામ પણ તેનું હોય છે; તેની સંમતિથી બીજો પ્રધાન ઉત્તર આપી શકે છે.

**પ્રધાનમંડળની જવાબદારી:** આ પ્રમાણે રાજ્યવહીવટની સર્વોપરિ સત્તા ભોગવનાર પ્રધાનમંડળ પાર્લમેન્ટને જવાબદાર છે. આ પ્રધાનમંડળને હયાતીમાં આણનાર પાર્લમેન્ટના તેઓ સેવકો છે. પાર્લમેન્ટ-ની જાગૃત આંખ નીચે કામ કરનારા આ પ્રધાનોને પોતાની વિશાળ સત્તાનો ઉપયોગ કરવામાં ખબરદારી રાખવી પડે છે.

આ પ્રમાણે દેશમાં કાયદા બાંધનાર મંડળ અને તે કાયદાઓને અમલમાં મૂકનાર મંડળ વિષે આપણે જાણ્યું. હવે એ કાયદાઓનું ઉલ્લંઘન કરે, તેને શિક્ષા કરી દેશનું રાજ્યતંત્ર સુવ્યવસ્થિત રાખનાર મંડળ એટલે ન્યાયાધિકારીઓ વિષે આપણે આગળ ઉપર વાંચીશું. આ નાના પુસ્તકમાં તેને માટે સ્થાન ન હોય એટલુંજ બસ છે.

———:o:———

# સામ્રાજ્યની વ્યવસ્થા.

ગ્રેટબ્રિટન પોતાના સામ્રાજ્ય જોડે કેવા સંબંધથી જોડાએલું છે, અને સામ્રાજ્યના બીજા ભાગોમાં કેવી વ્યવસ્થા ચાલે છે તે હવે જોઇએ.

**વિસ્તાર અને વસ્તી:** પાંચે ખંડમાં પ્રસરેલું આ મહારાજ્ય ૧ કરોડ ૪૦ લાખ માઇલના વિસ્તારમાં આવેલું છે. તેની એકંદર વસ્તી ૪૩ કરોડની છે. તેમાં આશરે સવા પાંચ કરોડ ગોરાઓ છે; બાકીના બીજા કાળી, પીળી, અને તપખીરિઆ ચામડીના રંગવાળા એકમેકથી આચાર-વિચારમાં ભિન્ન એવા લોકો છે.

**ગ્રેટબ્રિટન અને સામ્રાજ્યનાં અંગો:** સામ્રાજ્યના જુદા જુદા ભાગો જોડે ગ્રેટબ્રિટનનો સંબંધ એક સરખો નથી. કેટલાક દેશોને તેણે સ્વરાજ્ય આપી દઇ પોતાની સર્વ વ્યવસ્થા કરી લેવાનો હક આપ્યો છે, ત્યારે બીજા કેટલાક દેશોમાં તેણે પ્રતિનિધિઓની સભા સ્થાપી કેટલાક વિષયોમાં જવાબદાર રાજ્યપદ્ધતિ દાખલ કરી છે; વળી કેટલાક ભાગોમાં તો ઇંગ્લેન્ડનોજ અમલ સંપૂર્ણપણે ચાલે છે.

**બ્રિટિશ પાર્લમેન્ટ:** આખા સામ્રાજ્યમાં સર્વથી શ્રેષ્ઠ સત્તા તો બ્રિટિશ પાર્લમેન્ટનીજ છે. સામ્રાજ્યના કોઇ પણ ભાગ વિષે તે કાયદા કરી શકે છે. સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના વહીવટમાં સાધારણ રીતે તે વચ્ચે પડતી નથી, પણ તેમ કરવા ધારે તો તેને હક છે; કેમકે તે સંસ્થાનોને સ્વરાજ્ય આપવાનો કાયદો પણ બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કરેલો છે. પાર્લમેન્ટને જવાબદાર પ્રધાનમંડળમાંના પ્રધાનોની દેખરેખ નીચે સામ્રાજ્યનો વહીવટ ચાલે છે. એ દેશો માટે ગવર્નર–જનરલ, કમિશનર વગેરે અધિકારીઓની નીમણુક પ્રધાનમંડળ કરે છે.

**સામ્રાજ્યના વિભાગ:** રાજ્યપદ્ધતિની દૃષ્ટિથી સામ્રાજ્યના દેશોના ત્રણ વિભાગ કરી શકાય. (૧) સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો, (૨) ક્રાઉન કોલોની, અને (૩) રક્ષિત રાજ્યો.

**સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો:** કેનેડા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂઝીલેન્ડ, દક્ષિણ આફ્રિકા, ન્યૂ ફાઉન્ડલેન્ડ, અને ઉત્તર-દક્ષિણ આયર્લેન્ડને સ્વરાજ્ય મળ્યું છે. આ સંસ્થાનોને પોતાની સ્વતંત્ર પાર્લમેન્ટ હોય છે, તેમાં ઘણું કરીને બે સભાઓ હોય છે. તેમાંથી સંસ્થાનોનું પોતાનું પ્રધાનમંડળ ચુંટાય છે, અને આ પ્રધાનમંડળની મારફતે દેશનો વહીવટ ચાલે છે. રાજાના પ્રતિનિધિ તરીકે ત્યાં ગવર્નર જનરલની નીમણૂક કરવામાં આવે છે. દરેક કાયદામાં તેની મંજુરી લેવી પડે છે, અને અગત્યના કાયદામાં શાહી સરકારની મંજુરીની જરૂર રહે છે. આ સંસ્થાનો પરરાજ્યો જોડે પોતાની જવાબદારીથી રાજદ્વારી સંબંધ બાંધી શકતાં નથી. બીજી રીતે તેઓ દરેક રીતે સ્વતંત્ર જેવાંજ છે.

**ક્રાઉન કોલોની:** સિલોન, જમેકા, ફિજી, વગેરે ક્રાઉન કોલોનીનો વહીવટ ઘણે ભાગે ગવર્નરના હાથમાં હોય છે. નાઇજિરિઆ, બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા વગેરે સંરક્ષિત પ્રદેશોને નામે ઓળખાતા ભાગોમાં કમિશનર અથવા રેસિડેન્ટ હોય છે.

**રક્ષિત રાજ્યો:** હિંદુસ્તાનનો વહીવટ હિંદી પ્રધાનના અમલ નીચે વાઇસરોય ચલાવે છે. હિંદનો મંત્રી પ્રધાનમંડળનો સભ્ય હોવાથી પાર્લમેન્ટને જવાબદાર હોય છે. વાઇસરોય પોતાની કારોબારી સભાની સહાયથી દેશનો સર્વ વહીવટ ચલાવે છે. આ સભ્યો ધારાસભાને જવાબદાર હોતા નથી. ઇ. સ. ૧૯૧૯ના કાયદાથી પ્રાંતોના વહીવટમાં ફેરફાર કરવામાં આવ્યા છે.

આ ઉપરાંત છેલ્લા વિગ્રહમાં મેસોપોટેમિઆ, પેલેસ્ટાઇન, જર્મન ઇસ્ટ આફ્રિકા, અને વેસ્ટ આફ્રિકાના પ્રદેશો ગ્રેટબ્રિટનના અધિકાર નીચે આવ્યા છે.



# સાંમ્રાજ્યવ્યવસ્થા.

રાજા.
પાર્લમેન્ટ.
(રાજા, અમીરસભા આમની સભા.)
પ્રિવી કાઉન્સિલ.
પ્રધાનમંડળ.
ન્યાયમંડળ.
મુખ્ય પ્રધાન.
સંસ્થાન ખાતાનો મંત્રી.
હિંદનો મંત્રી.
સંસ્થાનોના ગવર્નર, આદિ.
વાઇસરોય.
સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો.
કાયદામંડળ.
કારોબારી મંડળ.
મુખ્ય ન્યાયમંદિર
કાયદામંડળો. (સંસ્થાનોનાં)
મુખ્ય ન્યાયમંદિર.
પ્રધાનમંડળ (સંસ્થાનોનું)

# પરિશિષ્ટ ૨ જું.

## બ્રિટિશ રાજ્યબંધારણના સીમાસ્તંભો.

| ઈ. સ. | બનાવ. | પરિણામ. |
|---|---|---|
| ૧૨૧૫ | મોટો પટો. | રાજસત્તા પર બંધન મુકાય |
| ૧૨૬૫ | સાઇમન ડી મોન્ટફર્ટે લોકપ્રતિનિધિ તેડ્યા. | પ્રજાના આમવર્ગનો અવાજ રાજ્યવહીવટમાં દાખલ થયો. |
| ૧૨૯૫ | આદર્શ પાર્લમેન્ટ. | અર્વાચીન પાર્લમેન્ટનું બીજ નંખાયું. |
| ૧૩૭૪ | ભલી પાર્લમેન્ટ. | રાજાના અધિકારીઓની તપાસ ચલાવવાના હકનો દાવો પાર્લમેન્ટે કર્યો. |
| ૧૪૦૧ | પાર્લમેન્ટ મળી. | પાર્લમેન્ટે રાજાને આપવાનાં નાણાં મંજુર કરતાં પહેલાં પ્રજાનાં દુઃખ દૂર કરવાની માગણી કરી. |
| ૧૬૦૩ | જેમ્સ ૧લાનું રાજ્યારોહણ. | ઈંગ્લેન્ડ અને સ્કોટલેન્ડ એક રાજાની આણ નીચે આવ્યાં. |
| ૧૬૨૮ | હકની અરજી. | રાજાની આપખુદ સત્તા પર દાબ મુકાયો. |
| ૧૬૪૦–૬૦ | લાંબી પાર્લમેન્ટ. | ચાર્લ્સ ૧ લાનાં આપઅખત્યારી કાર્યો રદ કરી તેના સલાહકારોનો વધ કરવામાં આવ્યો. સૈન્યસત્તાનું રાજ્ય સ્થાપાયું. |
| ૧૬૬૦ | ચાર્લ્સ ર જો ગાદીએ આવ્યા. | સૈન્યસત્તાનો અંત. પ્યૂરિટનોએ કરેલી રાજ્યક્રાન્તિ નિષ્ફળ ગઇ. |
| ૧૬૭૯ | હેબિઆસ કોર્પસ કાયદો. | રાજસત્તા પર કાબુ મુકાયો, ન્યાયપદ્ધતિ નિર્મળ કરવામાં આવી. |
| ૧૬૮૮ | રાજ્યક્રાન્તિ. | લોકસત્તાનો જય. ઈશ્વરી હકના સિદ્ધાન્તને ફટકો. |
| ૧૬૮૯ | હકપત્રિકા. | રાજાપ્રજા વચ્ચે કરાર થયા. |
| | સૈન્યનો કાયદો. | પાર્લમેન્ટનું ઉપરીપદ સ્થપાયું. |
| | ધર્મસહિષ્ણુતાનો કાયદો. | |
| ૧૬૯૪ | ત્રિવાર્ષિક કાયદો. | |

| | | |
|---|---|---|
| ૧૭૦૧ | ઉત્તરાધિકારનો કાયદો. | રાજહક પર દબાણ. વંશપરંપરાથી નહિ, પરંતુ લોકની ઇચ્છાથી રાજગાદી મળે એવો સિદ્ધાન્ત સ્થપાયો. |
| ૧૭૦૭ | ઇંગ્લેન્ડ અને સ્કૉટલૅન્ડની પાર્લમેન્ટનો સંયોગ. | ઇંગ્લેન્ડ-સ્કૉટલેન્ડ વચ્ચેની નિત્યની ઇર્ષા દૂર થઈ. બંને દેશનું હિત એક થયું. |
| ૧૭૧૫ | વિદ્રોહનો કાયદો. | દેશમાં વ્હીગ પક્ષનો પગ મજબુત થયો. |
| ૧૮૦૧ | ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડનું જોડાણ. | કેથોલિકોનો અસંતોષ તીવ્ર થયો. |
| ૧૮૨૯ | કેથોલિક ધર્મવાળાને છૂટ. | પાર્લમેન્ટમાં આવવા માટે કેથોલિક ધર્મવાળાને છૂટ થઇ. |
| ૧૮૩૨ | સુધારાનો કાયદો. | પાર્લમેન્ટમાં પેઠેલો સડો દૂર કરી તેને પ્રજાની ખરેખરી પ્રતિનિધિ બનાવવાનો પ્રથમ પ્રયત્ન કરવામાં આવ્યો. |
| ૧૮૬૭ | સુધારાનો બીજો કાયદો. | મતાધિકારનો વિસ્તાર. |
| ૧૮૭૨ | ગુપ્ત મત આપવાનો કાયદો. | પ્રતિનિધિ પસંદ કરવામાં બહારનું દબાણ ટાળી દઈ મતદારનું સ્વાતંત્ર્ય સાચવવામાં આવ્યું |
| ૧૮૮૪ | સુધારાનો ત્રીજો કાયદો. | મતાધિકારનો વધારે વિસ્તાર. |
| ૧૯૧૨ | પાર્લમેન્ટનો કાયદો. | અમીરોની સભાની સત્તા પર કાપ પડયો. આમની સભા સર્વોપરિ બની. |
| ૧૯૧૮ | પ્રજાપ્રતિનિધિત્વનો કાયદો. | ૩૦ વર્ષ ઉપરની સ્ત્રીને મતાધિકાર મળ્યો. |
| ૧૯૧૯ | હિંદના રાજ્યવહીવટનો કાયદો. | હિંદના રાજ્યવહીવટમાં સુધારા દાખલ થયા. |
| ૧૯૨૨ | આયર્લૅન્ડને સ્વરાજ્ય આપવાનો કાયદો. | આઈરિશ પ્રજાના સ્વાતંત્ર્યયજ્ઞની સમાપ્તિ. |
| ૧૯૨૪ | મજુરપક્ષનું પ્રધાનમંડળ. | મજુરપક્ષ અધિકારપદે આવવાનો બનાવ પહેલવહેલો બન્યો. |

